# કમલાદેવી

યાને

(કૃત્રિમ પ્રેમનું વિકટ પરિણામ.)

લેખક અને પ્રકાશક—

ચંપકલાલ ઉત્તમરામ જોશી.

બાળસુન્દરી અને ગૃહસ્થાશ્રમનું અમૂલ્ય રત્ન,
મગન ભુખાજીની અને સ્નેહ લતા વિગેરેનો લેખક.

કરાંચી

પ્રથમાવૃત્તિ   પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૫

મૂલ્ય ૧-૮-૦

ઉન્મત બની જતા મનુષ્યોનાં દષ્ટાંતો લક્ષ્મીનો સદુપયોગ કરનારી વ્યક્તિઓના કરતાં હમેશાં અધિક મળી આવે છે. નાણાંનો દુરૂપયોગ કરીને અવળે માર્ગે ખરચીને માત્ર શ્રીમંતોનેજ વૈભવ વિલાસ ભોગવવામાં માનવ જન્મનું સાર્થક સમાએલું નથી. પરંતુ તેનો સદુપયોગ કરી સ્વદેશનાં દીન દારિદ્રનું કષ્ટ ભાંગવામાં નવીન નવીન દેશ હિતની કાર્યોમાં સહાય આપવામાં અગત્યવાળાં મનુષ્યોને યોગ્ય રીતે ઉપયોગી થઈ પડવામાંજ અને કંગાલ કલેવર માનવોનાં દુઃખ દુર કરવામાં દ્રવ્યનો વ્યય કરવો એમાંજ શ્રીમંતોની શ્રીમંતાઈ સમાએલી છે એ આપ સારી રીતે જાણો છો ને બહુધા આપ ધન્યવાદને પાત્ર છો.

લક્ષ્મીનો સદ્વ્યય કરવામાંજ શ્રીમંતોનું કર્તવ્ય સમાએલું છે તથા મનુષ્ય જન્મની મહત્તા સમાએલી છે લક્ષ્મીના સદ્વ્યયથીજ આ લોકમાં કીર્તિ અને પરલોકમાં નિરામ શાન્તિ પ્રાપ્ત કરી શકાય છે. લક્ષ્મીવાનના કરતાં કીર્તિમાન મનુષ્ય વિશ્વમાં વધારે અમર રહી શકે છે. કીર્તિનો પૂર્ણ તેજ મહા—અંધકાર વિનાશક સૂર્યજ અવિચળ ટકી રહે છે. તેથી જેમનાં સ્વનામ ધન્ય છે તેવાઓનેજ હજારોવાર ધન્યવાદ ઘટે છે. અને તેજ ઉચ્ચ શ્રેણીના આપ એક પણ, ઉદાર, ધાર્મિક વૃત્તિવાળા ગૃહસ્થ છો.

આપનો આપની જ્ઞાતિનાં નિરાધાર બાળકોપરનો પ્રેમ તેમને આશ્રય આપી, અનાથાશ્રમો સ્થાપી વિદ્યા જેવું અમૂલ્ય ગુપ્તધન ગ્રહણ કરાવી સુનીતિના માર્ગપર ચડાવવાનો

ઉત્સાહ, દીનદરિદ્ર મનુષ્ય તરફની સ્નેહદૃષ્ટિ, ધાર્મિક દેશ
હિતૈષી અને જે દ્વારા જનસમાજનું કલ્યાણ થય શકે તેવા
કાર્યમાં દ્રવ્યદ્વારા મદદ આપવાની પ્રવૃત્તિ આદિ આપના
અનેક ગૌરવાંકિત કાર્યો મ્હેં દૃષ્ટિ સન્મુખ જોયાં છે અને
તે ખરેખર અતિશય પ્રશંસનિયજ છે.

આપને ગુર્જર સાહિત્યપર માતૃભુમિની સામાજીક, સાંસારિક
અને ધર્મોન્નતિ તરફ પૂર્ણ પ્રેમ છે અને તેને વિકસાવવા માટે
આપ યથાસાધ્ય સહાયતા આપો છો અને અંતઃકરણ આપી
પણ મુકયા છો એજ આપની ઉદારતાનું મુખ્ય ચિન્હ છે.

આપશ્રી તેમજ આપની મિલ્કતના ભાવી ઉત્તરાધિકારી
ચિ. રામજીભાઇ લક્ષ્મીના સદુપયોગમાં નિરંતર હાથ લંબાવ્યા
કરો છો, દેશની ઉન્નતિના કાર્યમાં સરસ્વતી સદનો (વિદ્યા-
લય) સ્થાપવા સ્થપાવવામાં અને અન્યોન્ય સાર્વજનિક
કલ્યાણકારક પરોપકારી ફન્ડોમાં આપે જે સેવા બજાવી
છે અને અદ્યાપિપર્યંત બજાવી રહ્યા છો તે માટે આપ બન્ને
મહાનુભાવને અંતઃકરણ ધન્યવાદ ઘટે છે.

તદુપરાંત મ્હારા પર આપશ્રીએ તેમજ શ્રી રામજીભાઇએ
કેટલાક અમૂલ્ય ઉપકારો કીધા છે, કરો છો અને હજુ કર-
વાની સંભાવના પણ ધરાવો છો. આથી તેમજ આપના અનેક
સદ્‌ગુણોમાં આકર્ષાઇને મ્હારા અમૂલ્ય પ્રયત્નને આ પુસ્તકરૂપે
હું આપને અર્પણ કરૂં છું. તે સ્વીકારી આભારી બનાવશો.

લી. શુભાકાંક્ષી જોશી ચંબકલાલ.

# " नमामि त्वां भारति । "

---

**शार्दुल विक्रीडित.**

हे भूमि जन ताप पाप हरणी आपद्दहा मेदिनी,
माते आर्य प्रसूतिका वसुमते दारिद्र्य उच्छेदिनी
देवी देव मनुष्य पूज्य सुखदापालाश वस्त्राधरा
बारंबार नमामि रत्नांककणानपे प्रत्यक्ष विश्वंभरा

---

# ભારત માતા !

---

અયિ ભુવન મનોમોહિની,
નિર્મલ સૂર્ય કરોજ્જ્વલ ધારિણી;
જનક, જનની જનની. અયિ.

નીલ સિન્ધુ જલ ધૌત, ચરણ તલ,
અનિલ વિકંપિત શ્યામલ અંચલ;
અંબર ચુંબિત ભાલ હિમાચલ,
શુભ્ર તુષાર કિરીટિની. અયિ.

પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને;
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વન ભવને;
જ્ઞાન ધર્મ કતિ કાવ્ય કાહિની. અયિ.

ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,
દેશ વિદેશ વિતરિછ અન્ન;
જાન્હવી જમુના વિગલિત કરૂણા,
પુણ્ય પીયૂષ સ્તન્ય ધારિણી. અયિ.

Calcutta } Babu Ravindranath. Tagore.

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदाय आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परंधीमहि ॥ ×

---

× જે પરમેશ્વરથી આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે; જે પરમેશ્વર ઘડામાં કારણરૂપે જેમ માટી વ્યાપી રહેલી છે અને કડાં, કુણ્ડલ વગેરેમાં કારણરૂપે જેમ સુવર્ણ વ્યાપી રહેલું છે તેમ, કાર્યરૂપ આ પ્રપંચમાં કારણરૂપે વ્યાપી રહેલા છે; જે મિથ્યા કાર્યથી જૂદા છે; જે પરમેશ્વર જ્ઞાન સ્વરૂપે અને સ્વયં પ્રકાશ છે તથા મોટા મોટા પણ્ડિતો પણ જે વેદનું રહસ્ય જાણવાને મુંઝાય છે, તેવા વેદનો પરમાત્મા, આદિ કવિ એવા બ્રહ્માના મનમાં અંતર્યામીપણાથી વિસ્તાર કરે છે, વળી સૂર્યના કિરણોથી જેમ ઝાંઝવાના જળની ભ્રાન્તિ થાય છે તે મિથ્યા છતાં સૂર્યના કિરણોની સત્તાથી સત્ય ભાસે છે, સ્થિર પાણીમાં ભ્રાન્તિથી જેમ આ કાચ છે, આવું ભાન થાય છે, તે મિથ્યા છતાં પાણીની સત્તાથી સત્ય ભાસે છે; અને કાચમાં જેમ ભ્રાન્તિથી આ પાણી છે, એવું ભાન થાય છે. તે મિથ્યા છતાં કાચની સત્તાથી સત્યભાસે છે, તેમ અધિષ્ઠાનરૂપ જે પરમાત્મામાં તમોગુણના કાર્યરૂપ પંચમહાભૂતની સૃષ્ટિ, રજોગુણના કાર્યરૂપ ઇન્દ્રિયોની સૃષ્ટિ અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ પણ કલ્પિત અને અસત્ય છે–તથાપિ, પરમાત્માની સત્તાથી સત્ય હોય તેવી ભાસે છે; વળી જે પરમાત્માએ પોતાના જ્ઞાનરૂપી પ્રકાશથી માયાનો નાશ કર્યો છે. જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં વિધમાન છે, એવા સર્વ શ્રેષ્ઠ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ.

છપાય છે	ટુંક મુદતમાં તૈયાર થશે.	છપાય છે

# અબલા વધ

યાને

# ભયાનક કાવત્રાં.

## (ચિત્તોતેજક સ્વદેશીઐતિહાસિક ડિટેકટીવ-નવલકથા.)

લેખકઃ ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

પ્રસ્તુત પુસ્તક તદ્દન નવીન ઢબનુંજ છે. ત્હેમાં ઈ. સ. ૧૮૫૭ માં ભારતમાં સળગેલા સિપાહી વિદ્રોહ (બળવા)નું સંપૂર્ણ વૃતાંત દર્શાવવામાં આવ્યું છે તે ઉપરાંત નાનાસાહેબ તથા તાતીયા ટોપી વગેરેની અપરિચિત રહેલી અનેક બાબતો શોધ કરીને સંગ્રહવામાં આવી છે. નાનાસાહેબની નિષ્ઠુરતા ભરેલી વીરતા, તાતિયા ટોપીનું ચાતુર્ય તથા ઉદારતા, ભારતના વાયસરૉય લૉર્ડ કેનિંગની નિપુણતા, કૌશલ્ય, તેમજ ગોયેન્દા સરદાર રામપાલસિંહની ચાલાકી, અદ્દભુતતા, વિદ્રોહીયોને પકડી કહાડવાની ચાતુરી, મિ. ગાર્ડનની દયાજનક સ્થિતિ, ત્હેની પુત્રિ હેલનાનું કરૂણા ઉપજાવે તેવી રીતે થએલું મૃત્યુ, દુષ્ટ પાપાત્મા ફ્રાન્સ દેશના વીર લૂંટારા મેકેયરની દુષ્ટતા-ભયંકર કાવત્રાં, મિ. રોજ તથા સ્ટેફેનનો સ્નેહ, જોન્સની નાલાયકી, નાનાસાહેબની પવિત્ર સુકુમાર બાળા મેનાની સ્વદેશભક્તિ, ત્હેનો ભયંકર રીતે-કમકમાટ ઉપજાવે તેવી રીતે કરેલો વધ, તેને અટકાવવાને ઇંગ્લાંડની પાર્લામેન્ટનો તાર. ભયંકર રીત વગેરે વિષયો વાંચતાં વાંચતાં રૂંવેરૂવાં ખડાં થઈ જશે. વીર, કરૂણાને ગુપ્ત ચાલાકી ભરેલાં કાર્યોથી આ પુસ્તક ભરપુર છે. કિ. માત્ર રૂ. ૧-૪-૦. પૃષ્ટ ૨૫૦ થી ૩૦૦, પાકું પુઠું સોનેરી નામ સહિત. અગાઉથી નામ નોંધાવનારને રૂ. ૧)

મળવાનું ઠેકાણું:— C/o ત્ર્યંબકલાલ જીવરાજ જોશી,
એન. એચ. વ્યાર્સ બી. એ. મદ્રેસા હસની-
કરાંચી.



# પ્રસ્તાવના.

It was perceived that a work of literature is not a mere play of imagination, a solitary capricl of a heated brain, but a transcript of contemparary manners, a type of a certain kind of mind. It was concluded that one might trace from monuments of literature the style of man's feelings and thoughts for centuries back. The attempt was made,-and it suceceded.

*Taine's History of English literature.*

સામ્પ્રત સમયમાં દિનપ્રતિદિન ગુર્જર ભાષાના સાહિત્યમાં વૃદ્ધિજ થતી જાય છે એ ઘણું ખૂશી થવા જેવું છે. અર્વાચીન સમયમાં નવલ કથાનું વાંચન ગુજરાતી પ્રજાને વિશેષ પ્રિયપાત્ર થઇ રહ્યું છે, અને એને અનુસરીનેજ મેં આ નવલકથા લખીને ગુર્જર ગિરાના પાઠકોની સમક્ષ મૂકવાનો પ્રયત્ન કર્યો છે.

જો કે નવલકથાના વાંચન કરતાં મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો દેશદેશના આચાર વિચારનાં, હુન્નર ઉદ્યોગ અને વ્યવસાયનાં વર્ણનો તેમજ વિવિધ પ્રકારની શોધખોળો ઉપરથી જગતમાં થએલી સારી અસરો, કૃષિ તથા વાણિજ્ય અને પ્રાચીન સમયની પ્રજાનાં ઉચ્ચ આચરણોનાં વૃતાન્તો વિગેરે જનસમાજપર ઘણી સારી અસર કરે છે.

પરંતુ શોચનીય વાતતો એજ છે કે અદ્યાપિ પર્યંત ગુર્જર સાહિત્યનો લાભ લેનારા પૈકીનો મ્હોટો ભાગ તેવા અમૂલ્ય જ્ઞાનનો અધિકારી થયો નથી. તેઓ એવાં અનુપમ અને જ્ઞાનમય પુસ્તકો તરફ ઘણુંજ ઓછું લક્ષ્ય આપે છે, એ નીચે આપેલાં કેટલાંક કારણો પરથી સ્હેજ જણાઇ આવશે. દૃષ્ટાંત તરિકે આપણા સાહિત્યના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીશું તો નવલકથાઓ જેટલી પ્રકટ થઇ અને હજુ પણ દિનપ્રતિ-દિન અવારનવાર બહાર પડતી જાય છે, તેટલાં અન્ય પુસ્તકો બહાર પડતાં નથી. અને કદાપિ તેવાં જનસમાજનું વિશેષ કલ્યાણ કરનારાં પુસ્તકો બહાર પડે છે, તો અતિશય ઉચ્ચ શિક્ષણ ગ્રહણ કરેલા શિ-ક્ષિત વર્ગમાંના કેટલાક મનુષ્યો શિવાય બાકીનાં વાંચનારાઓ તે ત-રફ બહુજ ઓછું લક્ષ્ય આપે છે. હજુ આપણા સાહિત્યમાં હુન્નર-વિજ્ઞાન, ખગોળ, ભૂગોળ, ઉત્તમોત્તમ જીવન ચરિત્રો અને નવીન શોધ-ખોળો વાળાં પુસ્તકો બહુજ ન્યુનજ છે અને ત્હેનીજ અત્યારે આપણને ખાસ આવશ્યકતા છે. પરંતુ જ્યાં સુધી પ્રજા ત્હેને બરાબર સ્થાન ન આપે. જ્યાં સુધી તેવાં જ્ઞાનનીય પુસ્તકોનો પ્રભાવ જનસમાજપર બરાબર અસર ન કરી શકે ત્યાં સુધી ઉત્તમ નવલકથાઓ પ્રકટ કરીને ત્હેમાંજ કાંઇક વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે અને એ દિશા તરફથી ઉપર દર્શાવેલ દિશાભણી ગુર્જર વાઙ્મયના પાઠકો પ્રયાણ કરે તો વિશેષ લાભદાયક પરિણામ નિવડે એમાં જરાપણ અસંભવ નથી.

નવલકથાના ઉત્તમ વાંચન દ્વારાજ જનસમાજને સુનીતિને રસ્તે દોરી ત્હેમનો વ્યર્થ વાંચનના મોજશોખમાં જતો સમય બચાવવામાં આવે તો વિશેષ શ્રેયસ્કર પરિણામ આવે. અને તેજ વાંચનદ્વારા તેઓ ઉપર લિખિત વિષયોનાં પુસ્તકોનું મનન કરી પોતાના દેશમાં નવીન નવીન હુન્નરો–ઉદ્યોગો અને વ્યવસાય વાણિજ્યનો શી રીતે બહોળો

ફેલાવો થાય તેવા વિચાર કરવાને શક્તિમાન થાય અને તેજ વિચા-રના પરિણામે છેવટે તેઓ એ કામમાં વિજયી નિવડે તો ભારતવર્ષના વાતાવરણમાં કાંઇક જૂદોજ ફેરફાર થાય એમાં જરાપણ સંદેહ નથી.

સાહિત્યનો વિશેષ લાભ લેનારા વર્ગોમાંનો કિસ્સા કહાણીઓ વિગેરે વાંચનારો વર્ગ પણ મ્હોટી સંખ્યા વાળો છે. જ્યારે તે વર્ગ પ્રથમ અને દ્વિતીય શ્રેણીના પાઠકો જેવો ઉચ્ચ સાહિત્યનો વિલાસી થશે ત્યારે જનસમાજના આચરણમાં કાંઇ જુદીજ અસર થશે. માટે આ ત્રીજા વર્ગને નવલકથાના વાંચનદ્વારાજ ઉચ્ચ શિક્ષણ આ-પવાની ખાસ આવશ્યકતા છે. અને ત્હેને અનુસરીનેજ મ્હેં મ્હારી અલ્પ મતિના પ્રમાણમાં આ એક નવલકથા ( કમલાદેવી ) ગુર્જર વાઙ્મયના સર્વજ્ઞ પાઠકો સમક્ષ મૂકવાનું સાહસ કર્યું છે.

પ્રસ્તુત નવલકથા ત્રણે વર્ગના અધિકારીઓ અને ઉત્તમ વાંચ-નના અભિલાષિયોને પણ કાંઇક અંશે લાભદાયક નિવડે તે તરફ મ્હેં મ્હારા પ્રમાણમાં વિશેષ પ્રયત્ન કીધો છે. જો તે સર્વ વર્ગને રૂચિકર નિવડશે અને જનસમાજને કિંચિત માત્ર પણ લાભદાયક નિવડશે તો મ્હારો આ પ્રથમ પ્રયાસજ સફળ થશે.

સદરહુ નવલકથામાં મ્હેં આપણા પૂર્વજોના સ્વદેશ પ્રત્યેનું ગૌરવ અને સ્વદેશાભિમાનનો સાચો ચિતાર, તથા માયાના આવરણથી આચ્છા-દિત થતો વિશુદ્ધ સ્નેહ, ક્ષણિક જીવનની તુચ્છ લાલસાઓથી થતાં વિપરીત પરિણામો અને દીવ્ય જીવનનો ચમત્કાર વિગેરે વિષયો દર્શા-વવામાં પુરતો પ્રયત્ન કર્યો છે.

હવે પુસ્તકમાંનાં મુખ્ય બે પાત્રો માનસિંહ અને કમલાદેવીએ બન્નેના વૃતાંતની વાત સત્ય છે કે કેમ એનો કાંઇ ચોક્કસ નિર્ણય

કરી શકતો નથી, તો પણ સાધારણ દૃષ્ટિથી જોતાં એટલું તો ખાત્રિ સહિત કહી શકાય કે, મનુષ્યો પ્રથમ તો માયાવિ મૃગજલના આભાસમાં મુગ્ધ બની જઇને તે તરફ દોડી જાય છે અને પછીથી ત્યાં શૂન્ય પરિણામ નિવડવાથી આખરે પસ્તાઇને પોતાની મુર્ખતાને સ્વીકારે છે. તેવીજ રીતે માનસિંહનું પણ બન્યું હોય તો તેમાં કાંઇ પણ અસંભવિત નથી.

તે પ્રથમ અકબર શાહના પ્રચંડ પ્રભાવ અને ઉદય પામતા સામ્રાજ્યના સૂર્યના તેજમાં અંજાઇને પોતાના ધર્મથી, જાતિકુલથી, આર્યત્વથી, અને છેવટે સ્વબંધુ બાંધવોથી પણ વિમુખ બન્યો એ સર્વ વાતનો પુરાવો ઇતિહાસ આપે છે. એ ખરૂં છે. પરંતુ પાછળથી જ્યારે ત્હેને પોતે કોણ છે ? આમ મોગલોનું દાસત્વ સ્વીકારવાનું કારણ શું ? પોતાની કુલ કન્યાઓ અનાર્યોને સ્વાધીન કરી ત્હેમના અંતઃપુરના આભુષણ તરીકે વેચીને તેમને બેગમો, બીબીયો, આદિ હલકા નામો ધારણ કરાવી પવિત્ર ધર્મનો ઉચ્છેદ કરવાનું પ્રયોજન શું ? પોતે શુદ્ધ ક્ષત્રિય, અંબર ( જયપૂર ) જેવા વિશાળ રાજ્યનો સ્વામી હોવા છતાં આમ ધર્મદ્રોહી શા માટે બન્યો ? ઇત્યાદિ અનેક વિષયોથી જ્યારે તેનું અંતઃકરણ દાઝવા લાગ્યું હોય તો ત્હેમનાં જરાપણ સંદેહ નથી. અને સર્વ સ્થળે થતા પોતાના અપમાનમાંથી, તથા મોગલોની પરતંત્રતામાંથી મુક્ત થવા માટે ત્હેણે પ્રસ્તુત નવલ કથામાં દર્શાવેલા વિષયો પ્રમાણે ચેષ્ટાઓ કરેલી હોય એમ આપણે નિર્વિવાદ રીતે કહેવુંજ પડશે. **તે એના પશ્ચાતાપ અને તેણે કરેલી સઘળી ચેષ્ટાઓથી તેને જે આર્ય કુલના કલંક તરિકે ઇતિહાસકારોએ વર્ણવ્યો છે તેમાંથી કાંઇક અંશે તે મુક્ત થઈ શકે છે.**

ત્હેના પ્રયત્નો, સ્વદેશ ભક્તિ, અને મોગલોના અત્યારચાની ઘૃણાઓ

વગેરે જો ત્હેના હૃદયમાં પ્રથમથી સ્ફુરાયમાન થયાં હોત તો તે આજે ઇતિહાસમાં નિંદાય છે તેને સ્થળે તે પૂજનીય ગણાત, પરંતુ કહ્યું છે કે; Man supposes God disposes ( મનુષ્યો ધારે છે શું અને પ્રભુ કરે છે શું.

એને અનુસરીને તે ઇતિહાસમાં અને જનસમાજમાં કલંકિત થયો. તોપણ તેની પાછલી અવસ્થામાં કરેલા યત્નો પ્રમાણે વાસ્તવીક રીતે તેનું કલંક કાંઇક ઝાંખું ગણાશે.

માનસિંહનો કમલાદેવીનો પ્રેમ વિષયી પ્રેમ નહોતો પરંતુ માનસિંહ તો કમલાદેવીને પોતાનું કાર્ય શ્રેય કરવા માટેજ ચાહતો હતો નહિ કે ત્હેની સાથે વિષયી પ્રેમથી જોડાઇને કલંકિત થવા માટે.

હવે કમલાદેવીના વર્તન તરફ આપણે સુક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરીએ કમલાદેવી કોણ હતી ? ક્યાં જન્મી હતી ? ત્હેનો ઇતિહાસ કાંઇ પણ મળી શકતો નથી. પરંતુ અકબ્બરશાહની વૃદ્ધાવસ્થામાં તેજ રાજ્યની કર્તાકારવતાના પદપર નિયુક્ત હતી એમ એકાદ મહાન પ્રતિભાશાળી વિદ્વાનના લખાણ પરથી મળી આવે છે અને તે વાત સંભવિત હોય ત્હેમ માનવાનું આપણને ઘણાં કારણ મળે છે. કારણકે ઇતિહાસોનાં વૃતાંતો પરથી આપણને સ્પષ્ટ જણાઇ આવે છે કે અકબ્બરશાહ એ રૂપ—લાવણ્ય યૌવન અને વિષયનો ખાસ ભોક્તા હતો અને ત્હેને લીધે **નવરોજ** આદિ અત્યંત ધતિંગો આદરી તેણે અનેક સાધ્વી બાળાઓનાં સતીત્વનો નાશ કર્યો હતો અને ત્હેને અનુસરીને કમલાદેવી જેવી અતિ સૌંદર્યવાન અને પૂર્ણ યૌવનના મદથી ભરપુર થએલી એક રમણીપર તે મોહાંધ બનીને પોતાની વિષય વાસના જેવી તુચ્છ લાલસામાં ત્હેને પોતાના અંતઃપુરની સર્વોપરી બેગમ બનાવે તો ત્હેમાં કાંઇપણ આશ્ચર્ય જેવું નથી. વિષયના ઘેનમાં ઉત્તમ મનુષ્યો પ્રાણની પણ સ્પૃહા કરતાં

નથી તો પછી અકબર જેવો વિષય વિલાસી યૌવન લાવણ્ય અને મૃદુતાની મૂર્તિને પોતાના હૃદય મંદિરની અધિવાસીની બનાવે તો ત્હેમાં વિશેષ આશ્ચર્યાન્વિત થવા જેવું નથી.

આ સર્વ પ્રમાણો પરથી કમલાદેવી દિલ્હીના તખ્તપર તે વખતના જમાનાની અનુસાર સર્વોપરી બેગમ તરિકે વિરાજતી હોય અને માનસિંહ ત્હેનો આશ્રય લઇ પોતાનું કાર્યશ્રેય કરવા માટે પ્રયત્નો કરે તથા કમલાદેવી વૃદ્ધ અકબ્બરશાહથી પોતાની કામ તૃષ્ણા પાર ન પાડી શકવાથી માનસિંહને પોતાનો સ્વામી બનાવી પોતાની વિષયી વાસનાઓ પાર પાડવા ઇચ્છે તો કદાપિ તેમ પણ સંભવિત હોઇ શકે.

આ સિવાય અન્ય સઘળાં પાત્રોનાં કાર્યો પુસ્તકમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યાં છે અને વિશેષ પરિચય આપવા માટે પાછળ **પરિશિષ્ટ** પણ જોડવામાં આવ્યું છે.

આ નવલકથા તદ્દન ઐતિહાસીકજ છે એમ મ્હારૂં કહેવું નથી. પરંતુ મળ્યું તેટલું ઐતિહાસિક વસ્તુ સંકલનાનુ સાધન એકત્ર કરી વિશેષ કલ્પનાના મિશ્રણથીજ લખવામાં આવી છે. એટલે કોઇ પણ વાંચકોએ આ વાત તદ્દન ઐતિહાસિક નથી એમ માનીને લેખકે આ સઘળો ઇતિહાસ જુઠ્ઠો લખ્યો છે એ માનવાનું નથી. પરંતુ વિશેષ સહાયતા કલ્પનાનીજ છે.

ઐતિહાસિક વસ્તુવાળાં પુસ્તકોની સાથેજ કવિની કલ્પનાઓ પણ કેવી કેવી મનોહર ભાવનાઓ પ્રકટ કરે છે તે માટે જગત પ્રસિદ્ધ મહાકવિ શેક્સપિયર કહે છે કેઃ—

" The poet's eye, in a fine frenzy rolling,<br>Doth Glance from heaven to earth,<br>from earth to heaven;

And as imagination bodies forth
The forms of things unknown,
the poet's pen
Turns them to shapes and Give's
to airy nothing
A local habitation and a name."

આ પ્રમાણે અમને મૂળ મળેલી ઐતિહાસિક વસ્તુસંકલના (Plot) માં કલ્પનાની વિશેષ વૃદ્ધિ કરીને પ્રસ્તુત નવલકથાને અધિક રસમય–જ્ઞાનમય બનાવવા માટે યથાસાધ્ય યત્ન કર્યો છે, તદ્દન ઐતિહાસિક પુસ્તકોનાં નીરસ વાંચન કરતાં ત્હેમાં ઉચ્ચ કલ્પનાની વિશેષ વૃદ્ધિ કરેલાં પુસ્તકો વિશેષ ગૌરવવાન થઇને જનસમાજને અધિક બોધદાયક નિવડે છે. અને ત્હેને અનુસરીને આ પુસ્તકમાં કલ્પનાથી સહાય વિશેષ લીધી છે.

પ્રસ્તુત પુસ્તક જનસમાજ આગળ રજુ કરવાનું માન કરાંચીના સુપ્રસિદ્ધ શેઠ શ્રી જસરાજ વાલજી કોન્ટ્રાકટરનેજ ઘટે છે. ત્હેમણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં પુરતો આશ્રય આપ્યો છે. અને તે ઉપરાંત મ્હારાપરઅનેક ઉપકારો કર્યા છે. આ પછી એક ઐતિહાસિક ડિટેકટીવ (અબલાવધ યાને ભયાનક કાવત્રાં. સન ૧૮૫૭ ના બળવાની સઘળી માહિતગીરી, નાના સાહેબ અને તાતીયાનુ ચાતુર્ય વગેરેનો અતિશય મનોવેધક સંપૂર્ણ ઇતિહાસ.) નવલકથા છપાશે તે પણ તેઓની લાગણીનું પરિણામ છે. તે બદલ તેઓનો હું ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. રા. રા. જસરાજભાઇના ચિ. શ્રીયુત રામજીભાઇ પણ ઘણાજ ઉત્સાહી અને સાહિત્ય સ્નેહી યુવક છે. પોતાની લઘુવયમાં સાહિત્ય તરફ આવી સ્નેહ દૃષ્ટિથી જુએ છે એ ઘણું ખૂશી થવા જેવું છે. ત્હેમની સાહિત્ય તરફની સ્નેહ દૃષ્ટિનું

પરિણામ તેજ આ પુસ્તકરૂપે હું જનસમાજ આગળ પ્રકટ કરૂં છું. શેઠશ્રી જસરાજભાઇની વૃત્તિ ઘણીજ ધાર્મિક છે તેઓ નિરંતર ધર્મના કામમાં તન મન ધનથી પૂરતી મદદ આપે છે. તેવીજ રીતે રા. રા. રામજીભાઇની લાગણી સ્વદેશ અને સાહિત્ય પ્રત્યે બહુ સારી છે. તે ત્હેમનાં ઉભયનાં જાહેર કાર્યોજ કહી આપે છે એટલે મ્હારે કહેવાની કાંઇપણ આવશ્યકતા નથી.

આપણા ગુજરાતમાં પણ આવા સાહિત્યપ્રચારક ધનાઢ્યોની ખાસ આવશ્યકતા છે. અને તેને અનુસરીને અન્ય ધનવાનોએ પણ પોતાના દેશના સાહિત્યને મદદ આપવાની આવશ્યકતા છે. એ પણ એક પરમાર્થી કાર્ય છે. પરમાર્થ તેજ સાચું પૂન્ય છે. કેમકેઃ—

*** તે ધન્યા ભુવિ પરમાર્થ નિશ્ચિતે હાઃ**
**શેષાસ્તુ ભ્રમનિલયે પરિભ્રમંતિ ।**

શ્રીયુત જસરાજભાઇએ આ સિવાય બીજાં પુસ્તકો પણ પ્રકટ કરાવરાવ્યાં છે અને હજુ પણ તે દિશા તરફ તેમની પૂર્ણ લાગણી છે તે બદલ ત્હેમને ધન્યવાદ ઘટે છે.

પ્રસ્તુત નવલકથાનું મૂળ વસ્તુ બંગભાષાના સુપ્રસિદ્ધ કવી શ્રી હરિમોહન મુખોપાધ્યાયના હાથથી લખાએલું અને તે આજથી લગભગ એક વર્ષ પહેલાં મ્હારા વાંચવામાં આવેલું તે ઉપરથી ત્હેનું રૂપાંતર કરીને ગુર્જરગિરાના પાઠકો સમક્ષ મુકવાનો મ્હને ઇરાદો થએલો અને તે પણ આ પુસ્તક બહાર પાડવાનું એક કારણ છે. જોકે મ્હેં મૂળ લેખકના કરતાં

---

*જેઓ પરમાર્થ વસ્તુને માટે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કર્યા કરે છે. તેઓ પૃથ્વીપર ભાગ્યશાળી ગણાય છે, બાકીના તો ભ્રમરૂપી અંધારી કોટડીમાં અટક્યાજ કરે છે.

અનેક સુધારા વધારા કર્યા છે. તેમનાં કેટલાંક કલ્પિત પાત્રોને મ્હારે પણ ફેરવવાં પડયાં છે. આ સ્થળે ત્હેમનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

તે ઉપરાંત બંગ ભાષામાં ઉક્ત કવિશ્રીએ ઘણાં પુસ્તક લખ્યાં છે. શ્રીયુક્ત કાલીચરણ ઘોષ, શ્રી સુરેન્દ્રનાથ, મુખોપાધ્યાય, શ્રી યતીશચંદ્ર વસુ, શ્રી પ્રમથનાથરાય ચૌધરી વિગેરે ઘણા વિદ્વાનો બંગ ભાષાને સારા લેખોથી વિભુષિત કરવા માટે ઘણાજ પ્રયત્નો કરે છે અને તેજ મુજબ જો ગુર્જર સાહિત્યમાં પણ વિદ્વાનો પણ પોતાની માતૃભાષાને સારા લેખોથી સુશોભિત કરવામાં યથાયોગ્ય પ્રયત્ન કરશે તો આપાણું સાહિત્ય પણ બંગ સાહિત્યના જેવુંજ અને તેથી પણ વિશેષ ઉત્તમ થઇ શકશે.

પ્રસ્તુત પુસ્તક લખવામાં મ્હને બંગભાષાનું જ્ઞાન આપનાર સુપ્રસિદ્ધ લેખક શ્રી **ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા** જેઓ સસ્તી વાર્તામાળા દ્વારા ગુર્જર સાહિત્યની સેવા બજાવી રહ્યા છે તેમણે તથા મ્હારા વડીલ હિતેચ્છુ રા. રા. **વ્યાસ નરભેરામ હરિકૃષ્ણ બી. એ.** એ જે કિમ્મતી સલાહ આપી છે તે બદલ તેમનો પણ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનુ છું.

આ નવલકથામાં મ્હારા અનેક દોષો રહી ગયા હશે તો વાચક વર્ગ તે સુધારી લેશે એવી આશા રાખું છું, કારણ કે ભૂલને પાત્ર મનુષ્ય હોય છેજ ને તેને અનુસરીને હું પણ ભૂલને પાત્ર હોઉં તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પરંતુ તે તરફ લક્ષ્ય ન આપતાં વાંચકવર્ગ સારને ગ્રહણ કરીને અસારને બાજુએ મૂકી દેશે એવી મારી નમ્ર પ્રાર્થના છે. અસ્તુ.

શ્રાવણી પૌર્ણિમા.<br>સં. ૧૯૭૧<br>રામમંદિર,-**કરાચી.**

લી૦

**ત્રંબકલાલ જોશી.**

# અનુક્રમણિકા.

## પ્રથમ ખણ્ડ.



## દ્વિતીય ખણ્ડ.



## તૃતીય ખણ્ડ.



## ચતુર્થ ખણ્ડ.

## પંચમ ખણ્ડ.



## ષષ્ઠ ખણ્ડ.



## સપ્તમ ખણ્ડ.

ષોના અદ્ભુત વૃત્તાંતો વાંચ્યાં હશે. પરંતુ આ નવલકથામાં તમને જાપાન દેશની ઠિંગણી ડિટેક્ટીવ રમણીઓ કેવાં અદ્ભુત પરાક્રમો કરે છે તથા કેવું બુદ્ધિ કૌશલ્ય ચલાવી ચકિત કરી નાંખે છે તે સાદર કરીશું.

વાર્ષિક મુલ્યઃ—કાચા જાડા પૂઠાના રૂ. ૨ અને પાકા પુઠાના રૂ. ત્રણ વી. પી. ખર્ચ એક આનો વધુ.

પત્ર વ્યવહાર મનિઓર્ડર વગેરે મેનેજરને નિચલે સરનામે કરવોઃ—

દરેક શહેરના પ્રસિદ્ધ બુકસેલર પાસથી પણ પુસ્તકો મળશે. | ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. મેનેજર—સસ્તીવાર્તામાળા—અમદાવાદ

---

નિમ્ન લિખિત સ્થળેથી આ પુસ્તક

# કમલાદેવી.

રોકડી કિમ્મતે મળી શકશે.

૧ રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશી C/o. વ્યાસ એન. એચ. બી. એ. મહેસાસની નાનકવાડા—કરાંચી.

૨ રા. જીવનલાલ અમરશી મહેતા મેનેજર પ્રિન્ટિંગ વર્કસ એન્ડ બુકસ એજન્સિ પીરમશાહરોડ—અમદાવાદ.

૩ રા. મૂળજી શંકરભાઇ જોશી મુ. માળીલા પોષ્ટ ચલાળા (કાઠીઆવાડ)

૪ રા. માનશંકર હરિશંકર ભટ્ટ. C/o. મહેરઅલી મહમદઅલી વકીલ એન્ડ કું. કણબીવાડ—ભાવનગર.

૫ રા. કેશવલાલ હરગોવનદાસ શેઠ નં. ૨૦૩ ઢાલની પોળ અમદાવાદ.

૬ રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા—અમદાવાદ.

૭ રા. એદલજી ધનજી કાબા અમરેલી (કાઠીઆવાડ)

૮ રા. એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

૯ રા. અબદુલહુસેન આદમજી બુકસેલર ભાવનગર (કાઠીઆવાડ)

આ સિવાય કાઠિઆવાડ, ગુજરાત વિગેરે શહેરોના મુખ્ય મુખ્ય બુકસેલરો પાસેથી પણ આ પુસ્તક વેચાતું મળી શકશે.



# કમલાદેવી.

યાને

## કૃત્રિમ પ્રેમનું વિકટ પરિણામ.

## પ્રથમ ખણ્ડ.

### પ્રથમ પરિચ્છેદ.

---



#### અરણ્ય પ્રદેશમાં ગુપ્ત મંત્રણા.

---

પહાડી પ્રદેશ છે, ચારે બાજુએ પુષ્કળ અરણ્યો વિસ્તરેલાં છે. વસ્તીનું નામ નિશાન પણ ક્યાંય જોવામાં આવતું નથી. આ સમયે એક અશ્વારોહી સરદાર સ્હામેના અરણ્ય તરફ પ્રયાણ કરી રહ્યો છે. વૈશાખ મહિનો છે. સન્ધ્યા સમય થવા આવ્યો છે. અસ્તાચળમાં પ્રવેશ કરતા સવિતાનારાયણનાં સોનેરી કિરણો અદ્યાપિ પર્યંત પહાડની

ઉંચી ટેકરીઓ અને મ્હોટા મ્હોટા વૃક્ષોનાં શિખરપર ઝળકી રહ્યાં હતાં. પક્ષિયો પણ પોતપોતાના માળા તરફ વિચરતાં હતા. આ સમયે આકાશમાં પશ્ચિમ બાજુએથી એકાએક વાદળાંઓ ચ્હડી આવ્યાં. આ જોઇને સ્વારે પોતાના અશ્વને ચાબુક મારી. તે ઉતાવળો ચાલવા લાગ્યો. પરંતુ થોડેજ દૂર ગયા પછી તે વાદળામાંથી વિજળી ચમકવા લાગી અને ગાજવિજ સાથે વરસાદ મૂશળધારે પડવા લાગ્યો. ઘોડે-સ્વાર પાણીથી ભિંજાઇ જવા છતાં આગળ વધવા લાગ્યો અને અલ્પ સમયમાંજ અરણ્યની સમીપ આવીને અશ્વ પરથી નીચે ઉતરી પડયો.

આવા ભયંકર જાનવરોથી ભરેલા અરણ્યમાં તે પુરૂષને શા માટે આવવું પડયું હશે ? શું ત્હેને અહિં આવા વિકટ સમયે આવ્યા સિવાય ચાલે તેમ ન્હોતું ? ત્હેને ત્હેના પ્રાણની પણ દરકાર નહિ હોય ?

ના, સ્વારને કોઈ પણ પ્રકારની ચિંતા નથી. અશ્વને એક વૃક્ષની સાથે બાંધીને ત્હેણે તે બિહામણા અરણ્યમાં પ્રવેશ કર્યો. રાત્રિનો સમય હોવાથી નજીકની વસ્તુ પણ જોઇ શકાતી ન્હોતી. પરંતુ આ સ્વાર તો ચિરપરિચિતની માફક કુશ–કણ્ટકથી ભરેલા તે અરણ્યમાં દ્રઢતાથી આગળ વધવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી તે એક પહાડી ગુહાના દરવાજા પાસે જઇ પહોંચ્યો. ગુહાની અંદર પુષ્કળ પ્રકાશ પડી રહ્યો છે. જોત જોતાંની સાથે તે યુવાન પુરૂષના વદન ઉપર આનંદની છાયા છવાઈ ગઇ. ધીરે ધીરે ગુહા ઉપરની શિલા ખસેડીને ત્હેણે અંદર પ્રવેશ કર્યો.

ગુહાની અંદરનો ભાગ ઘણોજ વિશાળ અને સુસજ્જિત છે. ત્હેમાં વચ્ચે વચ્ચે સ્થળે સ્થળે દિપકો પ્રકાશ આપી રહ્યા છે. આ ગુહામાં એક વિશાળ ખણ્ડ આવેલો છે તે અનેક સુંદર વસ્તુઓથી

તથા રંગબેરંગી ચિત્રોથી ભરપુર છે. આ સમયે ત્હેમાં ૨૦–૨૫ વીર યુવકો બેઠેલા જોવામાં આવે છે. તેઓ સર્વે મહારાજ માનસિંહના આવવાની રાહ જોઇ રહ્યા છે અને અંદર અંદર જૂદા જૂદા વિષયો પર ચર્ચા ચલાવી રહ્યા છે, એવામાં માનસિંહને ત્યાં આગળ ઉપસ્થિત થયેલા જોવાથી તેઓ સર્વે ઉભા થઇને બોલ્યા: 'જય, અંબરપતિ મહારાજા માનસિંહનો જય.'

પ્રિય પાઠકો ! આ સ્વાર એ ઇતિહાસ પ્રસિદ્ધ અંબરના મહારાજા માનસિંહ છે. ત્હેમને આ સમયે આવા ભયાનક સ્થળમાં તથા ગુપ્ત ગુહામાં શા માટે આવવું પડયું એ વિષયમાં અમે આગળ જણાવીએ છીએ.

સર્વના બેઠા પછી મહારાજ માનસિંહે વરસાદથી ભિંજાયેલાં વસ્ત્ર ઉતારિને સૂકાં વસ્ત્ર પહેરી લીધાં, ત્યારપછી બોલવા લાગ્યા:—

મ્હારા વ્હાલા રાજપૂત વીરો ! આજે નૂતન વર્ષનો નવીન દહાડો છે. આજે આપણે આ શુભ સમયે, આ ગુપ્ત સ્થળે એકત્ર થયા છીએ. લગભગ આજથી દશ વર્ષ પૂર્વે આ કાર્ય આપણે આરંભ્યું છે. એ દશ વર્ષમાં ક્લેશને ક્લેશ ગણ્યો નથી–ભયને હૃદયમાં સ્થાન આપ્યું નથી. આપણી પ્રતિજ્ઞાપર અટલ રહીને અધ્યવસાયની સાથે નિરંતર એકજ મંત્રને જપતા આવ્યા છીએ. માત્ર એક વર્ષમાં–આ વૈશાખ માસમાં મોગલોનું નિકંદન નિકળી જશે. ત્હેના ગર્વનો નાશ થશે. આ દશ વર્ષમાં આપણે શું શું એકત્ર નથી કર્યું? દોલત છે. સૈન્ય છે. યુદ્ધનો સર્વ સામાન તૈયાર છે. પછી શાની જરૂર છે? ભાઇઓ ! માનસિંહની ભગિની પાપિષ્ટ મોગલોના ઘરમાં છે એ દુઃખ શું લાંબા વખત સુધી મ્હારે ભોગવવું પડશે? શું એ કલંક દૂર નહિ થાય?

એમ કહીને મહારાજ માનસિંહ શાંત થયા. ત્યાર પછી તે

પચીસ વીર યુવકોમાંના એકે ઉઠીને કહ્યું: " મહારાજ? આપનું કહેવું તદ્દન યોગ્ય છે. આપણે કોઈપણ વાતની ખામી નથી—આ સમયે આપણે અકબરશાહને યુદ્ધમાં અવસ્ય પરાજિત કરી શકીશું તથા મોગલોને પાયમાલ કરી શકીશું. એમાં જરા પણ સંદેહ નથી. કારણકે બહેરામખાંએ અકબરશાહનો પક્ષ ત્યજી દીધો છે. તે ઘણો દીર્ઘદર્શી અને ચતુર છે.

અત્યારે અકબરના પક્ષમાં માત્ર મહોબ્બતખાં એકજ છે. ત્હેનાથી અમે જરા પણ ડરતા નથી. આપણા દૂતો અને જાસુસો સર્વ સ્થળે ફર્યા કરે છે. તેઓ સર્વ સ્થળેથી રાઈ રતી ખબર આપણને આપ્યા કરે છે. એટલે ત્હેમને પહોંચી શકવાને આપણે સમર્થ છીએ.

ઘણા આદરથી એ યુવાનનો હસ્ત ગ્રહીને મહારાજ માનસિંહે કહ્યું: " દેવસિંહ! ત્હમારી વાત સાંભળીને મ્હારા હૃદયમાં કેટલો આનંદ છે તે હું કહી શકતો નથી. ભાઈ! ત્હમારાં આ વીરતા ભરેલાં વાક્યોએ મ્હને પુનઃ જાગૃત કર્યો છે. મરણ તૂલ્ય જીવનમાં પુનઃ સંચાર કર્યો છે. ત્હમારી હિમ્મત તથા સર્વ પ્રકારની રચના અને વાક્ચાતુર્ય જોઇને મ્હને આનંદ થાય છે. હું ત્હમારૂં ઋણ કદી પણ ચૂકાવી શકીશ નહિ."

દેવસિંહ માનસિંહનો ન્હાનો ભાઇ છે. એ એક ઘણોજ ચતુર બુદ્ધિમાન અને વીર પુરૂષ છે. તે પોતાના દેશને મોગલોના તાબામાંથી સ્વતંત્ર કરવાને ઘણોજ ઉત્સુક છે.

મહારાજ માનસિંહના બોલી રહ્યા પછી દેવસિંહે કહ્યું કે, આજે આપણી આ દશમી બેઠક છે, અગિઆરમી બેઠક અંબર નગરમાં થશે. તે નવીન સાલના નવીન માસમાં માનસિંહની વિમળ કીર્તિ હિન્દુ

સમાજમાં ફેલાઇ જાય છે કે નહિ. દશ વર્ષ સુધી સાવધાનીથી દરેક કાર્ય સિદ્ધ કરતા આવ્યા છીએ. તો હવે શું બીજું એક વર્ષ વધારે વ્યતીત નહિ થઇ શકે ?"

ત્યાં આવેલા વીર પુરૂષો માંહેલા એક, જેનું નામ વીરેન્દ્રસિંહ છે અને જે જોધપુરના મહારાજા તથા માનસિંહના પરમ મિત્ર છે ત્હેણે ઉત્તર આપ્યું. "કુમાર દેવસિંહ ! ત્હમે એક વીર પુરૂષ હોવા છતાં આમ નિરાશા વાદી શા માટે બનો છો હમેશાં મનુષ્યે આશાવાદીજ બનવું જોઇએ ? આ વાક્ય શા માટે ભૂલી જાવ છો કે—

"અમે આશાવાદી, આશાવાદી.
નિરાશાને નહીં ગણનારા રે.
છઇં અમે આશાવાદી, આશાવાદી."

આ અમૂલ્ય વાકયો મનુષ્યોએ કદી પણ હૃદયમાંથી વિસારવા ન જોઇએ. અજ્ઞાન મનુષ્યો નાહક પ્રથમથી જ નિરાશ બનીને પોતાનું કાર્ય છોડી દે છે અને નિરાશાના અંધારામાં નિરંતર ગોથાં ખાયાજ કરે છે. પરંતુ ત્હમે તો વીર અને શકિતમાન છો તો આમ નિરાશ શામાટે બનો છો ? આશાવાદી થવાથી જ જગતનાં સર્વ કાર્યમાં આપણને વિજય મળે છે. આશાવાદી થઇને જે કાર્ય કરીયે છીએ તેજ સફળ થાય છે માટે આપણે તે અક્કલહીન શત્રુને પહોંચી શકવાને શક્તિમાન છીએ. પુરૂષ પુરૂષાર્થ અને પ્રભુ કૃપા એકત્ર થવાથી દરેક કાર્ય બહુજ ઉત્તમ નિવડે છે ને તે મુજબ આપણે શત્રુને આપણા પુરૂષાર્થથી પહોંચી શકીએ તેમ છીએ, શું એમાં ત્હમને કાંઇ સંદેહ અને આશ્ચર્ય લાગે છે ? માની લેજો કે આપણું સર્વત્ર નાશ

થઇ જશે તો પણ ધારેલી ધારણા પાર પાડવામાં આપણે સફળજ થઇશું, કારણ કે આપણે વારંવાર પુરૂષાર્થના આક્રમણથી હેને પહોંચીજ શકીશું. હેમની સાથે યુદ્ધ કરી રાજ્ય મેળવવું એમાં શું અડચણ છે ? હજુ પણ ભારત વર્ષ ક્ષત્રિહીન નથી થઈ ગયું. રાજપૂતો હજુ એવા નીચ નથી થઇ ગયા કે અનાર્યોનું નામ સાંભળતાંજ ન્હાસી જાય. જ્યાં સુધી આપણા રાજપૂત વીર સૈનિકોના શરીરમાં વીરતાનું ઉષ્ણ રૂધિર વ્યાપેલું છે ત્યાં સુધી તો એવા સેંકડો અકબરને પાયમાલ કરવાને શક્તિમાન છીએ. મ્હારી તો એવી ઇચ્છા છે કે આ સર્વ પ્રપંચ ત્યજી દઇને ખુલ્લી રીતે દિલ્હી ઉપર હુમલો કરવો જોઇએ.

દેવસિંહઃ—ભાઈ ! આપનું કહેવું સત્ય છે, પરંતુ જો મનુષ્ય માત્ર આશાવાદી બનીનેજ બેસી રહે તો કાંઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. માટે આપણે સર્વેએ આશા સહિત સર્વ તૈયારીયો કરીને તે દુષ્ટના રાજ્યનો સત્વર નાશ કરવાની ચેષ્ટા કરવી જોઇએ. આપણે યુદ્ધની ઘણી ખરી તૈયારી કરી રાખી છે. માત્ર હવે થોડીજ બાકી છે. પણ ત્હમારા કહેવા મુજબ તે દુશ્મનો હજુ ગફલતમાં છે એ અરસામાં હુમલો કરીશું તો અવશ્ય આપણે વિજય મેળવી ભારત માતાને યવનોના તાબામાંથી મુક્ત કરી શકીશું. માટે હવે આપણે સત્વર દિલ્હી પર ચ્હડાઈ કરવી એજ યોગ્ય છે.

માનસિંહ તે બન્નેને શાંત કરીને બોલ્યાઃ વીરેંદ્રસિંહ તથા દેવ સિંહ ત્હમે જે કહો છો તે સર્વ બરાબર છે, પરંતુ વિચાર કરી જુઓ કે મોગલોના અત્યાચારથી સર્વ દુઃખિત થઇ રહ્યાં છે. આર્યાવર્તનાં દરેક રાષ્ટ્રો તે ચતુર અકબરની પ્રપંચ જાળમાં સપડાઇને હેને આધીન બની

ગયાં છે. વળી ત્હેનું સૈન્ય પણ વિશાળ છે. સર્વ હીંદ ત્હેના તાબા-માં છે. તથા તે નીચ નરાધમ મોગલો એ પ્રબળ ક્ષત્રિય કુળદિપક સિસોદીઆ મહારાણા પ્રતાપના રાજ્ય સાથે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો છે, તેથી જો એક પણ યુદ્ધમાં આપણો પરાજય થશે તો આ-પણી સર્વ ચેષ્ટાઓ વ્યર્થ થઈ જશે અને ધારેલી ધારણાઓ ધૂળ મળશે. તથા વીર ક્ષત્રિયોને માથે કલંક ચ્હડશે તેથી આપણે આ સમયે અહિંયાં કૌશલ્યનુંજ અવલંબન કરવું યોગ્ય છે. સમય પ્રમાણે વર્તી લેવું એજ લાભદાયક છે. પ્રબળ શત્રુના મહાન સૈન્ય સ્હામે મુઠ્ઠીભર સૈન્ય લઇને સમરાંગણમાં ઉપસ્થિત થવું તે માત્ર મૃત્યુના દ્વારમાં જવા સમાન જ છે. માટે જ્યાં છળ, જોઇએ ત્યાં છળ. બળ જોઇએ ત્યાં બળ અને કળ જોઇએ ત્યાં કળ વાપરવી જોઇએ. એમાંજ ખરી બુદ્ધિની પરિક્ષા થાય છે. માટે આ સમયે આપણે સંપૂર્ણ તૈયાર થવાનો નિશ્ચય કરી ભવિષ્યનાં લડાયક તથા દરેક પ્રકારનાં સાધનો એકત્ર કરવાં જોઇએ.”

દેવસિંહઃ ભાઇ ? આપનું કહેવું યોગ્ય છે માટે હું હવેથી થોડાજ સમયમાં સર્વ તૈયારી કરી લઇશ અને પછી મ્હારા લડાઇને માટે ઉ-ત્સુક થયેલા હૃદયને વીર ભૂમિમાં શત્રુઓનાં શીર કાપીને શાંત કરીશ. બસ જીવનનું એજ સાર્થક છે. અર્થં સાધ્યામિ અને કાં દેહ પાત્યામિ કાંતો માતૃભૂમિને મોગલોના તાબામાંથી મુક્ત યાને સ્વતંત્ર કરૂં છું, અને અથવા તો આ દેહનું સમરભૂમિને બળિદાન આપું છું. બસ એજ દૃઢ સંકલ્પ એજ જીવનનો સાર.

માનસિંહઃ—“ભાઇ શાંત થાઓ. ઉતાવળા ન થાઓ. ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર માટે ધીમે ધીમે સર્વ સાધનો તૈયાર કરો,

અને શત્રુઓની સાથે અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓ કરતા રહો."

દેવસિંહઃ—" આર્ય ! જેવી આપની આજ્ઞા. "

માનસિંહઃ—"અત્યારે રાત્રિ બહુજ વ્યતીત થઇ ગઇ છે, વરસાદ પણ બંધ પડી ગયો છે માટે ચાલો આપણે સર્વે પોતપોતાના ગૃહ તરફ વિદાય થઇએ, પરંતુ જો જો ત્હમે સર્વે ત્હમારા કર્તવ્યને ન ભૂલતા. "

સભા ભંગ થઇ. એક પછી એક એમ સર્વે વીરપુરૂષો ત્યાંથી ચાલ્યા ગયા, પર્વત ગુફા શાંત, નિસ્તબ્ધ અને શૂન્ય થઈ ગયાં.



## દ્વિતીય પરિચ્છેદ

### રાજ્ય કે પ્રણય ?

---

" જે કલ્પના, જે લાલસા, જે ક્ષોભ મોદ વિચાર છે,
માનવ હૃદયની માંહ્ય ઉગતા પ્રેમના ઉદ્‌ગાર છે;
છે પ્રેમ જગનો આદિ કર્ત્તા સૃષ્ટિનો એ સાર છે,
છે વિશ્વનો પોષક સમર્થક ઇશનો આકાર છે. "

---

આ આ શહેરમાં મહોબ્બતખાનનાં વિશાળ સુસજ્જિત અને મનોહર આરામગૃહમાં એક સોળ વર્ષની નવ યૌવના યુવતિ બેઠી છે. તે યુવતી સૌંદર્યવાન અને મનોહર છે. નવીન યૌવને ત્હેના અંગેઅંગમાં એવી તો ઉત્તમ સુંદરતા ઉત્પન્ન કરી છે કે, જોનારનું મન સ્વાભાવિક રીતેજ ત્હેના તરફ આકર્ષાય છે, અને ઇશ્વરની બનાવેલી અદ્‌ભુત લીલાનું દિગદર્શન કરાવે છે. યુવતી ઘણીજ બુદ્ધિશાળી છે, એ ત્હેના મુખકમણ્ડળના દિવ્ય આ લોકથીજ જણાઇ આવે છે. ત્હેના કમળ સમાન કોમળ વદનપર ક્યારેક હાસ્યની રેખા જણાય છે તો ક્યારેક ગંભીરતા છવાઇ જાય છે.

યુવતી મનમાંને મનમાં કાંઇક ચિન્તા કરતાં ટરતાં બોલી લોકોમાં કહેવત છે કે " મુખમાં રામ બગલમાં છુરી. " ત્હેનું પ્રત્યક્ષ

ઉદાહરણ હું પોતેજ છું. ઓહ! મ્હેં કેવા ખેદજનક કાર્યમાં હાથ નાંખ્યો છે, મ્હારા જેવું બીજું પાપી આ જગતમાં કોણ હશે? શું મ્હારા કરતાં બીજું કોઇ પણ અધિક ગુન્હેગાર નહિ હોય? હાય! વડીલે મ્હારે માથે આ ભયંકર વિપરીત કાર્યનો બોજો શા માટે નાંખ્યો? આ સમયે મ્હારૂ મન મ્હારા કાબુમાં રહી શકતું નથી, બીજાને ભૂલાવી અવળે માર્ગે દોરવા જતાં હું પોતેજ ભૂલીને મહાન વિકટ ચિન્તાના માર્ગમાં ભટકુ છું. હું પોતે મ્હારા સ્વરૂપને વિસરી ગઈ. તે મનમોહિની શાંત ગંભીર પ્રતિમા તો નિરંતર મ્હારી દૃષ્ટિ આગળજ તર્યા કરે છે. આ નાશવંત જગતમાં મ્હારૂ કોણ છે? કોઇજ નહિ. તો પછી હું કોને માટે મ્હારૂ અંતઃકરણ અપવિત્ર કરી રહી છું. પ્રારબ્ધ ગમે તેવી સ્થિતિમાં લાવે મ્હને દુઃખ પડે યા સુખ અથવા તો વિપત્તિનાં વાદળાંઓ મ્હારા શિરપર તૂટી પડે, અનંત પ્રકારની યાતનાઓ સહન કરવી પડે તો પણ મ્હારા મનના માલિક, મ્હારા હૃદયના ઇશ્વર અને મ્હારા પવિત્ર મનથી ધારેલા જીવનાધાર દેવસિંહની બુરાઇ મ્હારાથી કદી પણ કરી શકશે નહિ, હું કદી પણ ત્હેમનાથી વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરી શકીશ નહિ, પણ શું હું દિવાની બની ગઇ છું, આશા પણ કેવી ગજબની જાદૂગર છે? હું મુસલમાની હોવા છતાં પણ એક રાજપૂત યુવકને માટે આટલી બધી સાધના શા માટે કરી રહી છું?

યુવતીના હૃદય સાગરમાં અનંત પ્રકારની ચિન્તાઓના ભયંકર તરંગો ઉછળતા હતા, એવામાં ત્યાં આગળ કોઇના આવવાનો પદરવ સંભળાયો. એ સાંભળીને યુવતી ચમકી ઉઠી, ત્હેણે જોયું કે પોતાની સ્હામે મોગલ સામ્રાજ્યનો કર્તા કારવતા યાને મહાન સચીવ મહોબ્બતખાં ઉપસ્થિત છે.

મ્હોબ્બતઃ—અમીના ? તું અહિંયાં બેઠી બેઠી એકલી એકલી ત્હારા મનમાં શું બબડતી હતી ? અહિંયાં ક્યારે આવી છે ? અહિંયાં આવવાનું પ્રયોજન શું છે ?

પહેલા પ્રશ્નનો ઉત્તર ન આપતાં અમીના બોલી આશરે અર્ધો કલાક થયાં હું અહિં આવી છું. આપની રાહ જોતી હતી, એક આવશ્યક સમાચાર આપને જણાવવાના છે.

ગભરાયેલા મ્હોબ્બતખાંએ પૂછ્યું, " શું સમાચાર છે ? સત્વર કહે તે બદમાશોએ શું કાવતરૂં રચ્યું છે ? "

અમીનાઃ—" આજે સમસ્ત રાજપૂતોનો એક મોટો સમૂહ એકત્ર થનાર છે. ત્હેમાં મહારાજ માનસિંહ સ્વયં આવનાર છે."

મ્હોબ્બતખાંઃ—"તે સમૂહ કયાં એકત્ર થવાનો છે, તે તું જાણે છે ? પેલો બદમાશ તે આફતનું પડીકું દેવસિંહ ક્યાં છે ?"

અમીનાઃ—' સરદાર ' દેવસિંહ તદ્દન નિર્દોષ છે. મ્હેં ત્હેના મુખથી કદી પણ આપનું બુરૂ સાંભળ્યું નથી. ઉલટા તે આપને બહાદુર સ્હમજીને માનભરી દૃષ્ટિથી જુએ છે. તે બહુજ ભલા માણસ છે. એક વીર પુરૂષોને જેટલા ગુણો જોઇએ તે સર્વ ગુણોએ ત્હેનામાં નિવાસ કર્યો છે, અથવા તો તે સર્વ સદ્ગુણોથી વિભૂષિત છે. આપની ધારણા ખોટી છે. તે આફતનું પડીકું નથી પરંતુ ભલમનસાઇનું પડીકું છે."

મ્હોબ્બતખાં : (ચમકીને અમીનાના મુખ તરફ જોઇને) "અમીના ! આજે ત્હારા મુખમાંથી હું આ શું સાંભળી રહ્યો છું. ત્હારા મુખમાંથી દુશ્મનના ગુણની પ્રશંશા શ્રવણ કરતાં મ્હારા રોમ રોમમાં

અગ્નિ પ્રકટ થાય છે. તે અધમોને બાળીને ચૂર્ણ વિચૂર્ણ કરવાને મ્હારૂં મન લલચાય છે. તે કુકર્મીઓનો સંહાર કર્યા સિવાય મ્હારા ઉત્તમ આત્માને કદી પણ શાંતિ મળનાર નથી."

અમીના: "કેમ સરદાર! આપ આટલા બધા ક્રોધિત શા માટે થઇ જાઓ છો? એટલું તો ત્હમે ચોક્કસ ધારજો કે હું પ્રાણાંતે પણ અસત્ય વદીશ નહિં. દેવસિંહ નિરપરાધિ છે. તેમ છતાં પણ જો આપને મ્હારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો પછી તે સાબિત કરી આપવાનું મ્હારી પાસે બીજું કાંઇ પણ સાધન નથી." એમ કહીને અમીનાએ એવા ભાવ અને ભેદ ભરી દ્રષ્ટિથી મહોબ્બતખાંના તરફ જોયું કે ત્હેના મુખમાંથી પુનઃ એક પણ શબ્દ નિકળી શકયો નહિ.

ત્હેના મુખનું ચુંબન કરીને મહોબ્બતખાંએ કહ્યું: "અમીના! ત્હારી વાતનો વિશ્વાસ ન કરૂં એમ બને કે?"

અમીના:—"ત્યારે આપ આટલા બધા ચ્હીડાઇ શા માટે ગયા હતા વારૂ?"

મહોબ્બતઃ—તે કૃતઘ્નિ માનસિંહના સર્વ પ્રપંચો મ્હારા જાણવામાં આવ્યા છે તેથી ત્હેના વિનાશ કરવાની ઉર્મિયો એકાએક મ્હારા હૃદયમાંથી નીકળી આવે છે. હશે ખેર જવા દે એ વાતને પણ એ સર્વ રાજપૂતોનો સમૂહ કયાં આગળ એકત્ર થશે, તે વિશે તું કાંઈ જાણે છે?"

અમીનાઃ—ના, તે હું ચોકકસ જાણતી નથી, તો પણ એટલું તો અનુમાનપરથી કહી શકું છું, કે એ સમૂહ આટલામાં તો એકત્ર થવાનો નથી જ. પરંતુ અહિંથી કેટલેક દૂર આવેલા ગુપ્ત સ્થળે થનાર છે.

કેટલાક દિવસ થયાં એ લોકોના સિપાહીઓ અને જાસુસોની આવ જા થઇ રહી છે. તેઓ મ્હારા પર પૂર્ણ વિશ્વાસ રાખે છે ખરા, તો પણ તેઓ પોતાની સર્વ હકીકત મ્હને ખૂલ્લા હૃદયથી કહેતા નથી. એ લોકોની હાલ જે હીલચાલ હું જોઉં છું એ ઉપરથી તો એમ માલૂમ પડી આવે છે, કે આખા ભારતમાં મહાન વિગ્રહ જાગૃત થશે. ત્હેમાં હજારો સૈનિકોનાં મસ્તક સમર ભૂમિમાં રોળાશે. સર્વ સ્થળે મહાન અનર્થ મચશે. અને મોગલોને ભારતમાં રાજ્ય કરવું એ ભારે થઇ પડશે. બલ્કે જો તેઓ ગફલત, મોજશોખ અને એશઆરામમાં કાળાક્ષેપ કર્યા કરશે તો ચોકક્સ તેમનો ધ્વંશજ થશે એમાં કાંઇ પણ સંદેહ નથી. જો શત્રુઓને માટે અત્યારથી જ યોગ્ય ઉપાયો નહિ કરો તો પછી પસ્તાશો અને કાં તો સમર ભૂમિમાં રોળાશો. જો વિષનો તરતજ ઉપાય કરવામાં નથી આવતો તો પછી મનુષ્યને જેમ મરણને શરણ થવું પડે છે તેમ દુશ્મનનો પ્રથમથી જ નાશ કરવાની ચેષ્ટા કરતા નથી તો રાજ્ય પર હસ્ત જવાનો વધારે ભય રહે છે માટે આપ ચેતતા રહેજો. મ્હને ત્હમારે માટે બહુજ ચિંતા રહે છે.

મહોબ્બત:—શું આટલું બધું ભયંકર પરિણામ આવવાનો સંભવ છે. ચાલ હવે હું ત્હેના તરફ સત્વર પગલાં લઉં છું. પણ બાદશાહને તો માનસિંહે પોતાના દાસ બનાવ્યા છે, તેથી હવે શું કરૂં? સલીમને આ સર્વ વાત કરૂં, પણ તે તો ઉન્મત્ત, અવિચારી અને મેહરૂન્નિસાના પ્રેમની પાછળ દિવાનો બની ગયેલ છે હવે શું કરવું? મ્હારા એકલાથી શું બનશે. અવશ્ય હવે મોગલ રાજ્યનો મધ્યાન્હનો સૂર્ય પૂર્ણ વિકાશ પામવાને બદલે અસ્તાચળમાં પ્રવેશ કરવા ધારે

છે. શું કરવું એ કાંઇ સુઝતું નથી. બહેરામ પણ અત્યારે કલંકિત થઇને ચાલ્યો ગયો છે જો તે પણ આ પાપીઓની સાથે હશે તો વધારે આપદની સંભાવના છે. તો પણ બાદશાહને વાત તો અવશ્ય કરવીજ એજ નિશ્ચય.

અમીનાએ ધીમેથી કરૂણ સ્વરે કહ્યું: મહોબ્બતખાં! ચિન્તા કરવાથી શું ફાયદો છે. વ્યર્થ ચિન્તા કરવાથી શું વિષમ પરિણામ આવે છે તે માટે માત્ર નીચેની બેજ લીટી સાંભળો.

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન,
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

માટે હવે વ્યર્થ ચિન્તાને ત્યજી દો. પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ થશે. જો ત્હેમની કૃપા અકબરશાહ પરજ હશે તો પછી ત્હેમનો વાળ વાંકો કરવાને પણ કોઇ શક્તિમાન નથી. જેને રાખનાર જગદાધાર છે તેને આ વિશ્વનું કોઇ પ્રાણી મારી શકવાને અસમર્થ છે. મનુષ્ય માત્ર ચેષ્ટા અને કલ્પનાઓજ કરી શકે છે, પરંતુ પરિણામ તો પ્રભુનાજ હાથમાં છે. આપ ભય શા માટે રાખો છો. જુઓ મ્હેં તો મ્હારા પ્રાણુની પણ આશા ત્યજી દીધી છે. કેમકે જો ત્હેમને મ્હારા પર જરાએ શક પડશે કે હું મારી જઇશ. તો પણ મ્હને ત્હેમની જરાએ સ્પૃહા નથી. પણ જો જો, કમલાદેવીપર કરડી નજર રાખવામાં જરા પણ ભૂલ કરતા નહિ. તેજ સર્વ અનર્થોનું મૂળ છે. મોગલ રાજ્યનું નિકંદન વળાવવામાં તેજ નીચ કામિની તૈયાર થઇ છે. માટે ત્હેના તરફ ખાસ ધ્યાન રાખજો. અત્યારે તો હું જાઉં છું. આપ સલીમની સાથે સલાહ કરીને જેમ યોગ્ય લાગે તેમ કરજો."

"જા, જોજે ત્હારો વાયદો ન ભૂલતી–મ્હારી સર્વ આશાઓનો આધાર ત્હારા ઉપરજ નિર્ભર છે. ત્હારા આ કાર્યને જોઇને મ્હને અતિ આનંદ થાય છે. ધન્ય છે તારી બુદ્ધિ !"

યુવતી અમીના ચાલી ગઇ. અહિંયાં મહોબ્બતખાં અગાધ ચિન્તા સાગરમાં ડૂબવા લાગ્યો. ક્ષણે ક્ષણે ત્હેના ચ્હેરાનો રંગ બદલાવા લાગ્યો. તે સ્વયં પોતાના મન સાથેજ બોલવા લાગ્યો.

"અહા, કેવું પ્રપંચ છે? મોગલોનો દંશ કરીને ત્હેમનું સત્યાનાશ વાળીને પોતેજ દિલ્હીના સિંહાસનપર વિરાજવાને ઉપસ્થિત થયો છે? કેવી દુષ્ટ–નીચ, અમંગલકારી અને તુચ્છ ભાવના છે? બહારથી સફેદ જણાય છે, પરંતુ અંતરાત્મા કાળા કોયલાથી પણ મલિન છે. ઉપરથી શહેનશાહ અકબરનો મિત્ર–પ્રધાન બન્યો છે અને અંદરખાનેથીજ શહેનશાહ અકબરનો તથા મોગલ શલ્તનનો નાશ કરીને ત્હેમનું નિકંદન ક્હાડવા ધારે છે. માનસિંહ! હમણાં ત્હારા દહાડા મંગલકારી અથવા ત્હને અનુકૂળ છે. પરંતુ કાયમ તેમ રહી શકનાર નથી. તું ત્હારા અન્નદાતાનો વિનાશ કરવાને તત્પર થયો છે તો પ્રભુ પણ ત્હારૂં નિકંદન ક્હાડવાને ઉત્સુક થઇ રહ્યો છે, ઓ નિમકહરામી નીચ માનસિંહ! ત્હારા આ સર્વ પ્રપંચો ધૂળ મલશે અને તુ અંતે રિબાઇ રિબાઇને મરશે. બહારથી બાદશાહનો વ્હાલો સલાહકાર બન્યો છે, અંદરથી પાકો વિરોધી બન્યો છે. આ દુનિયાના ક્ષણિક સુખને માટે તું ત્હારા અનંત બંધુઓનું અને અન્ય મનુષ્યોનું બળિદાન આપવાને માટે ઉપસ્થિત થયો છે. પણ એટલું તો ખચિત માનજે કે એ સર્વ વ્યર્થ જનાર છે. જગતમાં સારૂં કર્યું હશે તેનોજ પ્રભુના દ્વારમાં વાસ છે, અને તારા જેવા નિમકહરામીઓને માટે

નર્કનાં દ્વાર હંમેશને માટે ખુલ્લાં છે. ઓ સ્વાર્થાંધ નીચ પુરૂષ તું એટલો તો ખ્યાલ કર કે પ્રપંચથી કોનો વિજય થયો છે, પ્રપંચથી સમર ભૂમિમાં અનેક નર રોળાઇ ગયા છે. નર્કને આધિન થયા છે અને તે સાથેજ જગત્‌માંથી પોતાની સાથે અપયશનો પોટલો બાંધી ગયા છે. અરે જેનો આશ્રય લેવો ત્હેનોજ પ્રપંચથી સંહાર કરવો એ કેવું નીચ કાર્ય છે. ઓ યુદ્ધકાયર પુરૂષ તું જરા વિચાર કર કે આ નાશવંત જગતમાં પ્રપંચથી કોણ ફાવ્યું છે. પ્રપંચ અને વિશ્વાસઘાતનું પ્રાયશ્ચિત પણ થઇ શકતું નથી. તું આર્ય છે, હું અનાર્ય છું તો પણ ત્હારી આર્યજાતિને કલંક લગાડે એવા વર્તનથી મ્હારે ત્હને આવા શબ્દો કહેવા પડે છે. તું સર્વની આંખોમાં ધૂળ નાંખી રહ્યો છે પરંતુ યાદ રાખજે. કે મહોબ્બતની આંખો ઘણી તેજસ્વી છે તે તેજના પ્રભાવે ત્હારી ફેંકેલી ધૂળ ત્હનેજ નડશે. સૂર્યના તરફ ધૂળ નાંખનારને પોતાનેજ તે ધૂળ ભારે થઇ પડે છે, તેમ મહોબ્બતનું પણ જાણી લેજે. મ્હને હલકો ગણાવીને તું બાદશાહનો પ્રિયપાત્ર થઇ પડયો છે. મ્હારી ગેરઆબરૂ કરીનેજ ત્હેં યશ પ્રાપ્ત કર્યો છે. આ સર્વ વાતો હું કદી પણ ભૂલી શકું તેમ નથી. હવે ઘણીજ ઉતાવળથી ત્હારા સર્વ પ્રપંચનો બદલો ચૂકાવીને મ્હારા હૃદયમાં ઉછળતી ક્રોધની ભડભડતી જ્વાળાઓને શાંત કરીશ. અરે ઓ દુષ્ટ મતિના નીચ માનસિંહ! જરા વિચાર તો કર કે તું ત્હારી જાતિથી વિમુખ થઇને જાતિય દ્રોહી બન્યો તથા ભારતકુળ ભૂષણ–ક્ષત્રિયકુળ દીપક મહારાણા પ્રતાપસિંહનો પણ દુશ્મન બન્યો. અને આખરે જે ડાળ ઉપર નિવાસ કરતો હતો ત્હેનેજ કાપવા લાગ્યો. જરા વિચાર કરી જો કે ત્હારા પૂર્વજો કોણ હતા? ત્હેઓ પોતાની અખંડ અમર નામના એવી તો

પ્રસારી ગયા છે કે સૃષ્ટિમાં અનેકવાર પ્રલય થવા છતાં તે નાશ પામનાર નથી. ત્હેનાજ વંશમાં તું આવો કુલાંગાર ઉત્પન્ન થયો એ ખરેખર ત્હારા પૂર્વજો તથા ભારતવર્ષના ક્ષત્રિયોની પ્રતિભા, કીર્તિ અને અમર નામનાને કલંક લગાડનાર છે. ત્હારા આવાં કુકર્મો જોઇને જગતનાં દરેક મનુષ્યો ત્હને ધિક્કારશે–ફિટકારશે એનો ત્હારે પ્રથમથી ખ્યાલ કરવો જોઇતો હતો. એક સાધારણ મૃગલું સિંહ પદ ધારણ કરવા જાય તો તે કદી ધારણ કરી શકતું હશે ? તેમતું મોગલ સિંહના રાજ્યને પચાવી પાડવા ધારે છે પણ ત્હેમાં ત્હને વિજય થોડોજ મળનાર છે ? મનમાં ખોટા વિચારો લાવે છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હવે ત્હારી પડતીનો સમય નજીક આવ્યો છે અને તેથીજ ત્હને "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ સુઝી છે."

મહોબ્બતખાં આવી રીતે મનમાં ને મનમાંજ બબડી રહ્યો હતો. એવામાં સલીમ ત્યાં આવી પહોંચ્યો. ત્હેને આવેલો જોઇને મહોબ્બતખાં એકદમ ઉભો થઇ ગયો. પછી બોલ્યો. "શાહજાદા સાહેબ આપ આવી પહોંચ્યા ? બહુજ સારૂં કર્યું, સાંભળો, આજ સુધી જે ઘટા આકાશમાં શાન્ત રીતે છવાએલી હતી, હવે તેની અંદરથી દુનિઆને બાળી ભસ્મ કરનાર વિજળી પડવા ચાહે છે. પરંતુ તેથી મોગલોનો વાંકો વાળ પણ થનાર નથી."

સલીમે ઉત્તર આપ્યો: "દોસ્તમન ! તું મ્હારૂં સર્વસ્વ છે. બહુજ વૃદ્ધ થવાને લીધે બાદશાહ અકબરની અક્કલજ મારી ગઇ છે. માનસિંહે ત્હેને પોતાને વશ કરી લીધા છે. દોસ્ત ! માનસિંહના ઝેરીલા દાંતને તોડયા સિવાય આપણું કલ્યાણ કદી પણ થનાર નથી. વળી એક હસવા જેવી વાત તો એ છે કે બાદશાહ આ વૃદ્ધાવસ્થામાં પણ

એક યુવાન યુવતીના પાશમાં ફસાઇ ગયા છે. અને હેના ગુલામ બની ગયા છે. જો સાચું પૂછો તો તે નીચ કમલાદેવીજ આ મોગલ બાદશાહતની માલીક છે. હજુ કયાં સુધી એ મારે તેના દાબમાં દબાઈ રહેવું પડશે ? હું જાણુંછું કે તે પાપિણી પોતાના તુચ્છ સ્વાર્થને માટે અથવા તો વિષયાંધ બનીને ક્ષણિક ઐહિક સુખ ભોગવવાને માટે માનસિંહની મદદગાર બની મોગલ સામ્રાજ્યને રસાતળ મૂકવા અથવા તો નાશ કરવા ધારે છે. પરંતુ તે કુલટા એમ જાણીતી નથી કે આ સલીમ હેને ચૂર્ણ વિચૂર્ણ કરવાને શક્તિમાન છે. હું પ્રતિજ્ઞા લઉંછું કે તે નીચ નારીનો તથા દુષ્ટ માનસિંહનો નાશ કરીશ અને પછીજ દીલ્હીના તખ્ત ઉપર બેસીશ. પરંતુ માત્ર સમયનીજ રાહ જોઇ રહ્યો છું. પરંતુ હાલ તો હું ત્હમને કહુંછું કે ત્હમે ભર્યા દરબારમાં એ દુષ્ટોનું બધું પોકળ ખૂલ્લું કરી દો; ત્યારેજ હેમને સજા મળશે. જગતમાં સારા પ્રત્યે સારા થવાથી અને નરસા સાથે નરસા થવાથીજ ફાવી શકાય છે. ગુન્હેગારને માફી આપવાથી તેઓ અભિમાનથી મસ્ત બની જાય છે. માટે શઠની સાથે શઠ અથવા તો હણતાંને હણીયે એમાં પાપ દોષ ન ગણીયે. એ સુત્રજ આધુનિક જમાનાને માટે યોગ્ય છે. તેથી એ નરાધમોને અવશ્ય શિક્ષા આપવીજ જોઇએ.”

સલીમની ઉપરોક્ત વાત સાંભળી સ્હેજ સ્મિત હાસ્ય કરીને મહોબ્બતખાંએ કહ્યું: “શાહજાદા સાહેબ ! આપની આ સર્વ વાત સાંભળીને મ્હને ખેદ થાય છે. કેમકે આપ જાણોજ છો કે માનસિંહની વિરૂદ્ધ કોઇ પણ માણસ કાંઇ પણ વાત કરે છે તો બાદશાહ તે તરફ ધ્યાન પણ આપતા નથી; અને તેથી કદાચ હું હેમની આગળ માનસિંહના સંબંધમાં કાંઈ કહું તો વખતે મ્હારા ભાગ્ય યોગે મ્હારે મ્હારી

નોકરીથી પણ બરતરફ થવું પડે અથવા તો ત્હેમની અકૃપાનો ભોગી થવું પડે. વળી હું તેમ કહેવાની હિમ્મત કરૂં તો ત્હેમાં મ્હારીજ ખરાબી છે. અલબત્ત માનસિંહ એટલો બધો ગર્વ કરે છે કે ત્હેને જરૂર માટીમાં મેળવવોજ જોઇએ. દુધ પાઇને સાપને કદી પણ ઉછેરવો ન જોઇએ. પરંતુ હાલ તેવો સમય નથી. બાદશાહને આ સમયે કાંઇ પણ ભાન કે જ્ઞાન રહ્યું નથી માત્ર તે વિષયમાંજ લુબ્ધ રહ્યા કરે છે. સ્ત્રીઓના સૌંદર્યમાંજ મુગ્ધ બનીને ત્હેમના દાસ બની ગયાછે. જ્યારે કોઇ મનુષ્ય સ્ત્રીના પાશમાં સપડાઈ જાય છે ત્યારે ત્હેને સારા નરસાનું ભાન રહેતું નથી, જુઓને દૃષ્ટાંત તરીકે હિંદની અગિયારમી શતાબ્દીના દીલ્હીના રાજા પૃથ્વીરાજનું દૃષ્ટાંત ત્હેને માટે બરાબર ઉપયોગિ થઇ પડે તેવું છે. ત્હેણે જેમ સંયુક્તાની મોહજાળમાં ફસાઇને આપણા બંધુઓને રાજ્ય મેળવવાનો સમય આપ્યો, તેવીજ રીતે આજે બાદશાહની પણ એવીજ દશા છે. તેઓ સોળમી શતાબ્દીનું રાજ્ય પુનઃ રાજપૂતોને મેળવવાનો સમય આપશે અને મોગલ સામ્રાજ્યનું અસ્તિત્વ નાશ પામશે. માનસિંહની કૃતઘ્નતા, પ્રપંચ અને કાવત્રાં સર્વ મ્હારા જાણવામાં છે. તે વિષય લંપટ, દુરાચારી માનસિંહ વારંવાર પોતાનો પોષાક બદલીને ગુપ્ત રીતે હંમેશાં કમલાદેવીની પાસે જાયછે. એ શું મ્હારી જાણમાં નથી? હું સર્વ વાત જાણુંછું પરંતુ લાચાર છું કે અત્યારે બાદશાહ કામાંધ બન્યા છે અને મ્હારી વાતપર લક્ષ આપતા નથી. તથા માનસિંહના દાસ બની ગયા છે. આપ પણ મ્હને કોઇ પણ રીતે મદદગાર થતા નથી તેથી હવે હું શું કરૂં તે કાંઈ કહી શકતો નથી પરંતુ સમય આવ્યે મ્હારા હૃદયની સર્વ જ્વાલાઓને માનસિંહના રૂધિરના સીંચનથી શાંત કરીશ.

એક ઉંડો નિઃશ્વાસ નાંખીને સલીમે કહ્યું: “ ત્યારે અત્યારે આપણે એ દુષ્ટોના પ્રપંચને તોડી પાડવા માટે શું શું યોજનાઓ યોજવી જોઇએ? શું બાદશાહને એકાએક કેદ કરી ત્હેમની જગાએ હું રાજા તરીકે કામ કરી માનસિંહને યોગ્ય શિક્ષા આપીશ તો આપણું કામ નહિ પાર પડે? અથવા તો તે દુષ્ટોનો અત્યાચાર નહિ ઓછો થાય? અને મારી વ્હાલી મહેર નહિ મેળવાય? શું હું બાદશાહ થવાને યોગ્ય નથી?”

મહોબ્બતખાંએ ગંભીર ભાવથી ઉત્તર આપ્યો: “શાહજાદા સલીમ! આવી તુચ્છ વાત આપના મુખમાંથી કેમ બહાર આવી તે હું સમજી શકતો નથી. શું પોતાનું જીંદગી પર્યંત પાલનપોષણ કરનાર પૂજ્ય પિતાશ્રીને કેદ કરવા એ યોગ્ય છે. ત્હેમણે ત્હમારા માટે અનેક દુઃખો સહન કર્યા તમને પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રિય ગણી આ સ્થિતિમાં લાવી મૂક્યા, ત્હેનેજ આ વૃદ્ધાવસ્થામાં આપ કેદનું સુખ (?) આપવાને તત્પર થયા એ ઘણીજ દિલગીરી ભરેલી વાત છે. તમે પૂર્ણ વિચાર કરી જુઓ કે પિતાના એક પણ ઉપકારનો બદલો વાળવાને ત્હમે શક્તિમાન છો? ઉપકારની વાત તો બાજુએ રહી પણ અપકાર કરી નાહક પાપનું પોટલું શિરપર શા માટે વ્હોરી લ્યો છો? બાદશાહ એમ કાંઇ તદ્દન અજાન નથી પણ માત્ર સ્ત્રીના ફંદ-થીજ તેઓ જરા મોજ શોખમાં પડી ગયા છે. માટે હું ત્હેમને મળી માનસિંહ વગેરેનો વિનાશ કરવાનો ઉપાય હમણાંજ હું યોજું છું. પણ આપ મહેરૂન્નિસાને મેળવવા માટે આટલા બધા ઉતાવળા શા માટે થઇ રહ્યા છો? એક વિશાળ સામ્રાજ્યના શાહજાદા થઇને આવી ક્ષુદ્ર નારી તરફ શા માટે અંધ બની ગયા છો? બાદશાહ તો સ્ત્રીલુબ્ધ

થયા છે એમ કહીને તિરસ્કાર કરો છો અને ત્હમે મહેરને માટે દિવાના બની ગયા છો તો પછી ત્હમે સ્ત્રી લુબ્ધ યાને કામાંધ શા માટે નહિ કહેવાવ ? પારકાને ઉપદેશ દર્શાવવામાંજ શૂરા બનો છો તે ત્હમારે માટે હાનિકારક નિવડે એમ સ્વાભાવિકજ છે. પોતાનું આચરણ શુદ્ધ ન હોય અને અન્ય વ્યક્તિના દોષ ક્હાડવા એ એક મહાન પાપ છે. પોતાનું આચરણ શુદ્ધ અને આદર્શ હોય ત્યાર પછીજ બીજાના દોષ કહાડો તે કાંઇક અંશે ઉચિત ગણાય. પરંતુ મૂખમાં કાંઇક ને બહાર કાંઇક દર્શાવી જગતને ઠગવું અને દોષિત ઠરાવવું એ એક મહાન દોષ યાને પાપ પોતાને માટેજ પ્રથમ છે. જગતમાં માતા પિતા સમાન પુત્રપર વાત્સલ્ય ભાવ રાખનાર અન્ય વ્યક્તિ ભાગ્યેજ હશે. માતા પિતાનો પ્રેમ તેજ શુદ્ધ, દીવ્ય કે અલૌકિક છે. બાકીના સર્વ પ્રેમ ઝાંઝવાના જળની પેઠે માત્ર આભાસ બતાવનારાજ છે. કદાપિ ભાગ્યયોગે અથવા દૈવ પ્રતાપે કોઇક મનુષ્યને જવલ્લેજ મિત્ર યાને પત્ની તરફ વિશુદ્ધ પ્રેમ હોય છે. બાકી આખું જગત માતા પિતા સિવાય સ્વાર્થી હોય છે. એ આપ સારી જાણતા હશો એટલે મ્હારે એ સંબંધે લાંબુ પહોળું વ્યાખ્યાન આપી આપને કંટાળો આપવો એ અયોગ્ય છે માટે આવા ક્ષુદ્ર, નિર્બળ વિચારોને બાજૂપર મૂકી દઇને સત્ય માર્ગે વર્તી માતા પિતાની શુદ્ધ મનથી સેવા કરો. અને કેદમાં પૂરવાના હલકા વિચારોનો ત્યાગ કરો. મ્હેં આપને અનેક કટુ વચનો કહ્યાં છે પણ તે માત્ર આપના સ્વાર્થની ખાતરજ કહ્યાં છે, ત્હેમાં મ્હને કાંઇ પણ લાભ નથી. મ્હને વાસ્તવિક રીતે જે યોગ્ય લાગ્યું તે પ્રમાણે **અમુક** શબ્દો કહ્યા છે તેમ છતાં પણ જો આપને માઠું લાગતું હોય તો ક્ષમા કરશો. "

મહોબ્બતના આ ઉપદેશદાયક વાક્યો સાંભળીને સલીમ ક્રોધ સહિત બોલવા લાગ્યો: " મહોબ્બતખાં! ત્હમારા આ શબ્દોએ મ્હારા મનપર સખ્ત અસર કરી છે. મ્હેં કેવા ઉદ્દેશથી કહ્યું તે ત્હમે સ્હમજ્યા સિવાય મ્હને આટલો બધો ઠપકો આપો છો એ તદ્દન અયોગ્ય છે. ત્હમારી બાદશાહત ઘેર ગઈ અને માનસિંહ વગેરે બધા પડયા ચૂલામાં મ્હારે ત્હેમની જરાએ સ્પૃહા નથી. ત્હમારા ઉપદેશના કેટલાક શબ્દો એ મ્હારા હૃદયપર વજ્રઘાત કર્યો છે. ત્હમે મ્હારા મિત્ર નથી પણ શત્રુ છો. મ્હારા સુખના માર્ગમાં તમે સર્વે કણ્ટક સમાનછો. હું જે કામ કરવા ઇચ્છુંછું ત્હેમાં ત્હમે પણ વિઘ્ન નાંખો છો. એ કેટલી બધી શરમ ભરેલી વાત છે. ત્હમારી સાથે મિત્રાચારી કરવામાં મ્હને શું લાભ થાય તેમ છે! પિતાશ્રીની અક્કલ મારી ગઈ છે. એટલે ત્હેમની મ્હને બિલકુલ સ્પૃહા નથી. ત્હમે મ્હારા મદદગાર નહિ બનો તો પછી મ્હારી જીવન નૌકાનો નાવિક કોણ રહેશે. મ્હારી સર્વ આશાઓનું મૂળજ ત્હમે છો. શું શહેનશાહ અકબર શાહના શાહજાદો હમેશાં ડરતો ને ડરતોજ રહે તથા પોતાની પ્રિયાને મેળવવામાં નિરંતર નિષ્ફળ નિવડે એ વિષયમાં ત્હમને કાંઇપણ લાગણી ઉત્પન્ન નથી થતી? બાદશાહત મ્હને મળે યાને માટીમાં મળી જાય. માનસિંહને જેમ મરજીમાં આવે તેમ વર્તે. પરંતુ ભાઈ! પ્યારી મેહરૂન્નિઆ તો ભૂલવા છતાં પણ ભૂલતી નથી. "

મહોબ્બતખાં: એવી એક સાધારણ સ્ત્રીમાં મોહાંધ શા માટે બન્યા છો? ત્હેનાથી પણ વિશેષ સુંદર રમણીનાં લગ્ન આપની સાથે કરાવવાને બાદશાહ અકબરશાહ શક્તિમાન છે. માટે હાલ તે તરફ ધ્યાન ન આપતાં રાજ્યના ઉપર જે વિપત્તિનાં વાદળાંઓ ચ્હડયાં છે ત્હેને વિખેરવાને માટે પ્રયત્ન કરો.

સલીમ:—

*જીગરનો પ્યાર જૂદો તો બધો સંસાર જૂદો છે, †
બધા સંસારથી એ પ્યાર બેદરકાર જૂદો છે.
ગણું ના રાવ રાયાને ગણું ના આખી દુનિઆંને,
પરંતુ જાન આ પર પ્યારીનો અખત્યાર જૂદો છે.
હજારો બોધ મંદિરો મહિં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે.
બધા પરકાર તુટાને થઇ ચંચલ ચૂકે નિશાન,
અમારા ચિત્તનો ચારૂ, અચલ પરકાર જૂદો છે.
ઘડીભર એશ બતલાવું શીખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો પ્યાર જો બાઝાર જૂદો છે.
શાખે જો પ્રેમ પૂરો તોજ અચલ અભેદ પામે તું,
નથી જ્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જૂદો છે.
ભલેને માહરા પંથે બધાએ દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઈ બ્હાર જૂદો છે.
થયો જે પ્રેમમાં પુરો થયો છે મુકત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે.

મ્હને રાજ્ય, ધન, વૈભવ વગેરે કોઈની પણ પરવાર નથી માત્ર મ્હારી પ્યારી મહેરૂન્નિસાના પ્રેમનીજ પરવાર છે. આખું જગત મ્હને ભલે નિંદે ત્હેની પણ મ્હને સ્પૃહા નથી. આ સંબંધમાં ત્હમારો

* બાલાશંકર. †ગઝલ પ્રકાર.

ઉપદેશ પણ કાંઇ કામ આવે તેમ નથી. ત્હમે જાણોછો કે પ્રેમ એ કેવી વસ્તુ છે માટે મ્હારી પ્યારી મહેરનુંજ મ્હારે કામ છે. બાદશાહ મહેરથી પણ સુંદર એટલે કે ઇંદ્રની અપ્સરા સમાન સ્ત્રી લાવીને મ્હને અપાવે તો મ્હારે ત્હેની જરૂર નથી. પ્રેમ વિનાની પત્ની તે શા કામની? હું મેહરના ઉપર કામાંધ નથી પરંતુ પવિત્ર પ્રેમબંધનથી તેની સાથે જોડાયેલો છું. તે પ્રેમ બંધનને તોડવાને માટે આ જગતમાં કોઈ પણ સમર્થ નથી. દિવ્ય પ્રેમથીજ જગતમાં સર્વનું કલ્યાણ થાય છે. માટે ત્હમારે હવે મહેરથી વિરૂદ્ધ એક પણ શબ્દ મ્હને કહેવો નહિ."

મહોબ્બતખાંએ સલીમના તરફ દ્રષ્ટિ કરીને કહ્યુ: શાહજાદા! ત્હમે આ શું બોલો છો? થોડા સમય પરજ લીધેલી પ્રતિજ્ઞા વિસરી જઈ મહેરના પ્રેમ પંથે વિચરવા માગો છો અને મોગલ સલ્તનતનો નાશ થાય તેમ ઇચ્છો છો. પ્રથમ આપ કર્તવ્ય પરાયણ થાઓ અને પછી જ મહેરની સાથે પ્રેમબંધનથી બંધાઓ."

સલીમ:—" પ્રતિજ્ઞા શાની?"

મહોબ્બત:—" હિન્દુઓને માટીમાં મેળવવાની અને ત્હેમનાં રાજ્યોનો ધ્વંશ કરવાની પ્રતિજ્ઞા આપે લીધી હતી તે શું આપ અલ્પ સમયમાંજ વિસરી ગયા? ત્હમે ચતુર અકબરશાહના પુત્ર હોવા છતાં 'પ્રતિજ્ઞા શાની' આવા શબ્દ બોલો છો અને લીધેલી પ્રતિજ્ઞાની અવગણના કરો છો તે મોગલ શહેનશાહતને હંમેશને માટે કલંકરૂપ છો. જગતમાં હંમેશાં પ્રતિજ્ઞા પાલન કરવાથીજ યશ-ધન-અને સુખ મળી શકે છે. જુઓને ત્હમારા પૂર્વજ મોગલ સલ્તનતને ભારત વર્ષમાં સ્થાપનાર બાબરશાહે પણ પોતાની પ્રતિજ્ઞાના પ્રભાવથીજ

આ વિશાળ ધનાઢય હિંદુસ્તાન દેશનું સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું છે. શાહજાદા સાહેબ! અત્યારે ત્હમારે બીજી કાંઇ પણ વાત મગજમાં લાવવી એ અયોગ્ય છે. એક સાધારણ કન્યાની ખાતરજ આપ આટલા બધા ઉતાવળા થઇ રહ્યા છો? મોગલોની શિરતાજ શહેનશાહ અકબરના પુત્રના મુખમાંથી આવા શબ્દો સાંભળીને કોને આશ્ચર્ય નહિ થાય વારૂ?"

સલીમ ક્રોધાવેશમાં આવીને બોલવા લાગ્યો: શું તું એમ ધારે છે કે હું મ્હારી પ્રતિજ્ઞા વિસરી ગયો છું. નહિ, નહિ હું કદી પણ લીધેલી પ્રતિજ્ઞા વિસરૂં તેવો નથી. પ્રાણાંતે પણ લીધેલી પ્રતિજ્ઞા પાર પાડું છું પરંતુ અત્યારે લાચાર છું કે મ્હારી પાસે કાંઇ સાધન નથી. નહિતર શું ત્હમે મને કમ સમજો છો? મ્હારા હાથમાં બાદશાહત સોંપી જુઓ. અને પછી જુઓ કે મ્હારા રોફથી આખો હિંદુસ્તાન કંપી ઉઠે છે કે નહિ? હજુ સુધી ત્હમે મ્હારા બળ અને બુદ્ધિ ચાતુર્યની પરિક્ષા કરી નથી, જો હું ધારૂં તો માનસિંહનો એક ક્ષણ વારમાં નાશ કરી શકું તેમ છું. કાંઇ તમારી માફક તેનું નામ સાંભળતાં જ કંપી ઉઠતો નથી.

મહોબ્બત—શાહજાદા સાહેબ! એ આપની હળાહળ ગંભીર ભૂલ છે. હું જાણતો નથી કે ભય એ કયા જાનવરનું નામ છે. માનસિંહ જેવા એક સાધારણ મનુષ્યથી જો હું ડરતો રહું તો પછી મ્હારે આ દુનિયામાં જીવવાનીજ શું જરૂર છે? આજથી આપની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે માનસિંહનો નાશ કર્યા સિવાય કદી પણ રહીશ નહિ.

સલીમ—શાબાશ! શુરવીર સરદાર શાબાશ! ધન્ય છે તમારી

વીરતાને. ત્હમેજ મોગલ શહેનશાહતની ઇમારતના પાયા છો. ત્હમેજ મોગલ સામ્રાજ્યના ખાસ હિતેચ્છુ છો. ત્હમારી ઉપરોક્ત વાતો સાંભળીને મ્હને અત્યંત આનંદ થાય છે. પણ—

મહોબ્બત—શાહજાદા ! અટકી કેમ ગયા શું કહેવું છે જે કહેવું હોય તે કહો હું ત્હમારી વાત સાંભળવા તૈયાર છું.

સલીમ—કાંઇ નહિ એતો મ્હારી મહેર મ્હને સહેજ યાદ આવી એટલે હું બંધ રહી ગયો. પણ હવે આપ મ્હને મહેર મળે એવો બંદોબસ્ત કરો એજ હું આપની મિત્રતાના બદલામાં યાચના કરૂંછું.

મહોબ્બત—વારૂ ! ત્હમે હમેશ ત્હેને મળવા જાઓ છો. એટલે એ સબંધે હું કાંઇ કહેતો નથી. જો બાદશાહ તરફથી એ સંબંધી કોઈ અડચણ આપના ઉપર આવશે તો હું ત્હેમાંથી આપને મુક્ત કરાવીશ. નહિ તો આપને યોગ્ય લાગે તેમ કરજો હું તે સંબંધે આપને હવે કાંઈ કહેવા ઇચ્છતો નથી કારણ કે કોઇ બે વ્યક્તિના પ્રેમ ને વિખુટા પાડવો એ મ્હને યોગ્ય લાગતું નથી, માટે આપ ખુશીથી મહેરને મેળવી સુખી થાઓ.

સલીમના મુખમણ્ડલપર આનંદની છાયા છવાઇ ગઇ ત્હેણે કહ્યું "બસ મહોબ્બતખાં ત્હમેજ મ્હારા સાચા મદદગાર અને પ્રિય મિત્રછો." એમ કહીને સલીમ ચાલ્યો ગયો મહોબ્બતખાં એકાગ્ર મનથી એક પત્ર વાંચવા લાગ્યો.



* મહેરૂન્નિસા તેજ આગળ જતાં જગત્પ્રસિદ્ધ "નુરજહાં" ના નામથી વિખ્યાત થઇ.

# તૃતીય પરિચ્છેદ.

## યમુના કિનારે.



વીણા તારે મધુર-રવથી ::વિશ્વ કંપાવતી એ,
ગાજી કયાંથી મધુર લહરિ મર્મ સંસ્પર્શતીએ ?



મર્મો વિંધી હૃદય ચીરી, વ્હેતી ધારા શોકની,
સિંધુની ઉર્મિ માલા, ઉછાળે ઉર નાવડાં—

( મેવાડની સંધ્યા )

સંધ્યા વિસર્જન થઇ છે, પૂર્ણિમાની જ્યોત્સ્નાએ પોતાનો પ્રકાશ સંપૂર્ણ રીતે વિસ્તારેલો છે. પવિત્ર યમુનાના કિનારાપર જવાથી મ્હારા ચિંતાથી ઉત્તપ્ત થયેલા ચિત્તને કાંઇક શાન્તિ મળશે, એવો વિચાર કરીને શાહજાદો સલીમ પોતાના શાહીમહેલ તરફ ન જતાં બારોબાર યમુનાના તટ ઉપર આવી પહોંચ્યો. સરિતાનાં સુંદર આસમાની સલિલમાં નક્ષત્ર માળાથી શોભતા આસમાની આકાશની છાયા પડે છે. યમુનાના ચંચળઋદ્ધ પટપર સુધાવાહી શશિનાં શિતળ કિરણો ક્રીડા કરે છે. નીલ-વસના, ચંચળ-હૃદયા, હીરા-હાર સુશોભિતા સૌંદર્યવતી પવિત્ર યમુના પ્રેમ-લહરિના ઉન્મત્ત તરંગ ભંગે ઉછાળા મારે છે. આ સર્વ પ્રકૃતિદેવીની પરમ સુંદર અને અનુપમ રચના જોઇને

સલીમને અતિશય આનંદ ઉત્પન્ન થયો. ત્યારબાદ તે એક મનોહર સ્વચ્છ જગાપર બેસીને પોતાના કાંઇક ઉદ્દગારો કહાડવા લાગ્યો:

પ્રીતિ તણા ઉપકાર,' વીસરૂં' કેવી રીને ઉપકાર ?
પવિત્ર ત્હારો પ્રેમજ હૃદયે, (૨) નિત્ય રમી રહેનાર,—સ્નેહી૦
સદ્બોધ આપ્યો તુજ રસનાએ કદી ન વિસરનાર;—વીસરૂં.

નિઃસ્વાર્થી પ્રીતિ તુજ દીઠી, (૨) સ્વાર્થ નહિ તલભાર, (તેમાં)-
પ્યારી ત્હારૂં સ્મરણજ થાતાં, (૨) વ્હેતી આંસુધાર, (નયને)-
હવે ફરી તું ક્યારે મળશે, જીવન મધુર કરનાર;—વીસરૂં.

વિયોગ ત્હારો ક્યારે ટળશે, (૨) ભૂલાય નહિ ક્ષણવાર, (અહાતુ)-
હે પ્રભો ? તુજ ચરણ નામું, કરમિહરનો મેળાપ;—વીસરૂં.

અહા ! મહેરૂન્નિસા, હું ત્હને હવે કેવી રીતે મેળવી શકીશ. એક બાજુએ રાજ્ય ઉપર વિપત્તિના વાંદળાઓ ચ્હડી આવ્યાં છે, બીજી બાજુએ પિતાશ્રી ત્હને શેરખાં સાથે લગ્ન બંધનથી બાંધી સલીમથી-મ્હારાથી વિમુક્ત કરવા માગે છે, ત્હારા પ્રેમ માર્ગમાં આ સમયે અત્યંત કંટકો ઉપસ્થિત થયા છે. તે સર્વનો વિનાશ કર્યા સિવાય હું ત્હને હવે કદી પણ મેળવી શકું તેમ નથી. ત્હારા મ્હારી સાથે થનાર પ્રેમ લગ્નથી બાદશાહ અકબરશાહ તો નારાજ છે. ત્હેની મ્હને જરાએ સ્પૃહા નથી, પરંતુ માનસિંહ અને મહોબ્બત બન્ને પણ આ વિષયથી વિરૂદ્ધ છે તેથી હવે શું કરવું તે કાંઇ નિર્ણય કરી શકાતું નથી. માનસિંહને તો હું પહોંચી શકવાને શક્તિમાન છું પરંતુ મહોબ્બત એ મારો ખાસ મિત્ર છે. એ પણ અવગણના કરે છે તેથી ત્હેના વચનનું ઉલ્લંધન કરતાં મ્હારૂં હૃદય ડરે છે ખરેખર મહોબ્બતનું હૃદય

પ્રેમહીન છે. પ્રેમી વિના અન્ય પ્રેમીના હૃદયની પરિક્ષા થઇ શકતી નથી એ વિષયમાં ખરૂંજ કહ્યું છે કે:

છે વિકટ ગલીઓ પ્રેમની પ્રેમી વિના નવ પથ જડે;
અંધાર ગલીમાં પેસતાં ઠોકર ખાઈ કંટક નડે;
અવિચારી દોડે કારમા અધવચ્ચ અગ્રુધ સમ આથડે,
હેરાન થઇને બાપડા ખત્તા ખાઇ પાછા પડે.

ખરેખર પ્રેમશૂન્ય હૃદયના મનુષ્યની આવીજ દશા થાય છે પણ એમાં માત્ર મહોબ્બતખાનનેજ દોષ આપવો એ ઉચિત નથી ત્હેણે તો મ્હને પુરૂષાર્થ કરી મહેરને મેળવવાની પરવાનગી આપી છે માટે ચાલ હવે ત્હેને મેળવવા માટે શું ઉપાયો યોજવા :જોઇએ તે માટે દૃઢ સંકલ્પ કરૂં ”

આવી રીતે તે પોતાના મન સાથે મહેરને મેળવવાના વિચારો કરવા લાગ્યો, એવામાં વીણાના ઝંકાર જેવા મધુર સ્વરનો પડઘો ત્હેના કર્ણ સાથે અથડાયો. “ અહા કેવા મધુર સ્વર ! એમ કહીને સલીમ પોતાની વિચારમાળાના મણકા અટકાવીને જે ।દિશાએથી તે સ્વર આવતો હતો તે દિશા તરફ ધીમે ધીમે ચાલવા લાગ્યો. ત્યાં ત્હેણે જોયું કે સરિતા તટપર આવેલા એક વિશાળ વટવૃક્ષની ઓટમાં બેઠેલી એક સુકોમળાં ગીતરૂણુ યુવતી પોતાના મધુર કણ્ઠથી નિમ્ન લિખિત ઉદ્દગારો પ્રકૃતિમાતાએ રચેલી સર્વ વસ્તુઓને સંભળાવી રહી છે.

“ દર્દથી હએરાન છું હું, જખ્મકારી દિલ મહિં,
આવશે નાતું તબિબ, મૂજ જાન તો રહેશે નહિં.
દિઠો હતો કહે ભાઈ તેં, કો બાજ ઉડતો તર્ફ આ ?
પિંછ કાળાં, તેજ આંખો, દિલનો ટુકડો મ્હોં મહિં,

યોભાવજે યોભાવજે, એ :માલ મ્હારો હું ધણી,
સ્નેહના લહુથી છું રંગીન, સ્નેહની [1]મય રગમહિં.

"હે પરમાત્મા ! ત્હેં આ જગતમાં પ્રેમને શા માટે ઉત્પન્ન કર્યો. શું તેથી ત્હને કાંઇ લાભ થાય તેમ હતો. છટ પ્રભુને લાભ થાય એમ કહી તેમને શા માટે હું દોષિત ઠરાવી રહી છું. એમાં પ્રભુનો શું દોષ હું પોતેજ પાપિણી છું. હું પોતેજ અભાગિની છું ત્યારે કોનો દોષ ? દોષ મ્હારા નેત્રોનો, નેત્રનો દોષ ? નેત્રો ત્હમે તે પ્રેમની પ્રતિમાને શા માટે નિરખી હતી ? હાય ! હું ત્હેમને વિસરી જવાને માટે કેટલાએ પ્રયત્નો કરૂં છું, પરંતુ તે સર્વ નિષ્ફળજ નિવડે છે. ત્હેમને માટે ખ્યાલ પણ નથી કરતી તેમ છતા તે હરઘડી યાદ આવ્યા કરે છે ત્હેનું કારણ શું હશે ? તેમને વિસરી જવાનો સંકલ્પ કરતાંની સાથેજ ત્હેમનું પૂર્ણિમાના ચંદ્રમાના જેવું પ્રફુલ્લિત થયેલું સૌંદર્યથી ભરેલું મનોહર વદન મ્હારી દૃષ્ટિ સમક્ષ આવીને તાદૃશ દેખાવ આપે છે. મનને ત્હેમને વિસરી જવાને માટે અનેકવાર દિલાસા આપ્યા કરૂં છું પરંતુ તે પણ માનતું નથી પણ ઉલટું તેતો ત્હે હૃદયેશ્વરની મૂર્તિને યાદ કરવામાં મદદગાર બની જાય છે. શા માટે મદદગાર નબને તેજ શાહજાદો મ્હારી જીવનભૂમિનું સાર–રત્ન છે. તેજ મ્હારી જીવન નૌકાનો નાવિક છે તો તે નાવિક જ્યારે મારી મન–નૌકા ચિંતા–સાગર સલીમમાં ગોથાં ખાઇ અંતે ડૂબી જવાની તૈયારીમાં હોય ત્યારે શા માટે યાદ ન આવે ? ત્હેનો વિયોગ હવે મ્હારાથી નથી સહેવાતો. અરે ! હું આમ શું બોલી રહીછું હજુ તો માત્ર એક બે દિવસનોજ વિયોગ થયો છે પરંતુ જ્યારે તે પ્રાણ–મૂર્તિને તજીને કાયમ વિખૂટાં થવું

---

૧ મય–મદિરા.

પડશે ત્યારે મ્હારી શું દશા થશે. વ્હાલા ! ત્હારો વિયોગ હવે નથી સ્હેવાતો તું નિર્દય કેમ બની ગયો છે ? હવે આ વિયોગનો અંત લાવ. મારાથી આ વિયોગનું અતિશય કષ્ટ હવે સહન થઇ શકતું એમ કહીને તે નેત્રોમાં અશ્રુ લાવીને રડતાં રડતાં પોતાના હૃદયના ઉભરાઓ બહાર કહાડવા લાગી.

×વિયોગ ના સ્હેવાય, પ્યારાનો વિયોગના સ્હેવાય !
અંતરના પડદાઓ તૂટી, આંસુડાં ઉભરાય. વિયોગ.

હૈયામાંની પ્રિતજ સાચી, આ સમયે વરતાય;
અંતરીયાં અંતરમાં બળતાં, મન ઝાઝાં મુઝાય ! વિયોગ.

ગાત્રોએ શિથિલતા જામી, વદન–કમળ કરમાય,
નેત્રોએ અંધારાં આવી, ભાન બધું ભૂલાય ! વિયોગ.

દિલગીરિમાં ડૂબ્યા જાતાં, વાણી ના ઉચ્ચરાય;
ધીમેથી વદવા જાતાં, કંઠ ઘણો ગભરાય. વિયોગ.

વિયોગનો દહાડો દિલ–દમતો, સૂઝે ના ઉપાય.
'સ્હેવાનું' ભૂલી સૌ જાતાં, અંતરમાં રોવાય ! વિયોગ.

" અરે ! હાય ! હું આમ શા માટે રડી રહીછું. મ્હારે અને ત્હેમને શું સંબંધ છે. મ્હેં ત્હેમની સાથે શા માટે પ્રેમ કર્યો ? હું શા માટે પ્રેમ બંધનમાં સપડાણી ? શાહજાદો કોણ ? અને હું કોણ ? બન્નેને પ્રેમ થવાનું કારણ શું કાંઇજ નહિં. આ જગતમાં કોણ કોનું છે ? તો પછી હું ત્હેમને શા માટે આમ વારંવાર યાદ કર્યા કરૂં છું. નહિ, નહિ હું તો તેમને ક્યાં યાદ કરૂં છું તેતો પોતેજ બળાત્કારે મ્હને યાદ

× રા. શિરિષના કાવ્ય પરથી સહજ ફેરફાર સાથે.

કરવાની મ્હારા હૃદયમાં પ્રેરણા કરે છે. શું હું ત્હેમને આવીજ રીતે યાદ આવતી હોઇશ? મનુષ્ય મનુષ્યના હૃદયને જાણવાને પ્રભુએ તેએને અશક્તિમાન બનાવ્યા છે એટલે હું પણ શી રીતે જાણી શકું? પણ જ્યારે તે જીવિતેશ્વર યાદ આવે છે ત્યારે મ્હારૂં મન આકુળવ્યાકુળ થઇ જાય છે. હવે તો આત્મસમર્પણ કર્યા સિવાય બીજો કાંઇ પણ ઉપાય નથી. ત્યારે જીવ? તું ગભરાય છે શા માટે? ત્હારે આ અસાર સંસારમાં રહીને શું કરવું છે. ચાલ હવે ત્હને હું આ ક્ષણિક માયાની મોહજાળમાંથી મુક્ત કરૂં. અને હંમેશને માટે આ કષ્ટથી વિમુખ કરાવીને ત્હને શાંત કરૂં. ત્હારે અને શાહજાદાને હવે શું સંબંધ છે. કદાપિ તે ત્હને વ્હાલો હશે પણ તેમાં આડે આવી વિઘ્ન નાંખનારના મનને શાંત કરવું એ પણ ત્હારો ધર્મ છે માટે હવે ત્હને અહિંથી જલદી વીસર્જન કરવો એજ મ્હારો દૃઢ નિશ્ચય છે. ગભરાય છે શા માટે? આ દુઃખ અને ક્લેશથી ભરેલા નાશવંત જગતમાંથી સર્વેને વિદાય થવાનુંજ છે. કોઇ આજે જશે, કોઇ કાલે જશે અથવા તો કોઇ અમુક મુદ્દત પછી જશે. એટલે સર્વેને જવાનુંજ છે. તો તું પણ આજેજ અત્રેથી પવિત્રતા સહિત ચાલ્યો જા. પવિત્રતા સહિત જવું એજ કલ્યાણકારક છે. ચાલ હવે વિલંબ ન લગાડ. અરે પણ! મ્હારૂં હૃદય ગભરાય છે. શા માટે, શું તે મ્હારે માટે પણ મ્હારી પેઠેજ ઝુરી રહ્યો હશે—વિલાપ કરી રહ્યો હશે? શું તે મ્હને યાદ કરી રહ્યો હશે? હશે, ગમે તેમ હોય મ્હારે અને ત્હેને હવે કાંઇ પણ સંબંધ રહ્યો નથી. તો પછી આવા વિચારો કેમ હૃદયમાં જડ ઘાલીને બેસી રહ્યા છે? ત્યારે શું આ લોકમાંથી—આ જગતમાંથી સર્વનો ત્યાગ કરીને ચાલી જઉં? હાથે કરીને આત્મહત્યા વ્હોરી જગતનિંયતાની ગુન્હેગાર બનું? નહિ, નહિ. તેમતો ન કરવું.

કારણ કે આત્મહત્યા કરવી એ કાર્યતો કાયરનુંજ છે. જેઓ આ જગતમાં પોતાનું કર્તવ્ય બજાવવાને શક્તિમાન નથી, જેઓનાં હૃદય નિર્મળ છે. જેઓને સારાસારનું ભાન નથી. જેઓના મન અસ્થિર છે. જેઓ દુઃખ સહન કરવાથી ડરી જાય છે. જેઓ પ્રભુનો નિયમ તોડવાને ખૂશી છે, અથવા જેઓ પાપી છે તેઓજ આત્મહત્યાનું પાપ કરે છે. તેઓ જગતમાં ફિટકાર અને ધિક્કારને પાત્ર થઇ પોતાના નામને હંમેશને માટે કંલકિત કરતાં જાય છે. માટે મ્હારે પણ આત્મહત્યા કરવી એ અયોગ્ય છે. હવે મરણને વશ થવું કે શેરખાંને વશ થવું, એ સંબંધમાં મારૂં હૃદય કાંઇ પણ દૃઢ નિશ્ચય કરી શકતું નથી. મરણને વશ થઇશ તો હમેશાં આ કષ્ટથી વિમુક્ત થઈ જઇશ અને શેરખાંને વશ થઇશ તો આખી જીંદગીપર્યંત પ્યારા સલીમનું પ્રેમબંધન તૂટવાથી અને તેના વિરહથી મ્હારે દુઃખી રહેવું પડશે. માટે મૃત્યુને વશ થવું એજ ગોગ્ય છે કારણ કે તેને વશ તો આ દૂનિયાનાં અનેક મનુષ્યો થઇ ચૂકયા છે. ત્હેનું અનુકરણ હું કરીશ ત્હેમાં મ્હને કાંઇ પણ અડચણ આવશે નહિ અને કદાપિ આવશે તો, ત્યારે પ્રભુ જે સ્થિતિ આપશે તે સ્થિતિમાં રહીને આનંદ માનીશ. અંતે સર્વને મરવાનું તો છેજ—માટે હે જીવ! ચાલ ત્હને આ પરમ પવિત્ર યમુના માતાનાં પવિત્ર સલીલમાં આત્મ સમર્પણ કરીને ત્હારી સર્વ વિટંબનાઓને દૂર કરૂં. એમ કહીને તે તરૂણ યુવતી વૃક્ષની ઓટમાંથી ઉભી થઇને ધીમે ધીમે યમુના તરફ ચાલી. કિનારા ઉપર આવીને તે જરાવાર ઉભી રહી. પ્રિય પાઠકો! શું તે યુવતીને આ સમયે યમુનાની અગાધ જળ રાશિ જોઇને જરા પણ ભય નહિ લાગ્યો હોય? ના તેમ નથી. તે કેટલાક સમય સુધી યમુનાની તરફ સ્થિર દૃષ્ટિથી જોતી જોતી બોલી: “ હે યમુના માતા! પતિત પા-

વની !! જગત્ મૈયા, અધમોદ્ધારિણી!!! તું આર્યોની મહાન દેવી છે—અને હું મુસલમાનિન છું—શું મ્હને ત્હારા કલેજામાં જગા આપવામાં ત્હને કાંઈ અયોગ્ય લાગશે ? ના—માતા વડિલોએ તો પોતાનાં બાળકોનું દુઃખ મટાડવાને માટે આશ્રય આપવોજ જોઇએ. માટે હે દેવી! મ્હારા જેવી આ ક્ષુદ્ર અપવિત્ર બાળાને ત્હારા પવિત્ર જળમાં ડૂબવા દઇને પવિત્ર કર. મ્હારા ઉપર કૃપા કર અને દીન જાણી ત્હારા કલેજામાં જગા આપ! જય માતા, જય પવિત્ર દેવી! તું મ્હને સહાય થા! મ્હારા કાર્યમાં મદદગાર થા " એમ કહીને ત્હેણે યમુનાના અગાધ જળમાં કુદકો માર્યો.

તે સુકોમળ બાળાને પાણીમાં ડૂબતી બચાવવાને માટે શાહજાદા સલીમે પોતે જે સ્થળે ઉભો હતો ત્યાંથી આવીને પાછળથી ત્હેને ઘેરી લીધી, અને પાણીમાંથી બહાર ખેંચી કહાડી. પછી તેને પોતાની ગોદમાં ઉપાડીને ઉપર લાવ્યો. પછી ત્હેના પૂર્ણિમાના ચંદ્ર જેવા વદનને નિહાળવા લાગ્યો. વળી આ સમયે વૃક્ષોની આરપાર થઇને ચંદ્રમાની જ્યોત્સનાએ તે પ્રકાશમાં વૃદ્ધિ કરી હતી. સલીમ આ સર્વ જોઇને આશ્ચર્યમાં પડી ગયો. આ યુવતિ ત્હેની પ્રાણ-પ્રતિમા પ્રેમમયી મહેરૂન્નિસાના સિવાય બીજી કોઇ નહોતી. મહેરને જોઇને સલીમના મુખમણ્ડલ ઉપર આનંદ છવાઇ ગયો. પરંતુ માત્ર ક્ષણવારમાંજ ભારે ઉદાસીનતાએ ત્હેના વદન ઉપર પોતાનું આધિપત્ય જમાવી લીધું. હાય! એ સ્વર્ગીય રત્ન મ્હેનું તો થશે નહિ, તેથી ત્હેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. અને તે એક નજરે યુવતીના મુખચંદ્રની તરફ જોઇ રહ્યો.

મહેરૂન્નિસા બેહોશ છે, એ જોઇને સલીમને ઘણોજ ભય લાગ્યો.

તે પોતાની પાસેનો રૂમાલ ભીંજવીને કામિનીના મુખ કમળ ઉપર યમુનાનું પવિત્ર નીર છાંટવા લાગ્યો. થોડી વાર આમ કર્યા પછી મહેરૂન્નિસાને સહજ ભાન આવ્યું. ત્હેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખીને "સલીમ" એવો શબ્દ ત્હેના મુખમાંથી ઉચ્ચાર્યો. સલીમ એ સાંભળીને ચકિત અને વિહ્‌વળ થઈ ગયો. સુંદરીના મુખમાંથી પોતાનું નામ સાંભળીને ત્હેના હૃદય સાગરમાં આનંદના તરંગો ઉછાળા મારવા લાગ્યા. શહેનશાહ અકબરશાહનો ક્રોધ, મહોબ્બતખાંનો ઉપદેશ, મોગલ શહેનશાહત મેળવી સમ્રાટ થવાનો આનંદ, એ સર્વને વિસરી જઇને તે આ અમુલ્ય સ્વર્ગીય આનંદને અનુભવતો અનુભવતો બોલ્યો: "પ્યારી, હૃદયદેવી! તું ગભરાય છે શા માટે જેની જંખના તું કરી રહી છે તે ત્હારી પાસેજ ઉપસ્થિત છે – અથવા તો તું અત્યારે ત્હારા પ્યારા સલીમની ગોદમાંજ સૂતેલી છે.

મહેરૂન્નિસાએ ધીમે ધીમે પોતાનાં નેત્રો ઉઘાડયાં. ત્હેની દૃષ્ટિ સલીમ ઉપર પડી. અહા તે દૃષ્ટિમાં કેવો અલૌકિક રમણીય ભાવ— કેવી મધુર માધુરી !!! સલીમને જોઇને મહેરૂન્નિસાને અતિશય આનંદ ઉત્પન્ન થયો. ત્હેણે અધિક આનંદિત થવાને લીધે પુનઃ પોતાનાં નેત્રો બંધ કર્યાં. આટલો બધો આનંદ ત્હેના કલાન્ત પ્રાણ કેવી રીતે સહન કરી શક્યો હશે! સલીમ ત્હેના મુખ પર પુનઃ પાણી છાંટવા લાગ્યો. યુવતીએ એક દીર્ઘ નિશ્વાસ નાંખી પોતાનાં નેત્રો ઉઘાડયાં. પછી તે બોલવા લાગી: "હું આ શું જોઇ રહી છું. આ સર્વ સ્વપ્ન છે કે સત્ય છે, એ કાંઇ નિશ્ચય કરી શકાતું નથી. ખરેખર હું સ્વપ્નજ અનુભવી રહી છું; આ એકાંત સ્થળે અને અણચિંતવ્યા સમયે હું મ્હારા હૃદય દેવના—મ્હારી જીવન વાટિકાનો

બાળી—અથવા તો મ્હારા જીવનના સાર રત્ન હૃદયેશ્વર સલીમને મેળવી શકું એમ કદી પણ બની શકેજ નહિ. જો સત્ય હોય તો ક્યાં છો મ્હારા પ્યારા જીવનાધાર સલીમ ત્હમે ક્યાં છો?

પ્રેમમયા પ્રિયતમાના વિખરાયેલા કેશકલાપને ત્હેના ગાલ ઉપર ખસેડીને સલીમે એક ચુંબન લઇને કહ્યું: "પ્યારી! સારી રીતે શુદ્ધિમાં આવીને જો કે તું ત્હારા સલીમને જોઇ શકીશ. સ્વપ્નની ભ્રમણામાં શા માટે ભમે છે. ખરેખર તું સ્વપ્ન નથી અનુભવતી પરંતુ ત્હારો પ્રેમિક અને હૃદયનો માલિક સલીમ ત્હને પોતાની ગોદમાંજ લઇ આ સ્થળે બેઠેલો છે.

યુવતીએ પોતાનાં નેત્ર ઉઘાડીને જોયું. સહસા ત્હેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. તે ઉઠીને બેસવાની ચેષ્ટા કરવા લાગી. એ જોઇને સલીમે કહ્યું: "કેમ હૃદયેશ્વરી, કાંઇ કષ્ટ થાય છે?"

યુવતી બોલી: "જેને ભારતવર્ષના ભુપતિ સલીમનો આશ્રય હોય ત્હેને દુઃખ કેવું! ત્હમને મળવાથી મ્હારા ઘણાથી આકુળ વ્યાકુળ થયેલા ચિત્તને કેટલી શાંતિ થઇ છે તે હું આપને કેવી રીતે સમજાવી શકું? પણ શું હું અદ્યાપિ પર્યંત જીવતી જ છું."

સલીમે ઉત્તર આપ્યો: "હા ફિકર! તું જીવતીજ છે. પ્રભુએ ત્હારા ઉપર અતિશય કૃપા કરી છે કે તું આત્મહત્યાના મહાન પાપથી બચી ગઇ છે." એમ કહીને ત્હેણે ત્હેને કેવી રીતે બચાવી હતી તે બધો વૃતાંત કહી સંભળાવ્યો.

ત્હેની વાત પૂર્ણ થઇ રહ્યા પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને

મહેરૂન્નિસાએ કહ્યુંઃ "શાહજાદા સાહેબ! મ્હેં આપનો શું અપરાધ કર્યો હતો કે, આપ મ્હારા સુખના પવિત્ર માર્ગમાં કણ્ટક વેરવા માટે અહિં સુધી આવી પહોંચ્યા? હવે હું આપની અર્ધાંગના કોઇ દિવસ પણ થઇ શકું તેમ નથી! તો પછી મ્હારા જેવી ક્ષુદ્ર રમણી સારૂ શા માટે આમ તરફડીયાં મારી મ્હને સતાવી રહ્યા છો? જે વસ્તુ ત્હમને મળનાર નથી-જે મળવાની આશા નથી-અથવા તો જેને મેળવવાને આપ પરતંત્ર યાને અશક્તિમાન છો, ત્હેને માટે વ્યર્થ પ્રયત્ન શા માટે કરો છો. હું આપને ચ્હાતી હતી અને હજુ ચાહું છું પણ આપણા પ્રેમ-સ્નેહ માર્ગમાં અનેક કણ્ટકો ઉપસ્થિત થયા છે ને સર્વના ભયથી બ્હી જઇને, ત્રાસ પામીને નિરાશાના અંધકારમાં ગોથાં અને ઠોકરો ખાઇને, પરવશ બનીને આપનાથી વિખુટી પડી મ્હારા આ પ્રાણની આહુતિ આપવાને તત્પર થઇ હતી, ત્હેમાં વચ્ચે આપેજ વિઘ્ન નાંખ્યું; આ જોઇને મ્હને અતિશય ખેદ ઉત્પન્ન થાય છે. શાહજાદા! આપે મ્હને યમુનાના પવિત્ર જળમાં સમાધિ લેવા ન દીધી એ અયોગ્ય કાર્ય કર્યું છે. આ વિરહાગ્નિથી પિડાતી દીન બાળાના અંતરાત્મામાં બળતા-ભડભડતા અગ્નિમાં આપ અત્યારે શા માટે વૃદ્ધિ કરો છો!

મ્હારી આશાનો દોર આપે તોડી નાંખ્યો છે. અને મ્હને મ્હારા કર્તવ્યના માર્ગપરથી સંસારના અવળા માર્ગપર ભમાવી છે. માટે સલીમશાહ! હજુપણ મ્હારા આ ઉત્તમ થએલા આત્માને પાણીમાં પધરાવી શાંતિની સમાધીમાં જવા દો."

સલીમઃ મ્હારા હૃદયની પવિત્ર દેવી! વ્હાલી મિહર, ત્હારાં આવાં મર્મભેદક વાક્યો શ્રવણ કરતાં મ્હારૂં અંતઃકરણ ભરાય આવે છે, મન ચિન્તાના ઉંડા પયોધિમાં ગોથાં ખાવા લાગે છે. ત્હારા

વાક્યોનો હું કેવા શબ્દમાં ઉત્તર આપું, એનો વિચાર કરવાને માટે પણ મ્હારૂં મગજ અત્યારે અશકત થઈ ગયું છે; તો પણ મ્હેં ત્હને પૂર્વે આપેલાં વચનનાં આ વાક્યો શા માટે વિસરી ગઇ કે:—

"વ્હાલી ત્હને આ જિગર અર્પ્યું, સર્વ ત્હારૂં છે થયું,
તું માહરી, ને તાહરો હું, અન્ય જગતમાં ના રહ્યું;
આ "પુષ્પ નહિ ને પાંખડી," શી ભેટ સ્વીકારો પ્રિયા,
જ્યાં હૃદય અર્પે હૃદયને, સહુ સ્વર્ગ સરતાં સ્નેહનાં.
પ્રેમ પ્રિય માર્ગે વહન કરતાં, દિવ્ય ધામે વિરમીશું,
ને પુણ્ય પાવન પ્રેમના મંત્રો મધુરા ગુંજીશું;
ને સકળ આલમનાં મહારાજાધિરાજ અને પ્રિયા!
મહારાણી–સામ્રાજ્ઞી બનીશું, દૈવી દંપતિ સ્નેહમાં."

મિહર! ઉપરોક્ત વચનને આધારેજ હું ત્હારે માટે આમ ઘેલો બનીને ત્હને મેળવવા માટે પ્રયત્નો કરી રહ્યો છું. તું કહે છે 'કે જે મેળવવાને અશક્તિમાન યાને પરતંત્ર છો ત્હેને ત્હમે શી રીતે મેળવી શકશો?' પણ વ્હાલી! એટલું તો જાણતીજ હોઇશ કે જે વ્યક્તિની જેને માટે પ્રેમ લાગણી ઉત્પન્ન થઈ તે ત્હેને પ્રાણાંતે પણ મેળવ્યા સિવાય રહેતા નથી. વળી મ્હેં ત્હને પૂર્વે વચન આપેલ છે, તેમજ તું મ્હને કોઇક જાદુઈ અસરથી ત્હારા તરફ આકર્ષે છે. આ સર્વેએ મળીને મ્હને તેં ત્હને મેળવવા માટે ઘેલો બનાવી દીધો છે માટે હું પણ ત્હારી માફક તું નહિ મળે તો ત્હારૂંજ અનુકરણ કરીશ. પરંતુ હું ત્હને મેળવવાને માટે શક્તિમાન છું. ત્હારા અને મ્હારા પ્રેમમાર્ગમાં આવનાર કણ્ટકોને બાળીને ભસ્મ કરવાને પણ હું શક્તિમાન છું. તો પછી તું આમ ગભરાઇને અકળાઇ જાય છે શા માટે? જો તું મ્હને

ત્હારા સાચા હૃદયથી ચાહતી હઇશ તો હું ત્હને અવશ્યજ મળીજ શકીશ. માટે હવે ત્હારી ઘેલછાને મૂકિદે અને જાગ્રત થા, તથા મ્હારા ઉકળેલા તૃષાતુર ચિત્તને ત્હારા મનોહર શબ્દરૂપી વારિથી શાંત કર. તું મ્હને નાહક દોષિત ન ઠરાવ કારણ કે મ્હેં ત્હને પાપિષ્ટ અને અન્યાયી કાર્ય કરતાં બચાવી છે, તે માટે મ્હને કલંકિત ન કર પરંતુ ઉલટો મ્હારો આભાર માન કે મ્હેં ત્હને આત્મઘાતના મહાન્ દોષ રૂપી પાપમાંથી બચાવી છે."

સલીમનો ઉપરોક્ત સંવાદ સાંભળીને મહેરૂન્નિસા સુતી હતી તે ઉભા થઇને બોલી: "શાહજાદા! આપના મનમાં ગમે તેમ હશે હવે મ્હારે અને ત્હમારે શું સંબંધ છે? હવે હું આ પ્રેમભરી વાતો શા માટે સાંભળી રહી છું? હવે મ્હારે એ સર્વની સાથે શું સંબંધ છે. શાહજાદા સાહેબ ત્હમે હવે મ્હારાથી દૂર બેસીને જે કાંઇ કહેવું હોય તે કહો. આ પ્રેમ ભરી વાતો હવે મ્હને શા માટે સંભળાવો છો? ત્હમારામાં અને મ્હારામાં કેટલો બધો અંતરાય છે. ત્હમે કોણ? અને હું કોણ. ત્હમે તો શહેનશાહ અકબરશાહના શાહજાદા અને ભારત વર્ષના ભૂપતિ તેમજ વારસ છો અને હું? હું તો એક દીનહીન અને કંગાલ કલેવર પામર અબળા છું—ત્હમે મ્હારા પતિ થાઓ—અને હું ત્હમારી અર્ધાંગ્ના બનું! એ વાત કેવી અસંભવિત અને મૂર્ખતાપૂર્ણ છે. જાઓ શાહજાદા સાહેબ, હવે આપના અંતરને મ્હને જોઇને વિશેષ અપવિત્ર ન બનાવો. આ ક્ષુદ્ર નારીને વિસરી જાઓ અને સુખેથી રાજ કાર્યમાં સામેલ થાઓ, તથા શાહી મહેલની આપની પત્નીઓથી સંતોષ માનો. હવે અહિંયાં વધારેવાર ન રહો—અત્યારે અહિંયાં મ્હારા શરીરનો સ્પર્શ કરવાથી—મ્હારી પાસે રહેવાથી આપની

આબરૂને બટ્ટો લાગશે. ત્હમે બાદશાહ અકબરશાહના સ્વભાવને ક્યા નથી જાણતા ? તો પછી ત્હેમના ક્રોધાગ્નિમાં શા માટે ઘી હોમો છો?

જે સમયે રમણી ઉઠીને ઉભી થઇ તે સમયે ત્હેનું કેવું અપુર્વ સ્વર્ગીય સૌંદર્ય, નિર્મલોજ્જવલ વિશાળ નવ યુગલની તે ચંચળ લલિત વિભંગી, તે કંપિત ઉન્નત વક્ષઃસ્થળ, શ્વેતોજ્જવલ વંકિમ ગ્રીવા, તે ભાવ, સૌષ્ઠવ તે સર્વનાં ઉપર પડતાં ચંદ્રમાનાં પ્રફુલ્લિત કિરણો ત્હેના શરીર ઉપર પડી રહ્યાં છે, અવ્યવસ્થિત કુંચિત કેશકલાપ કપોળપર ઝુલી રહ્યા છે. યુવતી વિષાદિત, અલ્પ ક્રોધાયમાન છે. ગ્રીવા ઉન્નત કરીને વિસ્ફારિત નયને, વંકિમ કટાક્ષથી તેણે સલીમના તરફ જોયું.

પાઠક ! જુઓ, જુઓ હૃદય નેત્રને ઉઘાડીને ત્હમે પણ જુઓ કે કેવી અપૂર્વ પ્રતિમા છે ! જોઇને ત્હમારૂં જીવન સાર્થક કરી લ્યો. અને જગત નિયંતાની રચનાની મુક્ત કણ્ઠથી પ્રશંસા કરો.

મ્હેરના મર્મદાયક વચનો સાંભળીને સલીમનું મસ્તક ઘુમવા લાગ્યું. ત્હેના મનમાં ચિન્તાના અનેક તરંગો ઉછળવા લાગ્યા, હૃદય ક્ષોભિત થઇ ગયું. ગાત્ર શિથિલ થઇ ગયા અને વદનપર વિષાદની છાયા છવાઇ ગઇ. તે એકદમ ઉઠીને દિવાનાની પેઠે તે અભિમાની કામિનીને બાથમાં લઇને બોલ્યો ત્હને હું અનેકવાર કહી ચુક્યો છું કે તું મ્હારીજ છે તે અન્ય કોઇની થનારજ નથી, છતાં પણ વારંવાર આવા અસરકારક શબ્દોમાં ઉદ્દેશીને મ્હારા ચિંતાગ્નિથી સળગતા ચિત્તમાં શા માટે વૃદ્ધિ કરે છે. મિહર ! તું અવશ્ય મ્હારીજ અર્ધાંગના બનીને દિલ્હીના તખ્તને શોભાવીશ ત્યારેજ મ્હારા ચિત્તને શાન્તિ થશે. જા આજથી પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે ત્હને મેળવ્યા શિવાય હું

કદી પણ સુખેથી રહી શકીશ નહિ. તું મ્હારીજ થઇશ એ મ્હારૂ અભય વચન છે. આજ અગર તો થોડી મુદ્દત પછી તું મ્હારીજ થનાર છે. હવે અત્યારે ચાલ રાત્રી બહુજ વીતી ગઇ છે, માટે હું ત્હને ત્હારે ઘેર પહોંચાડવા આવું.

સલીમનાં ઉપરોક્ત વાક્યો સાંભળીને મહેરૂન્નિસાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં ત્હેણે એકવાર સલીમ તરફ કેવા ભાવથી અને શું જોયું તે સમજાવવાને માટે અમારી આ ક્ષુદ્ર લેખિની અસમર્થ છે.

પ્રફુલ્લ પુષ્પોપ શોભિત; માધવી લતિકા જેવી રીતે વૃક્ષને ગાઢ બંધનથી ઘેરી લે છે, તેવી રીતે મહેરૂન્નિસાએ પણ પોતાની સુકોમળ મનોહર બાહુ લતિકાઓથી પોતાના હૃદયેશ્વર શાહજાદા સલીમને બંધન માં લઇને ચાંપી લીધો.

અહા ! તે સમયનું તેઓ બન્નેનું કેવું સુંદર સ્વરૂપ. કેવો મનોહર ભાવ ! કેવા શુદ્ધ પ્રેમનો ચિતાર ! એ અલૌકિક આનંદનો દશ્ય નિહાળવાનું મન કયા મનુષ્યને નહિ હોય ! મહેરે પોતાના બાહુ બંધનમાંથી સલીમને મુક્ત કરીને કહ્યું કે ચાલો ત્યારે હવે આપણે આપણા પોતપોતાના ગૃહ તરફ વિદાય થઇએ. પણ જો જો પ્યારા આ તુચ્છ ક્ષુદ્ર રમણીને વિસરી ન જતા ? અને આપ આપનો વાયદો પણ ન ભૂલતા. એમ કહીને તેઓ બન્ને યમુના કિનારાપરથી સહજ વારમાં પોતપોતાનાં ગૃહ તરફ ચાલ્યાં ગયાં.





# ચતુર્થ પરિચ્છેદ.

## સ્વપ્ન દેવીની અલૌકિક રચના.



સ્વપ્નું ! સ્વપ્નું ! તું મીઠું !
બહુ દીનથી ના દીઠું સ્વપ્નું ! કેવું તું મીઠું !
તું વિણુ આશાને સ્મૃતિ ઉજડ મહેલ સમાન !
તે ત્યાં તું ને તે વિના આ સંસાર સ્મશાન !
સ્વપ્નું સંસારે મીઠું !

કલાપી.



"આ દુનિયામાં મસ્તક નમાવીને જીવન વ્યતીત કરવા કરતાં મૃત્યુ વધારે ઉત્તમ છે. હવે હું શું કરૂં, શું સર્વ આશાઓ ઉપર પાણી ફેરવીને અથવા નિરાશાના ઉંડા સાગરમાં આશારૂપી નૌકા ડુબાવીને અહિંથી મક્કા શરીફ ચાલ્યો જાઉં ? જેના ભયથી હિન્દુસ્થાનના મહાન મહાન વીર પુરૂષો પણ કંપિ ઉઠતા હતા, તે બહેરામની અત્યારે આવી દુર્દશા ! અહા ! આ સંસારમાં કોઇપણ મનુષ્યને કાયમ સુખ કે દુઃખ ટકતાંજ નથી, જગતનિયંતાનું સુત્ર નિરંતર જગતમાં અનેક ઉથલ પાથલો કર્યા કરે છે. રાયને રંક, રંકને રાય, જળીને સ્થળે જમીન, જમીનને સ્થળે જળ કરવામાં તે સુત્ર દ-

મેશાં પ્રયત્ન કર્યાજ કરે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે આ સૃષ્ટિ પરિવર્તન શીલ છે. જે આજે સુખના અને વૈભવના આનંદમાં મશગુલ છે તેઓનું કાલે અથવા તો અમુક કાળે અવસ્ય પરિવર્તન થાય છેજ. જેઓ નિરંતર સુખમાં રહે છે. ત્હેને પણ અવશ્ય આ સંસારમાં અનેક કષ્ટો ભોગવવાંજ પડે છે માટે હું આમ શોચ શામાટે કરી રહ્યો છું.

" ક્ષણ ભંગુર સંસાર, નિરંતર ક્ષણ ભંગુર સંસાર;
આગળ અનુભવ થાય નયનથી, વાત ન લેશ ઉધાર. નિ.
ધામ ધરા ધન આદિક, ધાટાં આ ઘરબાર:
પુત્ર કલત્ર મિત્રની મમતા, કાયમ નહિ રહેનાર. નિ.

આ પરમ ઉપદેશકારક વાક્યોનું હું શામાટે પાલન કરતો નથી અને નાહક મારા મનને અપવિત્ર કરી રહ્યો છું.

હે જીવ તું આમ વિચારના વમળોમાં શામાટે ગોથાં ખાય છે. હજુ ત્હારે ત્હારૂં કર્તવ્ય બજાવવાનું બાકી છે. અકબરે મ્હને તજી દીધો છે તેથી શું થવાનું છે. એમાં મ્હને શું અડચણ છે. મ્હારે મ્હારૂં ચિત્ત હજુપણ પહેલાંની માફક ચંચળ અને ચકોર રાખવાની જરૂર છે. હશે કોઇપણ જાતની ચિંતા રાખવાની મ્હારે શું આવસ્યકતા છે. દુનિઆનો ત્યાગ શામાટે કરવો ? દરેક કાર્ય દુનિયામાં માનવ સમાજમાં રહીને શામાટે ન કરવાં ? આજ કાલના સાધુ ફકિરોની માફક બહારથી ભગવાં ધારણ કરી અંદર અંતરાત્માને કાળાં કાર્યથી ભરપુર રાખવામાં શું લાભછે. જે કાર્ય સમાજ દ્વારા અથવા તો અમુક વ્યક્તિઓની સંપ સલાહ દ્વારા થઇ શકે છે, ને કાર્ય સાધુ કે, સંન્યાસી અગર ફકીર જગતને

ભુતવાથી થઇ શકતાં નથી. માટે મ્હારે પણ માનવ સમાજમાં રહીને કોઇ વીર પુરૂષોનો આશ્રય ગ્રહણ કરીને અકબરનો બદલો લેવો એ વધારે શ્રેયસ્કર છે. ફકીર થવાના હલકા વિચારો મ્હારે મગજમાં લાવવાજ ન જોઇએ. કારણ કે કદાપિ હું પવિત્ર સાધુ ફકીર તરિકે કાર્ય કરીશ તો પણ મ્હારી લીધેલી પ્રતિજ્ઞા પારપાડી શકીશ નહિ, માટે સંસાર ક્ષેત્રમાં પ્રવર્તીનેજ મ્હારૂં કાર્ય શ્રેય કરવું એ સર્વોત્તમ છે. બહેરામખાં ! તું ભય શા માટે રાખે છે.–તું તો બહાદુર છે, ઉઠ પુનઃ ત્હારા કાર્ય ક્ષેત્રમાં જોડાઇ જા, અને ' અર્થ સાધ્યામિ વા દેહ પ્રાત્યામિ ' એ સુત્ર ધ્યાનમાં રાખ. કાં કાર્ય શ્રેય કરવું અને અથવા તો મરણને શરણ થવું આજ દૃઢ નિશ્ચય કરી પરિણામ પ્રભુને સોંપી પુનઃ જાગૃત થા. અને ત્હારૂં જે કર્તવ્ય છે, ત્હેનું પાલન કર. સમસ્ત સંસારને ત્હારો પ્રભાવ અને ચમત્કાર બતાવી આપ કે, બહેરામખાંને અકબરશાહે દરબારમાંથી રજા આપવા છતાં પણ તે પોતે પોતાના મૂળ પ્રભાવ કરતાં કોઇ પણ રીતે નબળી સ્થિતિને પામ્યો નથી. પરંતુ ઉલટો તે પોતે બાદશાહનને ભારે રૂપ થઇ પડે તેમ છે. જ્યારે તું અત્યારે લડાઇને માટે કમ્મર કસીને તૈયાર થઇ જઇશ, ત્યારે લોકો જોશે કે ત્હારા નામમાં કેવી જાદૂના જેવી અસર છે. ત્હારૂં નામ સાંભળતાંજ ભારતવર્ષના દરેક યોદ્ધાઓને ઘણોજ ભય ઉત્પન્ન થશે તથા તેમાંના કેટલાક ત્હને સહાય આપવાને માટે પ્રસ્તુત થઇ જશે. બાદશાહ અકબરશાહને પણ જણાશે કે " બહેરામ એ ખરેખાત એક બહાદુર વીર પુરૂષ છે. અને મ્હેં ત્હેને મ્હારા રાજ્યમાંથી રજા આપી છે એ એક ભૂલ કરી છે. " માટે બહેરામ તું સત્વર તૈયાર થા અને ત્હારી પ્રતિજ્ઞાને પાર પાડ. તથા જગતને બતાવી આપ કે બહેરામ એ એક આદર્શ વીર છે.

આગ્રા નગરથી સહજ દૂર આવેલા કબ્રસ્તાનના મધ્યસ્થિત સમાધિ મન્દિર પર બેઠેલો બહેરામખાં ઉપર લિખિત ચિન્તા કરી રહ્યો છે. બે પ્રહર રાત્રિ વ્યતીત થઇ ગઈ છે. સમસ્ત સંસારને નિદ્રા દેવીએ પોતાના અધિપત્યમાં લઇને સમાધિમાં લગાવી દીધો છે. વૃક્ષોનાં પત્રો પણ ખડખડાટ કરતાં નથી, પવન પણ ધીમે ધીમે મંદ મંદ વ્હાય છે. એ સમયે ગાલપર હસ્ત રાખીને પદચ્યુત મોગલ રાજમંત્રી[1] બેઠો છે. દ્વારમાંથી પ્રવેશ કરીને રજત કાન્તિ શશધરની શાન્ત રશ્મિયો ત્હેના ગંભીર અને વિશાળ મુખમાણ્ડલપર પડીને અલૌકિક આનંદ આપી રહી છે. ત્હેનું વિશાળ વક્ષઃસ્થળ લાંબી ઉજળી દાઢીથી ઢંકાએલું છે. વિશાળ અને ભવ્ય લલાટ પ્રદેશમાં સહજ કરચલીયો પણ પડેલી જણાય છે. નેત્રમાં એક વિચિત્ર જ્યોતિ વિરાજમાન છે. બહેરામની અવસ્થા પ્રાયઃ પચાસેક વર્ષની હશે, પરન્તુ શરીરનું બંધારણ એવું મજબુત છે કે, અત્યારની વૃદ્ધાવસ્થામાં પણ ત્હેના શરીરના કોઇ પણ અંગનું તેજ ઓછું થયું નથી. તે બેસીને એકાગ્ર

---

૧. સર્વ ઇતિહાસ વાંચનારાઓ જાણે છે કે, અકબરશાહની ઉંમર રાજ્યાસીન થતી વેળાએ બહુજ ન્હાની હતી. તેથી બહેરામખાં ત્હેના અભિ–ભાવક (રક્ષક) રૂપે રાજ્ય કાર્ય ચલાવતો હતો. પરંતુ બહેરામખાએ પોતાના અધિકાર પ્રતિપતિનો બહુજ બુરો ઉપયોગ કર્યો, જેથી અકબરે બહેરામખાં પાસેથી સર્વ અધિકાર છિનવીને સર્વ કાર્ય પોતાને હસ્તક લઈ લીધાં અને બહેરામખાંને રાજ્ય કાર્યભારમાંથી બરતરફ કર્યો. પરંતુ પાછળથી અકબર બાદશાહે ત્હેને ક્ષમા આપી અને તેથી તે મક્કા શરીફ જવા લાગ્યો. પણ દુર્ભાગ્યવશ તે કોઇ એક અફગાનની દ્વારા માર્ગ માંજ માર્યો ગયો.

લેખક.

ચિત્તે પોતાના મનમાં કાંઇક વિચાર કરી રહ્યો હતો, એવામાં કોઇએ સુલલિત સ્વરથી કાંઇક કહ્યું. " બહેરામ ! ઉઠ, ઉઠ વિધાતા ત્હારા ઉપર અતિશય પ્રસન્ન થઇ છે. " અપરિચિત વ્યક્તિના ઉપરોક્ત શબ્દો સાંભળીને તે વિસ્મિત થઇ ગયો અને એક ચિત્તે સાંભળવા લાગ્યો. ત્યારબાદ થોડીવાર પછી પુનઃ કોઇએ કહ્યું. " મોગલ સામ્રાજ્યના સ્તંભરૂપ દિવાન ! તું મ્હારી સાથે આવ, ત્યાં આવવાથી ત્હારૂં અવશ્ય કલ્યાણજ થશે. "

તે વ્યક્તિના આ શબ્દોએ બહેરામને આશ્ચર્ય ઉત્પન્ન કરાવ્યું. ત્હેણે ધીમેથી ઉઠીને ચારે બાજુએ જોયું કે, ત્યાં મનુષ્યનું કયાંય નામ નિશાન પણ નથી. તેથી તે પુનઃ પોતાના મૂળ સ્થાનપર આવી બેઠો. પરન્તુ ચિત્તમાં સ્થિરતા રહી શકી નહિ. તે પોતાના મનની સાથે અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતો કરતો બોલવા લાગ્યો. " અરે ? હું આ સર્વ શું જોઇ રહ્યો છું. આ સર્વ સ્વપ્ન છે કે સત્ય બનાવ છે. જો સત્ય હોય તો તે મ્હને ઉદ્દેશીને કહેનાર વ્યક્તિ કયાં છે ? હું આ સાંભળીને કાંઇ પણ નિર્ણય કરી શકતો નથી. આ બોલનાર વ્યક્તિ કોઇ પ્રપંચી તો નહિ હોય. નહિ, નહિ, મ્હારી સાથે પ્રપંચ કરવાનું ત્હેને કારણ શું હોય ? હું આ અરણ્યના વેગળા કબ્રસ્તાનના ગુપ્ત ભાગમાં આવીને અહિંયા વસેલો છું, એ કોઈ જાણતું પણ નથી તો પછી તે મનુષ્ય કહેનાર તો નહિજ હોય. ત્યારે કોણ હશે. હશે ગમે તે હોય મ્હારે અને ત્હેને શું સંબંધ છે. "

આમ કહેતાં કહેતાં ત્હેનું ચિત્ત અનંત અર્ણવની પેઠ તરંગિત થઇ ઉઠયું. ચિંતાદેવીએ ત્હેના હૃદયમાં અનેક પ્રકારના વિચારોની ઉથલ પાથલ કરવા માંડી.

થોડા સમય સુધી આમ તે ચિંતામાં ગુંથાએલો રહ્યો. એવામાં વળી પુનઃ ત્હેને સંભળાયું કેઃ—બ્હેરામ! શું હજુ પણ તું નિશ્ચિતજ છે. અત્યાર સુધી કાનમાં તેલ રેડીને આળસુ બની બેઠો છે. આળસનો ત્યાગ કરી સત્વર મ્હારો આશ્રિત થા. અવશ્ય તેથી તું વિજયીજ થશે. અને સંસારમાં ત્હારી નામના તથા ખ્યાતિ અમર થશે. આવો અમુલ્ય સમય ત્હને વારંવાર નહિ મળે. એટલું તો ચોક્કસ યાદ રાખજે કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું નહિ. ને જો તું એમ કરીશ અથવા તો ત્હારા અભિમાનમાંજ તણાઇને મ્હારો વિશ્વાસ નહિ કરતો પાછળથી પસ્તાઇશ અને મ્હારાં આ વાકયોને યાદ કરીને તું મ્હને પણ અવશ્ય યાદજ કરતો રહીશ માટે મ્હારી આ વાત લક્ષમાં લાવીને તું મ્હારા પ્રશ્નનો સત્વર ઉત્તર આપ."

બ્હેરામને ઉદ્દેશીને કહેનાર વ્યકિતનાં ઉપરોકત વાકયો સાંભળીને બહેરામે મુગ્ધ બની જઇને પોતાના મનમાજ કહ્યું કેઃ "અહા કેવો મધુર સ્વર છે, આ સ્વર વીણાના આનંદિત કરનાર સ્વરને પણ પોતાની અપેક્ષામાં હરાવે તેમ છે. સ્વરની સાથેજ જે મૃદુ અને ઉપદેશદાયક વાકયો તે વ્યકિતએ કહ્યાં એ ખરેખર બહુજ અમુલ્ય અને ગુણગ્રહણ કરવા યોગ્ય છે. પણ એ કોણ હશે? ત્હેને આ સ્થળે આવી મ્હારા જેવા ક્ષુદ્ર મનુષ્યને ઉદ્દેશીને કહેવાની શું આવશકયતા પડી હશે? મ્હારા સિવાય શું ત્હેને અન્ય કોઇ પણ વ્યકિત ઉપર નહિ વ્હાલ હોય કે મ્હનેજ અહિં ઘેર બેઠાં આમ ઉપદેશ આપી સુખી કરવા ચાહે છે. આતે કોઇ દેવી છે કે પિશાચી પૂતળી છે? આતે મનુષ્ય છે કે દેવ છે? કાંઇ ચોક્કશ કરી શકાતું નથી—ચાલ જોઉં તો

ખરે કે એ કોણ છે. અને ત્હેને અહિં આવવાનું પ્રયોજન શું છે?"

એમ કહીને તે ચિંતાતુર અને ઉત્સુક ચિત્તથી પોતાના સ્થાન પરથી ઉઠીને કબ્રસ્તાનમાં તેને શોધવા માટે આમતેમ ફરવા લાગ્યો પણ ત્યાં કોઇ પણ વ્યક્તિને જોઇ શક્યો નહિ. માત્ર ત્યાં તો શ્વેત પત્થરની ઉપર પૂર્ણિમાના પૂર્ણ વિકાસ પામેલા ચંદ્રમાની રજત પ્રભા શાન્ત રીતે નિદ્રિત છે; અને શિતળ પવનની મંદમંદ લહેરીયોએ પાસે આવેલા પુષ્પોદ્યાનમાંથી સુંદર પુષ્પોની સૌરભ (સુગંધી) ખેંચી લાવીને તે સ્થળને સૌરભમય અને મનોહર બનાવી દીધું છે. તે સિવાય આખું કબ્રસ્તાન મનુષ્યહીન અને શાંત-શૂન્ય છે, સર્વ સ્થળે શાંતિનોજ આભાસ થાય છે. મનુષ્ય અથવા તો કોઇ પણ પ્રાણીનો બોલવાનો અવાજ ત્યાં આગળ બિલકુલ સંભળાતો નથી.

બહેરામ આખા કબ્રસ્તાનમાં ફરી ફરીને કંટાળી ગયો. આખરે તે પોતાના સ્થાનપર આવીને કાંઇક ચિંતામાં પુનઃ નિમગ્ન થઇ ગયો. આ સમયે ત્હેના હૃદયમાં પ્રકૃતિ માતાએ ધરેલા મનોહર સ્વરૂપને વિલોકવાનો બિલકુલ ભાવ કે ઇચ્છા પણ ન થઇ. ચંદ્રમાની ખિલેલી પૂર્ણ જ્યોત્સનાને નિહાળવા માટે ત્હેનું કલાંત અને ચિંતાતુર ચિત્ત જરાએ પણ લલચાયું નહિ. તે પુષ્પોદ્યાનમાંથી સુગંધી ખેંચી લાવનાર શીતલ પવનનું પણ ત્હેણે જરાએ સેવન ન કર્યું. પરંતુ ઉલટો તેતો ચિંતાના ઉંડા સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો. ત્હેનું મન હરી લેનાર વ્યક્તિએ ત્હેને વિહ્વળ બનાવી દીધો-ત્હેને ચિંતાના ઉંડા સમુદ્રમાં ફેંકી દીધો.

પ્રકૃતિમાતાની આ મનોહર રચનાથી સર્વ પ્રાણી માત્રને આનંદ પ્રાપ્ત થાય એ સ્વાભાવિકજ છે પરંતુ બહેરામને માટે તેમ નહોતું.

ત્હેને ચંદ્રમાનાં મિઠાં અને સુંદર કિરણો એ સમયે કડવાં જણાવા લાગ્યાં. તે તરફ તેનું મન જરાએ આકર્ષાયું નહિ. પરંતુ તેતો ચિંતામાંને વિચારમાં પોતાના ચિત્તને પ્રવૃત્ત કરીને સંકલ્પ વિકલ્પમાં તલ્લીન બની ગયો.

આવી રીતે તે ઘણા સમય સુધી ચિંતામાંજ રહ્યો. ત્યારબાદ થોડી વારે ત્હેના નેત્રોપર નિદ્રાદેવી પોતાનું આધિપત્ય જમાવા લાગી. ધીમે ધીમે ત્હેનાં નેત્રો નિદ્રાદેવીને આધિન થઇ ગયાં ને ત્હેના ચરણમાં મસ્તક રાખીને બહેરામ પણ આખરે નિદ્રાવશ થઇ તેજ સમાધિ મંદિર પાસે એક ખંડમાં એક સુંદર શય્યામાં ઉંઘી ગયો અને ચિંતાથી આકુલ બનેલા ચિત્તને શાન્તિ આપવા લાગ્યો.

આ સમયે આનંદ અને આમોદ આપનારી સ્વપ્નદેવી પણ ત્યાંજ ઘૂમી રહી હતી—થોડા સમય પછી ધીમે ધીમે હસતાં હસતાં વિધૂમુખીએ નાસિકા–રન્ધ્ર (નસકોરાં) ના માર્ગદ્વારા બહેરામખાંના હૃદય–મંદિરમાં પ્રવેશ કર્યો. બહેરામખાંને તે સમયે જણાયું કે, જાણે સ્વર્ગમાંથી કોઇ એક પૂર્ણ યૌવનથી શોભી ઉઠેલી, પરમસુંદરી, મધુર હાસ્ય હસતી હસતી કૃત્રિમ દિવાનીના જેવો ચહેરો બદલાવીને પોતાનાં મ્હોટાં મ્હોટાં નેત્રોથી કટાક્ષ બાણ મારતી મારતી સ્હામે આવીને અતિ મૃદુમોહન સુલલિત સ્વરથી બોલવા લાગી કે, હે બહેરામ! હવે તું સત્ય કહી દે કે ત્હારો કયા ધર્મ ઉપર દૃઢ વિશ્વાસ છે?

તે સૌંદર્યવતી દેવીનું પરમ રમણીયરૂપ, માધુર્ય, અપૂર્વ વિલાસ વિભંગી જોઇને બહેરામખાં મોહિત થઇ ગયો. ત્હેની મધુર મધુર વાતો સાંભળીને ત્હેનું હૃદય પિગળી ગયું. તે એક દૃષ્ટિથી એ વિનોદિનીના વદન સુધાકરની સુધારાશિનું પાન કરવા લાગ્યો.

દિવ્યાંગનાએ પુનઃ પૂછ્યું:—

"વીરશ્રેષ્ઠ ! તું કીયા ધર્મ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે ?"

વિચલિત થએલા ચિત્તને સ્હેજ શાંતિથી દિલાસો આપીને બહેરામખાં બોલ્યો:—

"દેવી આપ કોણ છો ? પ્રથમ આપ આપનો પરિચય આપો, જ્યારે આપનું સંપૂર્ણ વૃતાંત સાંભળી લઇશ ત્યાર પછી હું મ્હારૂં વૃતાંત અને આપના પ્રશ્નનો ઉત્તર આપીશ. ત્યાર પહેલાં હું આપની સાથે કોઇપણ વાતનો ખુલાસો કરવા તથા સંબંધ જોડવા માગતો નથી, કારણ કે એક અપરિચિત મનુષ્યની સાથે પોતાનું સર્વ વૃતાંત એકદમ જણાવી દેવું એ અયોગ્ય છે. તથા સમય આવ્યે હાનિકારક નિવડે એમ સ્વાભાવિક રીતેજ સંભવિત છે."

દેવીને સ્હેજ હસવું આવ્યું. તે હાસ્યથી મહાવીર બહેરામનું હૃદય કંપી ઉઠ્યું, સ્હેજ સ્મિતહાસ્ય કર્યા બાદ દેવીએ કહ્યું બહેરામ ! હું અદષ્ટ અર્થાત્ ભાગ્યની દેવી છું." ગંભીર સ્વરથી દેવીએ પુનઃ આગળ બોલવાનું શરૂ કર્યું. અદષ્ટ તો પુરૂષને હાથો હાથ છે, હું માત્ર નિમિત્તજ છું. અજ્ઞાન મનુષ્ય મ્હારી નિન્દા વ્યર્થ કરે છે. મ્હને ભયંકર માને છે.

બહેરામઃ દેવી ! હું ભાગ્યવાદી નથી મ્હને મ્હારા ભાગ્ય કરતાં પુરૂષાર્થ ઉપર વધારે વિશ્વાસ છે, પુરૂષાર્થથીજ સર્વ કાર્ય શ્રેય થાય છે એટલે હું પુરૂષાર્થ વાદીજ છું.

દેવીઃ બહેરામ ! શું તું પુરૂષાર્થ વાદીજ છે ? ત્હને ત્હારા ભાગ્ય ઉપર બિલકુલ વિશ્વાસ નથી ? તું ભાગ્યને પુરૂષાર્થ કરતાં નીચ માને છે"

બહેરામ ! હા, દેવી ! મ્હને મ્હારા ભાગ્ય કરતાં પુરૂષાર્થપર વિશેષ શ્રદ્ધા છે કેમકે જો હું ભાગ્યને વશ થઇને બેશી રહું તો મ્હારૂં કાંઇપણ કાર્ય શ્રેયસ્કર નિવડેજ નહિ. અને અંતે મ્હારે ભૂખે મરવું પડે માટે પુરૂષાર્થજ ઉચ્ચ છે.

દેવી: સરદાર ! એ ત્હારી ભુલ છે. જો તું તદ્દન પુરૂષાર્થવાદીજ છે, તો પછી આજે આવી નબળી સ્થિતિમાં શામાટે આવી પડયો છે ? એક દિવસ તું એક મહાન સામ્રાજ્યના સ્તંભ રૂપે કાર્ય કરતો હતો. ત્હારી હાજીહા કરવાને સર્વ લોકો ઉપસ્થિત રહેતા હતા ત્હારી સલાહ લેવાને માટે શહેનશાહ અકબર પણ નિરંતર ઉત્સુક રહેતો હતો અને તુંજ મોગલ સામ્રાજયનો સ્વામી હતો, પરંતુ અત્યારે આવી સ્થિતિમાં છે, ત્હેને મૂળ સ્થિતિમાં લાવવાને શામાટે પુરૂપાર્થ નથી કરતો ? શામાટે સામ્રાજ્યનો પ્રધાન નથી થઇ શકતો ?

બહેરામ: દેવી ! આપનું કહેવું કાંઇક અંશે મ્હને યોગ્ય લાગે છે કે, પુરૂપાર્થ અને ભાગ્ય બન્ને સમાનજ છે. બન્ને એકજ રથના બે ચક્ર સમાન છે. પણ હજુ ત્હેમાં મ્હને સંદેહ જણાય છે. માટે કાંઇક દૃષ્ટાંત આપી મ્હારા સંદેહનું નિવારણ કરો કે, જેથી એ બેમાંથી કયો માર્ગ મ્હારે ગ્રહણ કરવો અથવા તે શું સત્ય છે ને શું અસત્ય છે હું જાણી શકું અને મ્હારા જીજ્ઞાસુ ચિત્તને આપના નિર્ણયપરથી શાંતિ આપું.

દેવી: બહેરામ ! ત્હારી આ જીજ્ઞાસાને હું તૃપ્ત કરવા માટે ખૂશી છું. માટે સાંભળ હું એક સામાન્ય દૃષ્ટાંત ત્હારી આગળજ રજુ કરૂં છું. આ બનાવ કાંઇક અંશે સત્યજ છે અને તેથીજ તે ત્હને સંભળાવું છું. સાંભળ:—

ચિતોડ નામે નગરમાં, વસે વાણીઓ એક,
નીત્ય એક વૈરાગીને, જમાડવાનો ટેક;
આવ્યો કો વૈરાગી ત્યાં, આમંત્રણ દઇ શેઠ,
પ્રીતિ ભાવ ભોજન દઇ, ઠાર્યું તેનું પેટ.

જમ્યા પછી વૈરાગીને, પ્રશ્ન પૂછ્યો તે ઠામ:
" ઉદ્યમ પહેલો હોય કે, કર્મ કરે છે કામ?"
સાધુ કહે સુણ શેઠજી, કર્મ થકી સહુ થાય;
ઉદ્યમ ભલે કરી મરો, કર્મથી તણાઇ જાય.

શ્રમ લઇને ઉદ્યમ કરો, ભજો ભલે ભગવાન;
હોય નહિ જો કર્મમાં, કરે શ્રમ શું નાદાન?
બીજે દિને આ નગરમાં, બીજો, શેઠને ઘેર;
વૈરાગી આવ્યો તહિં, જમ્યો તે રૂડી પેર.
શેઠ કહે હે સંત ! હું, સુણજો પૂછું સવાલ;
ઉદ્યમથી સહુ થાય કે કર્મ થકી ? કો' હાલ.

સંત કહે હે શેઠજી, ઉદ્યમથી સહુ થાય;
કર્મ ઉપર બેસી રહે, પેટ કદી ન ભરાય;
જો ઉદ્યમ આજે કર્યો, ફર્યો નગર મોઝાર;
જમ્યો જમણ આજે અહિં, એ ઉદ્યમનો સાર.
ઉદ્યમ વડે જગત નભે, નભે નભ ગ્રહ સર્વ;
કર્મ ઉપર બેસી રહે, ગર્વી છોડે ગર્વ;
વણિક પડયો વિચારમાં, એક કહે છે કર્મ;
બીજો કહે ઉદ્યમ વધે, મુજથી જણાય ના મર્મ.
બીજે દીને ગોસાંઇઓ, (ત્રીજો) મંત દઇ સન્માન,

શેઠ કહે બોલો હવે, પૂરણ પામુ જ્ઞાન;
પછી શેઠ એ સંતની, સાથે સરિતા પાર,
ગયો બહુ જીજ્ઞાસુ થઇ, લૈ એકાવળ હાર;
નાંખ્યો હાર નદી વિષે, શેઠ કરી વિચાર.
કર્મવાદી બેસી રહ્યો, બિજો ગયો જળમાંય;
કૌતુક એવું તે સમે, એક તુર્ત બન્યું ત્યાંય,
સુંદરિ આવી કોઈ ત્યાં, સખીઓ સાથે અપાર;
ખીલ્યું યૌવન મદ ભરી, રૂપ તણો નહિં પાર,
અલંકાર અંગે સજ્યા, કંઠે ધરીયો હાર,
મકી તટે જળમાં ગઇ, ન્હાવાને તે દાર.
સમડી આવી કોઈ ત્યાં, ઉંચક્યો સુંદર હાર;
તુરત પાંખ ફફડાવતી, ઉડી ગગન મોઝાર;
મિયાં એક તાકી રહ્યો, સમડી કેરો કાળ;
બંદુક મારી બાપડી, સમડી મરી તત્કાળ.
હાર પડ્યો મુખમાંથી, તે કર્મ વાદીની પાસ,
લીધો ઉપાડી હાથથી, ઉર પામી ઉલ્લાસ.
ઉદ્યમ વાદી લાવિયો, જળમાંથી તે હાર,
વાત વિચારી વાણિયે, ઉદ્યમ ભાગ્ય(બન્ને)સમાન.

કેમ બહેરામ ! હવે તો ત્હને ભાગ્ય ઉપર વિશ્વાસ બેઠા કે નહિ ભાગ્ય અને કર્મ બન્ને સમાન છે. બન્ને એક સુત્રમાં સમાન રીતે ગોઠવાએલાં છે. વળી ભાગ્યથી જ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે. માટે પુરૂષાર્થમાંથી જે વિજય મળે છે તે જ ભાગ્ય છે. પુરૂષ પુરૂ-

*શામસિંહ નરશી

પાર્થ ને પ્રભુકૃપા તેજ ભાગ્ય છે. અર્થાત્ ભાગ્યને આધિન પુરૂષાર્થ છે. કેટલીક વ્યક્તિઓને પુરૂપાર્થ લાભદાયક નીવડે છે કેટલીક વ્યક્તિઓ ભાગ્યના પ્રતાપે આનંદમાં જીવન ગુજારે છે—એટલે કે પુરૂપાર્થ કરતાં ભાગ્યનો પ્રભાવ કાંઇક અંશે ચ્હડે છે. પુરૂષાર્થ અને ભાગ્ય એકજ પરમાત્માથી સરજાયલાં છે ત્હેમાં મુખ્ય પદ કોને આપવું એ હવે ત્હારી બુદ્ધિપર મુલતવી રાખું છું. દુનિયામાં કપાળે કપાળે જુદી જુદી મતિ હોય છે. એટલે કોઈ ભાગ્યને પોતાના અનુભવપરથી પ્રથમ પદ આપે છે અને કોઈ ઉદ્યમને પ્રથમ પદ આપે છે. એ વિષયમાં ત્હારી બુદ્ધિ કેટલે અંશે કામ કરી શકે છે, એ જાણવાને હું આતુર છું એટલે હવે ત્હને જે કાંઈ જ્ઞાન સંપાદાન થયું હોય તે ઉપરથી તું સંક્ષિપ્તમાં મ્હને ત્હારો વિચાર જણાવ. મ્હેં મ્હારા વિચારો પ્રથમ ત્હને દર્શાવી દીધા છે. માટે તુંજ હવે મ્હને સર્વ વાત કહી સંભળાવ.

બહેરામ—દેવી! ત્હમારા દષ્ટાંત અને ઉપદેશદાયક વાક્યોએ મ્હારા સન્માર્ગ ભ્રમિત ચિત્તને માર્ગપર લાવી મ્હારી શંકાઓનું ખરેખર સમાધાન કર્યું છે. હું એ સંબંધમાં મ્હારા વિચારો આ પ્રમાણે દર્શાવું છું કે પુરૂપાર્થ કરતાં ઘણી વખત ભાગ્ય ચ્હડી જાય છે એવાં દષ્ટાંતો જગતમાંથી ઘણાં મળી આવે છે. અને ભાગ્યવાદી વગર પુરૂષાર્થે સારી હાલતમાં પોતાનું જીવન વિતાવે છે. એટલે કે પુરૂષાર્થ અને ભાગ્ય એ બેમાં આપના આપેલા દષ્ટાંત અને બોધ ઉપરથી હું ભાગ્યને પુરૂષાર્થ કરતાં સહજ ઉચ્ચ માનું છું. હવે મ્હને મ્હારા ભાગ્ય ઉપર અથવા તો હે ભાગ્ય દેવી! ત્હમારા પોતાના ઉપર વિશ્વાસ સારી રીતે બેઠો છે.”

દેવીઃ—વાહ બહેરામ ! ત્યારે હવે તું મ્હારા પ્રશ્નનો ઉત્તર આપશે કે? "હું ત્હને જે કાંઇ કહું ત્હેના ઉપર શ્રદ્ધા રાખીશ કે?"

દેવીનાં આ વાક્યો સાંભળીને બહેરામનો જીવ ઉડી ગયો. તે વિસ્મય ભરી દૃષ્ટિથી દેવીના તરફ નીહાળવા લાગ્યો, તે કાંઇ બોલી શક્યો નહિ.

દેવીઃ—" બહેરામ! કેમ ઉત્તર આપતો નથી. મ્હારા પ્રશ્નનો ઉત્તર આપે છે કે નહિ? કહે ત્હારી કયા ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા છે?"

બહેરામઃ—" મ્હારે પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા છે, અન્ય કોઇ પણ ધર્મ ઉપર શ્રદ્ધા નથી. "

દેવીઃ—" હું ત્હને એમ કહું છું કે તું કયા સંપ્રદાય, સમાજ, મંડળ કે શાખાનો અનુયાયી અથવા તો નેતા છે? "

બહેરામઃ—" કોઇ પણ સંપ્રદાય, મંડળ કે સમાજનો ધાર્મિક રીતે અનુયાયી છું જ નહિ. પ્રભુની પ્રાર્થના કરી આ શેષ જીવન વ્યતીત કરવું એજ સંકલ્પ મ્હેં કર્યો છે. અન્ય મંડળોમાં જોડાઇને મ્હારે મ્હારા આત્માને અપવિત્ર કરવાની ઇચ્છા નથી."

દેવીઃ શું તું એકલશૂરો છે? સમાજમાં–સંપ્રદાયમાં મળીને કાર્ય કરવાથી ધાર્મિક સ્થિતિની સાથે દેશની સામાજીક અને સાંસારિક સ્થિતિ પણ ઘણીજ સુધરી શકે છે એ તું કેમ વિસરી જાય છે?

બહેરામઃ—એ બધું હું સત્ય માનું છું પણ જગતમાં એટલા બધા સંપ્રદાયો વધી પડ્યા છે કે, મ્હારે કોનો અનુયાયી થવું તે કાંઇ સમજાતું નથી. દરેકનો અનુભવ કરવા જેટલો મ્હારી જીંદગીના પ્રમાણમાં હવે મ્હારે માટે સમય પણ રહ્યો નથી. માટે હું કોઇ સંપ્રદા-

યમાં ન જોડાતા શુદ્ધ મનથીજ પ્રભુનું સ્તવન કરૂં છું તો તે અવસ્ય મ્હારૂં કલ્યાણ કરશેજ! વળી અમારી જાતિમાં તો માત્ર એકજ પરમાત્માનું સ્તવન થાય છે. એટલે કે આર્યોની માફક હજારો સંપ્રદાયો અમારામાં છે નહિ. એટલે હું અમારા જાતીયબંધન અને સંગઠન મુજબ પવિત્ર મનથી પ્રભુનું સ્તવન કરૂં છું. તેથી હું કાંઇ એકલશૂરો છું એમ કોઇ પણ મનુષ્ય કહી શકશે નહિ.

દેવી:—ધન્ય છે બહેરામ ત્હારા ભાવને! ધન્ય છે તારા વિચારોને! મ્હેં આજે ત્હારી કસોટી કરીને પરિક્ષાજ લીધી છે તેમાં તું ઉત્તીર્ણ થયો છે. માટે ચાલ તું હવે મ્હારી સાથે, હું ત્હારા ભાગ્યોદયને માટે ત્હને એક સર્વોત્તમ માર્ગ બતાવું. ચાલ અત્યારેજ મ્હારી સાથે ચાલ."

બહેરામ:—"દેવી! આપ ક્યાં રહો છો, મ્હને ક્યાં લઇ જવા ધારો છો. ત્હેનું કારણ શું છે. એ સર્વ જણાવ્યા સિવાય આપ આમ ક્યાં લઇ જાવ છો?"

દેવી:—"જો મ્હારા ઉપર દૃઢ વિશ્વાસ હોય તો ચાલ મ્હારી સાથે ત્યાં ગયા પછી મ્હારા સર્વ વૃતાંતથી તું માહિતગાર થઇ શકીશ."

સ્વપ્નદેવીની મહામાયાથી મુગ્ધ બનીને ચિત્તવિકાર ત્યજિ દઇને ભાગ્યદેવીની પાછળ પાછળ બહેરામખાં ચાલવા લાગ્યો. નાના દેશ, નાના પ્રકારનાં અનેક રાજ્યો, અનેક નદ, નદિ, સમુદ્ર અતિક્રમ (ઓળંગ્યા) કર્યા પછી સ્હામે બહુ દૂર આવેલો એક પર્વત જણાવા લાગ્યો. તે પહાડનું આકાશ સાથે વાતો કરનારૂં શિખર ઉજ્જવલ આલોકથી અલંકૃત હતું. દુરથી તે મનોહર દૃસ્યને જોઇને બહેરામે

એક અનિર્વચનીય આનંદ ઉપભોગ કર્યો. પછી તે બોલ્યો. હે દેવી ! આપણે અહિંયાં ક્યાં આવી પહોંચ્યાં છીએ, આ સુંદર પહાડી પ્રદેશ નું નામ શું છે. આ બગીચા, ઉપવનો, પુષ્પોદ્યાન વિગેરે કોણે બનાવ્યાં છે. ? ”

દેવીઃ બહેરામ ! ચિંતા ન કર આપણે ત્યાંજ જવાનું છે. ત્યાં ગયા પછી એ સર્વ શું છે તે તું પોતે સારી રીતે જાણી શકીશ હમણાં તો મ્હારી સાથે સાથે ચાલ્યો આવ. ”

આમ કહીને તેઓ બન્ને પુન; ચાલવા લાગ્યાં. થોડા સમયમાં તેઓ એક સુંદર નાના પ્રકારનાં વૃક્ષોથી છવાએલા સરોવરના કિનારા પર આવી પહોંચ્યાં. તે શાન્ત મૂર્તિ જળાશયની જલ-રાશિ વિવિધ રંગના વિકસિત જળ-કુસુમોથી સુશોભિત હતી. ત્હેના પુણ્ય સલિલમાં વિરાજેલી કમલિની પાસે જાણે ભ્રમરો ગણગણાટ કરીને-ભિક્ષાયાચીને આશ્રય માગતા હોય તેમ જણાતું હતું. વળી ભગવાન સવિતાનારાયણ ભ્રમરને કમલિનીના કપટથી બચાવવાને માટે પૂર્ણ પ્રકાશ આપી રહ્યા હતા. અને કમલિનીને પોતે જે તરફ જાય તે તરફ આકર્ષતા હતા. ગણગણાટ કરતા ભ્રમરો પ્રફુલ્લ કુસુમોનું મધુપાન કરતા હતા. હંસ-સારસ, બગ, વગેરે જળ-જંતુઓ આમ તેમ તરી રહ્યાં હતાં. તે સરોવરના પ્રશાંત સલિલમાં, કિનારાની વૃક્ષશ્રેણીનાં પ્રતિબિંબ સુંદરરૂપથી પ્રતિફલિત થઇને જળની અંદર એક અપૂર્વ પ્રકારની શોભાની સૃષ્ટિ કરી રહ્યાં હતાં. સુમંદ મકરંદમય સમીર (પવન)ના મૃદુલ હિલ્લોળથી તે સમયે જળની મૃદુ લહરીમાં તે સર્વ પ્રતિબિંબ છિન્ન ભિન્ન થઇને વચ્ચે વચ્ચે અનેક પ્રકારના આશ્ચર્ય ભર્યા ભાવ ધારણ કરતા હતા. આ સર્વ જગ્યા મધુર સુવાસથી ભરપુર હતી. બહેરામખાં ચુપ ચાપ

ઉભો રહીને પ્રકૃતિની એ મધુર નવીન શોભાનાં દર્શન કરતો હતો. એવામાં ત્હેના કર્ણપર બંસીના મનોહર મૃદુ સ્વરનો આઘાત થયો. જોત જોતામાં સરોવરમાંનું એક નાવ કિનારાપર આવી પહોંચ્યું. ચારે બાજુએથી બહેરામને સુલલિત સંગીત લહરિયો સંભળાવા લાગી. તાલ લય સંયુક્ત વાજીંત્રની ધ્વનિથી ચારે દિશાઓ આમોદિત હતી.

આ સર્વ બહેરામને બતાવ્યા પછી દેવીએ સ્હેજ સ્મિત હાસ્ય કરીને કહ્યું: બહેરામ ! તું આ સુંદર, પવિત્ર જગામાં રહેવા ચાહે છે.

બહેરામખાંએ કહ્યું—માતા ! મ્હને આમ શા માટે પૂછો છો ? મ્હને અહિં લાવવાનું પ્રયોજન શું છે? આપ તો મ્હારા ઉપર પ્રસન્ન થયાં છો ને ?"

એમ કહેતાં કહેતાં બહેરામની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, નેત્રમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. પછી તે કરૂણ સ્વરથી બોલવા લાગ્યો:-" હું તો આજે રસ્તામાં માગી ખાનાર ભિખારીના કરતાં પણ વધારે દુર્દશામાં છું. એક દિવસ હજારોને દાન આપવાને, હજારોનું પોષણ કરવાને શક્તિમાન હતો તેજ હું અત્યારે આવી દુર્બળ સ્થિતિમાં છું; અત્યારે મ્હારા ભાગ્યના ભાનુનો છાંયો પલટાઇ ગયો છે અને સાથે હે વિધાતાદેવી ! ત્હેં પણ મ્હારા ઉપર કોપ કર્યો છે.

" વિધાતા તું થઈ વેરી, દુ:ખે લીધો હવે ઘેરી;
હતી મમ ઘેર સાયબી મોટી, રહું છું. આજે વિના રોટી.

ખરેખાત વિધાતા તારાં કાર્ય ન્યારાંજ છે. તું સુખના શૃંગ ઉપર આનંદથી વિરાજતા મનુષ્યને એકદમ દુ:ખની ઉંડી ખોમાં નાંખી

દેછે. ઘડીમાં સુખ આપી અનેક પ્રકારના વૈભવો અપાવે છે, અને ઘડીકમાં રસ્તામાં ભટકતા ભિખારી કરતાં પણ કનિષ્ટ સ્થિતિમાં લાવી મૂકે છે. ખરેખર વિધાતા ! ભાગ્યદેવી ! તેં મ્હારી શું સ્થિતિ કરી છે એ માટે નીચેની એ ચાર પંક્તિ બોલી મ્હારા ક્લાન્ત મનને શાંત કરવા દે.

ગઝલ.

"વિધિનાં કામ છે કેવાં, દીએ દુઃખ ઘાતકી થઇને,
કરે છે સાથ ક્ષણમાં ક્યાં, મળે છે ક્યાં ક્ષણે જઇને—વિ૰

હતો સુખ ચેનમાં ફરતો, દુભાવ્યો કાં અરે સુજને,
કરાવ્યા હાલ શું મારા, અરેરે આમ તેં શાને—વિ૰

હતો હું હજારોને, સદાએ સાન્ત્વના કરતો,
થઇ તે રંકને હાલે, ફરૂં વન વન મલિં ડરતો—વિ૰"

એમ કહેતાં કહેતાં ત્હેની આંખમાં પુનઃ અશ્રુનો પ્રવાહ ભરાઇ આવ્યો, તે વળી બોલવા લાગ્યોઃ—હે દેવી ! શું તું મ્હારી દુસ્મન છે. ના, માતા ત્હને દુસ્મન કહીને હું શામાટે અપવિત્ર બનું છું. પાપી ઠરૂં છું.? ત્યારે માતા ! મ્હારા જેવા દિન સેવક ઉપર આટલાં બધાં કષ્ટનો બોઝો શા માટે નાંખ્યો? હે વિધાતા મ્હને હવે આપ ક્યાં લઇ જાવ છો? મ્હારી આવી નબળી સ્થિતિનો ક્યારે નાશ થશે? હવે મ્હારી સર્વ શંકાઓનું સમાધાન કરો." એમ કહેતાં કહેતાં તે ગળગળો થઇ ગયો. દેવીઃ બહેરામ! હું (ભાગ્યદેવી–વિધાતા) કદી પણ કોઇના ઉપર ક્રોધ કરતીજ નથી. મનુષ્ય જેવાં કર્તવ્ય કરે છે તેવું ત્હેને ફળ મળે છે. તું સતકાર્યમાં જોડાઇજા, તેથીજ ત્હારી અલ્પ

સમયમાં ઉન્નતિ થશે હવે ગભરા નહિ. અત્યારે શોક ના કર, મ્હારી સાથે સાથે ચાલ.

એમ કહીને દેવી આગળ આગળ તથા બહેરામ ત્હેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી ત્હેણે એક અત્યુચ્ચ ગિરિ-શૃંગ ઉપર એક શ્વેત પત્થરોનું બનેલું સુશોભિત મંદર જોયું. આ જગ્યા જોઇને બહેરામના મનમાં કાંઇક ભય લાગ્યો. દેવી મંદિરમાં ચાલી ગઇ. પરંતુ ત્હેનાથી અંદર જવાનું સાહસ થઇ શક્યું નહિ પાછળ ફરીને દેવીએ કહ્યું:—

" અંદર ચાલ્યો આવ અમે કોઈ પણ પ્રકારનો ભય નથી. "

બહેરામે મંદિરમાં પ્રવેશ કરીને જોયું કે, સ્હામે દેવાદિદેવ મહા-દેવની વિરાટ મૂર્તિ વિરાજે છે, ત્યાં એક વીરપુરૂષ કુશાસન પર બેસી તેમના ધ્યાનમાં નિમગ્ન છે. "કોણ? મહારાજ માનસિંહ!" સવિસ્મય બહેરામ બોલી ઉઠયો

ચુપ રહેવાનો ઇશારો કરી દેવીએ કહ્યું:- બહેરામ પૂજનમાં ભંગ ન કર. ત્હેની સાથે મિત્રતા કર. તેથી ત્હારૂં કલ્યાણ થશે."

ચિત્રની પૂતળીની પેઠે બહેરામખાં ઉભો હતો તે વખતે કોઇએ પાછળથી કહ્યું:" શું હજુ સુધી પણ ત્હારી મોહ નિદ્રા નથી તૂટી?

બહેરામે ચમકીને જ્યારે પોતાનું મુખ ફેરવ્યું. ત્યારે નિદ્રા દેવી ખસી ગઇ ત્હેનું હૃદય-ઘડિઆળના લોલકની માફક હાલવા લાગ્યું. તેનાથી આંખો ઉઘાડવાનું સાહસ પણ ન થયું.

---

## પંચમ પરિચ્છેદ.

### શું એ લૂંટારો છે?

---

કેટલોક સમય વ્યતીત થયા પછી સહજ સુસ્થિર થઇને બહેરામખાંએ નેત્રો ઉઘાડીને જોયું કે, સ્હામે એક પૂર્ણ-યૌવના નવયુવતી ઉભી ઉભી એક નજરે ત્હેના ચિંતાતુર વદન તરફ જોઈ રહી છે. તે સૌંદર્યમાન બાલિકાએ પોતાના સુધામય સ્વરમાં ધીમેથી કહ્યું કે, "હું પણ દૃઢ પ્રતિજ્ઞ છું. આપેલા વચનનો કદાપણ ભંગ કરતી નથી. પોતે આપેલા વચનને ન પાળે તે મનુષ્ય મૂર્ખ છે. માટે બહેરામ! તું મ્હારી સાથે સાથે ચાલ્યો આવ તેમાં ત્હને કાંઇપણ અડચણ આવનાર નથી."

યુવતીનાં ઉપરોક્ત વાક્યો સાંભળીને બહેરામખાં અગાધ વિચાર-સાગર–સલિલમાં ગોથાં ખાતો હતો, ત્હેમાં તૃણનો આશ્રય મળ્યો. ક્ષોભિત અને ઉદ્દામ થએલા ચિત્તને સહજ શાંતિરૂપી આશ્વાસન મળ્યું. તે કાંઇ બોલ્યા ચાલ્યા સિવાય ન્હાના બાળકની માફક બાલિકાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. આગળ જતાં તેઓ એક અરણ્યની સમીપમાં આવી પહોંચ્યાં. બહેરામખાં સંદેહાન્વિત થઇને ત્યાંજ ઉભો રહ્યો.

એ જોઇને યુવતી બોલી: "બહેરામખાં! ત્હમે વારંવાર કેક-

ઠેકાણે શા માટે ઉભા રહી જાઓ છો, ત્હેનું કારણ હું સમજી શકતી નથી. મ્હારાથી ભય શા માટે રાખો છો, હું ત્હમને ત્હમારૂં કલ્યાણ થશે એજ માર્ગે લઈ જઇશ માટે ડરવાનું કાંઇપણ પ્રયોજન નથી–"

આ સાંભળીને બહેરામખાં પુનઃ ત્હેની સાથે ચાલવા લાગ્યો. અરણ્ય ભવ્ય અને ગીચ હતું, કોઈ પણ સ્થળેથી બહાર જવાનો માર્ગ સ્પષ્ટ રીતે જણાઇ આવે તેમ નહોતો; પરંતુ યુવતી .ચિરપરિતની માફક લતાઓના ગુંચવાએલા, કણ્ટકાદિથી ભરેલા વિશાળ સુશોભિત શ્રેણીથી સમાકીર્ણ, તે ગહન કાનનમાં બહુજ તીવ્ર ગતિથી ચાલવા લાગી. કેટલાક સમય પછી તે અરણ્યમાં તેઓ બન્ને એક શિરિષના વૃક્ષની પાસે આવી પહોંચ્યા. ત્યાં આવ્યા પછી યુવતીએ કહ્યું કે, "બહેરામ! ત્હમે આ સુંદર વૃક્ષની શીતલ છાયામાં સહેજ વિશ્રાંતિ લ્યો હું હમણાંજ આપની પાસે આવું છું." એમ કહીને તે ત્યાંથી ચાલી ગઈ.

બહેરામખાં ત્યાં બેઠો, બે ત્રણ કલાક વીતી ગયા પણ તે બાલિકા પાછી આવી નહિ. ત્હેનું ચિત્ત ચંચળ થઈ ગયું. મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. તે વિચારવા લાગ્યો: "શું આ ગાઢ અરણ્ય, આકાશ અને પાતાળ એ સર્વે સત્ય છે. શું હું ઉંઘમાં જ છું. નહિ–નહિ હું જાગૃત છું." ત્યારે શું જાગૃતાવસ્થામાંજ સ્વપ્ન અનુભવી રહ્યો છું. હું કોણ? મ્હારે અત્યારે અહિં આવવાનું પ્રયોજન શું? મ્હને અહિં ખેંચી લાવનાર યુવતી કોણ હશે? મ્હને આવા વિકટ અરણ્યમાં લાવવાનો ઉદ્દેશ શું હશે? ત્યાં હજુ સુધી એ યુવતી આવી નહિ તો ક્યાં ગઈ હશે? હું એ યુવતીના ફંદમાં શા માટે ફસાઇ ગયો? મ્હારે અહિંથી ન્હાસીને જવું પણ

ક્યાં ? રસ્તો પણ બહુજ વિકટ છે. અરણ્ય પણ ભયાનક જાનવરોથી ભરપુર છે. માર્ગ શોધવો એ પણ બહુ મુસ્કેલ છે. શું તે કોઇ દેવી નામધારક ઠગારી દાનવી તો નહિ હોય ! મ્હને અત્યારે તે પોતાની દેવીનું બળિદાન આપવાની તો નહિ હોય ? અરે તે કોણ હશે તે કાંઇ સમજી શકાતું નથી. હવે ક્યાં જઉં. અહિંજ પડયો રહીશ તો મ્હારૂં આ શરીર હિંસક પ્રાણીઓ ફાડી ખાશે. હવે આ ભયંકર અરણ્યમાંથી મ્હારે ન્હાસીને પણ ક્યાં જવું ? : પરમાત્મા ! હવે તું આ બિહામણા અરણ્યમાંથી નિકળવાનો કાંઈ પણ ઉપાય કૃપા કરીને બતાવ તથા આ દુઃખિત આત્માને હવે વિશેષ દુઃખનો ભોક્તા ન બનાવ. રાજ્યથી બરતરફ થઇને આટલી બધી નબળી સ્થિતિમાં અને દુઃખના દરિયામાં આવી પડયો તો પણ મ્હારા દુઃખનો અંતજ ન આવ્યો. દુઃખના દરિયામાં પડયો ત્હેમાં પણ આખરે વડવાનળ લાગ્યો. હવે મ્હારે કોનો આશ્રય ગ્રહણ કરવો. આ દેવી જુઠ્ઠું બોલીને મ્હને ભરમાવીને અહિં ખેંચી લાવી અને પછી આવા ભયાનક અરણ્યમાં છોડીને ચાલી ગઇ. શું ત્હેના હૃદયમાં જરાએ પણ દયા નહિ હોય. જગતમાં સ્ત્રીઓનાં હૃદય તો કોમળ હોય છે એમ કહેવામાં આવે છે તો પછી મ્હને અહિં ખેંચી લાવનાર સ્ત્રીનું હૃદય કેમ કોમળ નથી ! તે તો કોમળતાને બદલે ઉલટું પાષાણવત્ કઠિન હોય એમ ત્હેના આ વિશ્વાસઘાતક કાર્ય પરથી અનુમાન થાય છે. મ્હને તે લગભગ અહિંયાં મૂકી ગયાં બે ત્રણ કલાક થવા આવ્યા છે. રાત્રિ પણ નજીક આવી પહોંચી છે. સૂર્યનારાયણ પોતાના દિવ્ય પ્રકાશથી મ્હને વિખુટો કરીને હવે અલ્પ સમયમાંજ રાત્રિના ભયાનક અંધકારમાં મૂકતા જશે. વિભાવરીના સામ્રાજ્યમાં વિચરતાં–આનંદ માણતાં–અનંત પ્રકારનાં અમુલ્ય સુખો અનુભવતાં કેટલાંક

બહેરામ પોતાનું બળ બતાવવું વ્યર્થ સ્હમજીને તે લોકોની સાથે ચાલવા લાગ્યો. તે પોતે કયાં અને કેવી રીતે કોની સાથે ચાલ્યો જાય છે ત્હેનું પણ ત્હેને ભાન નથી.

તેઓ ધીમે ધીમે એક વિશાળ પહાડના શૃંગ ઉપરની સુશોભિત ભૂમિપર આવી પહોંચ્યા. ચારે બાજુએ ગીચ અને ભયંકર અરણ્ય વિસ્તરેલું છે, અને ત્હેની વચ્ચે એક વિશાળ કાયાવાળો પહાડ દૃઢ મનથી ઉભેલો છે. એ પહાડની સમીપમાં પહોંચવું એ ત્હેના નિત્યના ચિરપરિચિતના સિવાય અસંભવ છે—ત્યાં આગળ જવાને માટે ત્હેના જાણીતા સિવાય સર્વ અસમર્થ છે. વળી કદી કોઇપણ મનુષ્ય આ સ્થળે આવ્યું હોય એમ પણ અનુમાન કરી શકાતું નથી. આ પહાડની અંદર એક સુંદર ગુહા આવેલી છે તે ગુહા ઉપરની શિલા ખસેડીને તે પાંચે પુરૂષોએ ત્હેમાં પ્રવેશ કર્યો. બધાના ચાલ્યા ગયા પછી શિલા પાછી હતી ત્હેમની ત્હેમ કરવામાં આવી એટલે આવવા જવાનો માર્ગ બંધ થઇ ગયો.

અંદર પ્રવેશ કર્યા પછી તે લોકોએ બહેરામખાંની આંખોપરથી પાટા છોડી નાંખ્યા. બહેરામખાંએ જોયું કે તે એક વિકટ દુર્ગમાં આવી ગયો છે. દુર્ગની અંદરના ભાગમાં સર્વ સ્થાનકોમાં જ્યાં જોઇએ, ત્યાં અનંત દીપકો પોતાના પ્રમાણમાં પૂર્ણ પ્રકાશ આપી રહ્યા છે. સર્વ સ્થળે શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું છે, ત્હેની સાથે આવેલા ચાર યુવકોમાંના એક પણ યુવકે પ્રથમ આવતાંની સાથે કાંઇ પણ વાત ન કરી. દિપકોના પ્રકાશથી, ગુહાની અંદરના ભાગમાં ગોઠવેલી સુસજ્જિત ગોઠવણીથી તથા તે ગુપ્ત સ્થળે સંગ્રહ કરેલી સર્વ રચનાઓથી બહેરામખાં મુગ્ધ બની ગયો, અને તે ગુહા બનાવનાર તથા ત્હેમાં વાસ

કરી આવી અપૂર્વ શોભાને જન્મ આપનાર મનુષ્યને પોતાના અંતઃકરણથી ધન્યવાદ આપવા લાગ્યો, વિસ્મયતાથી તે ઘડીક આ બાજુએ જોવા લાગ્યો તો ઘડીક પેલી બાજુએ જોવા લાગ્યો આમ કરતાં કરતાં લગભગ અર્ધો કલાક વ્યતીત થઇ ગયો.

બહેરામ આ સર્વ નિહાળી રહ્યા પછી પોતાના મનમાં કાંઇક વિચાર કરવા લાગ્યો. એ જોઇને એક પુરૂષે કહ્યું કેમ બાઇ ! શું વિચાર કરી રહ્યા છો ? "

બહેરામે પોતાની જમણી ભુજાથી લલાટનો પ્રસ્વેદ લૂછીને તીવ્ર દ્રષ્ટિથી પોતાને ઉપરોક્ત પ્રશ્ન પૂછનાર વ્યક્તિના તરફ જોયું. ત્હેના લલાટ પ્રદેશમાં કરચલીયો પડી ગઇ અને વદન કરમાઈ ગયું. પોતાની કમ્મર પર લટકાવેલી તલવાર મ્યાનમાંથી ખેંચવાની તૈયારી કરતો હતો તે દરમિઆનજ એક લૂંટારો બોલી ઉઠયો, બસ, બહેરામખાં શાંત થાઓ, ત્હમારૂં પરાક્રમ, અને બહાદુરી ત્હમારી પાસેજ રાખો. જો અહિં શૌર્ય બતાવવા માટે તત્પર થશો તો જીવથી માર્યા જશો. જો ત્હમને ત્હમારા જીવની જરાએ સ્પૃહા ન હોય તોજ અમારી સ્હામે આવાં સાહસિક પગલાં ભરજો પણ જો જીવની જરાએ સ્પૃહા હોય તો આ કાર્ય કરતાં પૂર્વે સંપૂર્ણ વિચાર કરજો. ત્હમારી બહાદુરી શૌર્ય કે પરાક્રમ અહિં ચાલે તેમ નથી.

બહેરામઃ—અરે પાપિષ્ટ, તું મ્હને જીવથી માર્યા જવાનો ભય શા-માટે બતાવે છે ? તું જાણતો નથી કે હું કોણ છું? મ્હારા ભયથી થોડા સમય પહેલાં સર્વ આર્યાવર્ત કંપતુ હતું. ભારતનાં દરેક મનુષ્યો મ્હારાથી ડરતાં હતાં, અને હજુ પણ ડરે છે. શું તું એ સર્વથી અપરિચિત છે ? તું કોણ છે ? મ્હને મૃત્યુનો ભય શામાટે બતાવે છે ? આ સુ-

ષ્ટિમાં મરણને વશ તો સર્વને થવાનુંજ છે. કોઇ અમર રહ્યુ નથી અને રહેનાર પણ નથી. માટે હું મ્હારી સ્વતંત્રતાની ખાતર, મારા પ્રાણની ચાહુતી આપવાને તૈયાર છું. ત્હારા જેવો નામર્દ પુરૂષ મ્હારો પ્રાણ લે એમ બનવું તે તદ્દન અસંભવિત છે."

લૂંટારો:—"બહેરામ આટલો બધો ક્રોધ શા માટે કરો છો. અમે તો આપને સ્હેજ બ્હીવરાવવાના ઉદ્દેશથી ઉપરોક્ત વાક્યો કહેલાં છે. અમે આપને શા માટે મારીએ? ત્હમારા જીવતા રહેવાથી અમારૂં અવશ્ય કલ્યાણ થશે. માટે આમ ક્રોધિત ન બનો અને અમારી સાથે આવો. જો કે અમે ત્હમને આ સ્થળે અત્યારે મારી નાંખવાને શક્તિમાન છીએ, પરંતુ અમે તેમ કરવા ચાહતા નથી, અમે વિશ્વાસઘાત કાર્ય કરી મહાન પાપ વ્હોરી લેવા માંગતા નથી. વળી વિશ્વાસઘાત સાથે મનુષ્ય હત્યા કરવી એ મહાપાપ છે એમ અમે ઘણી સારી રીતે સ્હમજીએ છીએ. માટે આપ શાંત થાઓ. અને અમારા કહેવા પ્રમાણે વર્તો તથા અમારૂં અનુકરણ કરો તો ત્હમારી ધારણા અવશ્ય પાર પડશેજ તથા તમે જે સ્થળના અભિભાવક (રક્ષક) ગણાતા હતા તે સ્થાનને પુનઃ પ્રાપ્ત કરી શકશો."

વિશાળ નયન યુગલને વિસ્ફારિત કરીને બહેરામખાંએ પુનર્વાર તીવ્ર દૃષ્ટિથી જોયું. પરંતુ તેથી લૂંટારાઓનાં ચિત્ત જરા પણ ન ડગ્યાં ગંભીર સ્વરથી બહેરામખાંએ પૂછ્યું. "ત્હમે બધા કોણ છો? ત્હમારો મ્હને અહિં લાવવાનો શો ઉદ્દેશ્ય છે. મ્હારી સાથે આવાં અસત્ય ભાષણનો વ્યવહાર શા માટે કર્યો? મ્હારૂં અપમાન ત્હમે શા માટે કર્યું હતું."

લૂંટારો: "અત્યારે અમે આપના આ પ્રશ્નનો ઉત્તર આપી શકતા

નથી. આપના આ વાક્યોનો ઉત્તર આપવાને માટે હમણાં અમારે સ્હેજ અડચણ છે, તો ક્ષમા કરજો."

બહેરામ અત્યંત વિરક્ત થઇને કર્કશ સ્વરથી બોલ્યો:–એમાં જરાએ પણ સંદેહ નથી કે ત્હમે લોકો સત્યવાદીના લોહીના તરસ્યા લૂંટારા છો? ત્હમે લોકો એટલું તો ચોક્કસ યાદ રાખજો કે ત્હમે મ્હને અત્રે પકડી લાવ્યા છો ત્હેનું પરિણામ વિકટ આવશે. ત્હમારે પાછળથી પસ્તાવું પડશે. ત્હમારાં કરેલાં પાપિ કાર્યો ત્હમનેજ નડશે. ત્હમે શું પ્રપંચ કરી રહ્યા છો તે હું હજુ પણ સહમજી શક્યો નથી. ત્હમે મ્હને શું કહેવા માગો છો. તે તો બિલકુલ મ્હને સહમજાવતાજ નથી અને મ્હને વ્યર્થ શંકાના ઉંડા સમુદ્રમાં ઉતાર્યા કરો છો. "ત્હારૂં અવસ્ય કલ્યાણ થશે." એજ વાક્યો વારંવાર હું ત્હમારા મુખથી સાંભળ્યા કરૂં છું. પરંતુ ત્હેમાં શું રહસ્ય સમાએલું છે તે હું કોઇપણ રીતે સ્હમજી શકતો નથી. અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પનો મનમાં વાદવિવાદ કરવા છતાં પણ મ્હારૂં મન અદ્યાપિપર્યંત શાંત થતું નથી, પરંતુ તે તો ઉલટું ત્હમારૂં વૃત્તાંત સાંભળીને અત્રેથી ચાલ્યા જવામાટે સૂચવે છે. ત્હમે અહિંથી જલદી છૂટો કરો. મ્હારૂં હૃદય હવે બહુજ ગભરાય છે. માટે હવે મ્હને ત્હમારા સરદાર પાસે લઇ જાઓ. ત્હેમને મળવાથી મ્હારૂં મન કાંઇક શાંત થશે, કારણકે ત્હેમને મળીને હું મ્હારૂં સર્વ વૃત્તાંત કહીને મ્હારે જ્યાં જવું હશે ત્યાં ચાલ્યો જઇશ.

લૂંટારો: "આપ ગભરાઓ નહિ. સર્વ સારૂંજ થશે."

બહેરામ: "એ તો ઠીક પણ મ્હારા પ્રશ્નનો ઉત્તર કેમ આપતા નથી. કહો ત્હમારો સરદાર ક્યાં છે?"

લૂંટારો: "અમારો કોઇપણ સરદાર નથી. જે કાંઇ કહેવું હોય તે મ્હને કહો."

બહેરામ: "મ્હારે બીજું કાંઈ પણ કહેવું નથી, માત્ર એટલુંજ કહેવું છે કે મ્હને અહિંથી હવે છોડી મૂકો." કાંઇક વિચાર કરીને લૂટારે કહ્યું: "બહેરામખાં, જો આપનું અંતઃકરણ દુઃખાતું હોય તો અમે આપને છોડી મૂકીએ છીએ. પરંતુ ત્હમે મ્હારી એક વાત સાંભળો. તે સાંભળવાથી આપનો સર્વ સંદેહ દૂર થશે અને જગત પર કાંઇક ઉપકાર થશે. તથા દુઃખથી પિડાતી આર્યાવર્તની પ્રજાનો ઉદ્ધાર થશે."

બહેરામ: જગતપર ઉપકાર ત્હમારા જેવા લૂંટારાઓની સાથે રહેવાથી કદી પણ થનાર નથી. આર્યાવર્તની પ્રજાનો ઉદ્ધાર, આવા હવાઇ કિલ્લાઓ બાંધી અથવા તો અન્ય સદ્ગુણવાન પુરૂષોને ત્હેમાં ફસાવી પોતાનુંજ કાર્ય સાધવાનો ઇરાદો રાખવાથી કદી પણ થનાર નથી—સ્વાર્થ સાધવાની ખાતર આવો હલકો ધંધો લઇ બેઠા છો અને વાતો તો મહાન મહાન કરો છો. તેથી ત્હમે કોઇક વિચિત્ર પુરૂષ હો એમ સંભવે છે. મ્હારી ઇચ્છા ત્હમારા જેવા લૂંટારા બનવાની નથી. હું મોગલ શહેનશાહતનો પ્રાચીન પ્રધાન-મંત્રી હું. અને ઉચ્ચ કુળમાં જન્મેલો છું. તેથી મ્હારાથી કદીપણ ત્હમારા આવા ઘાતકી, પિશાચી કાર્યમાં સામેલ થવાશે નહિ. ત્હમે પોતે પાપના પયોધિમાં ડૂબો છો, અને અન્યને પણ ડૂબાડવા માગો છો? નહિ, નહિ. તમારા એવા પ્રપંચમાં બહેરામ કદી પણ સર્વ હકિકત જાણ્યા પહેલાં જોડાશે નહિ. બોલો અત્યારે હવે મ્હને અહિંથી ત્હમે છોડો છો કે નહિ?" કાંઇક વિચાર કરીને લૂંટારાએ પોતાના એક સંગીને ત્હેને છોડી મૂકવાનો ઇશારો કર્યો. ત્હેણે બહેરામને છોડી મૂક્યો. ત્યારપછી લૂંટારાએ બહેરામને કહ્યું કે, "સારૂં, આપની જ્યાં ઇચ્છા હોય ત્યાં આપ ખુશીથી

પધારો. અમે ત્હમને કોઇપણ રીતે દુઃખ આપવા માગતા નથી. જો આપનો અત્યંત આગ્રહ છે તો આપને બંધનમુક્ત કરવા એ મ્હને યોગ્ય લાગે છે માટે જ્યાં જવું હોય ત્યાં ખુશીથી પધારો. મ્હારી કોઇપણ રીતે મના નથી. પરંતુ પાછળથી આપને પસ્તાવાનો સમય આવશે. મ્હારી કહેલી વાત લક્ષમાં રાખીને તે પ્રમાણે વર્તન કર્યું હોત તો ત્હેમાં ત્હેમને અવશ્ય કાંઇક લાભજ થાત. પણ આપનો આટલો બધો આગ્રહ જોઇ મ્હને આપને બંધનમુક્ત કરવા એજ યોગ્ય લાગે છે."

એમ કહીને તે લૂંટારો ત્યાંથી ચાલ્યો ગયો. બહેરામે બે ત્રણ મિનિટ સુધી ત્યાં ઉભાં ઉભાં નિવિષ્ટ ચિત્તથી કેટલીક ચિંતાઓનાં મોઝાં પોતાના હૃદય સાગરમાં ઉછાળ્યાં. "અરે આ તે કોણ હશે? ત્હેમની મૂળ ધારણા શું હશે? એ કોઇ નીચ પિશાચી લૂંટારો હોય એમ સંભવતું નથી. આ લોકોને મ્હારૂં શું કામ પડયું હશે? વળી મ્હને પણ કહે છે કે ત્હારૂં અવશ્ય કલ્યાણ થશે એમાં શું મર્મ સમાએલો હશે કાંઇ ચોક્કસ નિર્ણય કરી શકતો નથી. 'ભારતવર્ષની દુઃખથી પિડાતી પ્રજાનો ઉદ્ધાર કરવામાં આપ અમારી સાથે સામેલ થાઓ તેથી જગતનું તમારૂં અને અમારૂં સર્વનું શુભ થશે' તે લૂંટારાને આમ કહેવાનો ઉદ્દેશ શું હશે? ત્હે લોકોના આવા વિચારો હોવાનું શું કારણ હશે. શું તેઓ શહેનશાહ અકબરશાહના દુશ્મન તો નહિ હોય! જો એમજ હશે તો, મ્હારૂં અવશ્ય કલ્યાણજ થશે, અને મ્હારા વેરની વસુલાત પણ થશે. મ્હેં લીધેલી પ્રતિજ્ઞાનું પણ પાલન થશે! પરંતુ વાસ્તવિક શું હશે તે હજુ કાંઇ પણ સમજાતું નથી. આ લોકોના વિશ્વાસ કરવામાં શું લાભ છે. સમય આવ્યે તેઓ મ્હારો પણ નાશ કરી નાખે, કારણ કે તેઓ માત્ર પોતાના સ્વાર્થનાજ ભૂખ્યા

હોય તો મ્હારી પણ તેવીજ દુર્દશા થાય, સ્વાર્થાંધ મનુષ્યો પોતાના ક્ષણિક સુખને માટે અન્ય ને મારીને પોતે પોતાનું કાર્ય સાધી લે છે ને તે પ્રમાણે મ્હારી પણ તેવીજ દશા થાય તો હું શું કરૂં ”

આવી રીતે તેણે અનેક ચિંતાઓ કર્યા પછી ઉપર નીચે આસ પાસ સર્વ સ્થળે જોયું પરંતુ ક્યાંયથી પણ દ્વારનો માર્ગ મળી શક્યો નહિ. ચારે બાજુએ ભયંકર અંધકારે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. પાસેની કોઇ પણ વસ્તુ દષ્ટિગોચર થતી નહોતી, માત્ર એક જગ્યાએ ન્હાનો એવો દિપક સળગતો હતો તેથી અંધકાર સહેજ઼ ઓછો જ-ણાતો હતો. ત્હેણે જાણ્યું કે લૂંટારાઓએ ત્હેને ભુમિસ્થિત એક ગુપ્ત ભૂવનમાં લાવી મૂક્યો છે. તેથી ત્યાંથી બહાર નિકળવું એ અતિશય વિકટ છે. ચારે બાજુએ નિહાળવા છતાં પણ કોઇ જગ્યાએથી માર્ગ-નો પત્તો ન મળ્યો તેથી કેવી રીતે બહાર જવું એ વિચાર ત્હેના મનમાં ગુંચવાવા લાગ્યા. ધીમે ધીમે ચાલતાં ચાલતાં તીક્ષ્ણ તીક્ષ્ણ તીર, ધારદાર તલવારો, ભાલા, બરછી, કુદાલ (કોદાળી) અને કેટલાંક વર્મ ચર્મ (ઢાલ–બખ્તર) ઇત્યાદિ યુદ્ધની સામગ્રી સજ કરેલી ત્હેના જોવામાં આવી. કેટલેક સ્થળે પર્વતાકારે ગોળીઓનો ઢગલો કરી રાખવામાં આવેલો છે. કેટલેક સ્થળે બન્દુક તોપ વગેરે સજ્જ઼ કરી રાખવામાં આવેલાં છે. આ સર્વ જોઇને બહેરામનું હૃદય પ્રફુલ્લિત થયું. ત્હેણે ધારી લીધું કે ‘ મ્હને અહિં ખેંચી લાવનાર લૂંટારા તે કાંઇ સાધારણ લૂંટારાઓ હોય ત્હેમ સંભવતું નથી. અવશ્ય તેઓ કોઇક વીર પુરૂષો છે, અને ત્હેમનો ઇરાદો મોગલ સામ્રાજ્યનું નિકંદન કહા-ડવાનો છે એમ મ્હને સ્હેજ માલૂમ પડે છે. ”

બહેરામ પુનઃ વિચારવા લાગ્યો:--“ રાત્રે મ્હેં જે સ્વપ્ન જોયું

હતું તે બરાબર છે. મ્હારૂં કાર્ય આ લોકોની સહાયતાથી અવસ્ય સફળ થશે, દેવીએ કહેલાં વાક્યો કાંઇક અંશે સત્ય પડે ત્હેમાંનું આ એક ચિન્હ પણ પ્રત્યક્ષ છે. આ લોકોએ જે જે સાધનો એકત્ર કર્યાં છે તે સર્વ અતિશય ઉપયોગિ થઇ પડે તેમ છે. મ્હેં ભૂલ કરી કે તે લોકોનું કહેવું ન માનતાં ત્હેમની અવગણના કરી, પરંતુ હજુ પણ ઇશ્વર કૃપાથી તેઓની સાથે મ્હારો સંબધ જોડાય તો મ્હારી પ્રતિજ્ઞાનું પાલન અવસ્ય થશે અને તેથી મ્હારો ઉદ્ધાર પણ થશે. પરંતુ હવે ત્હેમને મ્હારે કેવી રીતે મેળવવા? હું ત્હેમનો તિરસ્કાર કરીને ત્હેમનાથી વિખુટો પડયો એ મ્હેં બહુજ ભૂલ કરી છે. પણ હવે આમ ચિંતા કરવાથી શું લાભ થાય તેમ છે. માટે ચાલ હું ત્હેમને મળીને ત્હેમના વિચારો કેવા છે તે જોઉં અને પછી ત્હેમાં સામેલ થઇ અકબરશાહના વેરનો બદલો લઉં. પણ હવે ત્હેમની પાસે લાચારી કરી ત્હેમનું શરણ માગું એ મ્હારી કેટલી બધી મૂર્ખતા કહેવાય. ત્હેમની સાથે વિતંડાવાદ કરીને હું વિખુટો પડયો છું, તેથી હવે તેઓ મ્હને સહાય કેવી રીતે આપશે? ત્યારે હવે શું કરવું? ત્હેમનું શરણ યાચવું પડશે કારણ કે આ ભયંકર વિકટ દુર્ગમાંથી બહાર જવાનો રસ્તો ક્યાંય પણ મળતોજ નથી. વળી અંધકાર પણ પોતાનાથી બનતો ત્રાસ આપવાને માટે ઉપસ્થિત થઇ રહ્યો છે જેથી આખરે રખડી રખડીને ત્હેમનેજ શરણે જવું પડશે તો પ્રથમથીજ ત્હેમને મળી મ્હારૂં કાર્ય શ્રેય કરવું એજ ઉચિત છે. પોતાનું કાર્ય સાધવાને માટે દુશ્મનને પણ નમવું આપીએ તો ત્હેમાં કાંઇ પણ હરકત નહિ. કાર્ય સાધવાની ખાતર ત્હેમનો આશ્રય લઇએ તો તેથી આપણું કલ્યાણજ થાય છે. માટે ચાલ ત્હેને મળી હું મ્હારૂં સર્વ વૃતાંત જણાવી ત્હેમના

હૃદયના શું ભાવો છે તે જાણી લઉં અને પછી તે લોકોની સાથે કાર્યમાં જોડાઇને અકબરનો વિનાશ કરવામાં તત્પર થાઉં પરંતુ આ લોકો અકબરના દુશ્મન હશે કે કેમ એ એક શંકા છે. પણ કાંઇ હરકત નહિ. તે સર્વના વિચારો જાણ્યા પછીજ હું મ્હારી ઇચ્છા પ્રદર્શિત કરીશ.

આ લોકોની સહાયતાથીજ મ્હારૂં કાર્ય સફળ કરીશ, હવે એમની દ્વારાજ મ્હારૂં કાર્ય સિદ્ધ થશે."

આમ ચોક્કસ નિર્ણય કર્યા પછી તે એક પછી એક એમ સર્વ વસ્તુઓ નિહાળવા લાગ્યો. તે પાતાળ વીરપુરૂષોની બુદ્ધિ, કૌશલ્ય અને યુદ્ધ-સજ્જાને જોઇને તે મોહિત થઇ ગયો. પછી તે પોતાના મનમાંજ બોલવા લાગ્યો કે—અહા ! આર્યાવર્તનાં વીર મનુષ્યો કેટલાં બધાં ચતુર, નિપુણ અને બુદ્ધિશાળી છે. ત્હેમની શક્તિ કેવી અલૌકિક છે, આવા ગુપ્ત-કોઇને સ્વપ્નમાં પણ ખ્યાલ ન આવે એવે સ્થળે આ લોકોએ કેવી સામગ્રી એકત્ર કરી છે. વળી આ ભયંકર દુષ્પ્રવેશ્ય વનમાં તે લોકોએ કેવી મનોહર અને ગુપ્ત ગુહા બનાવી છે. ત્હેમાં દિપકો કેવો સુંદર પ્રકાશ આપી રહ્યા છે શું સુંદર દૃશ્ય, કેવી વિચિત્ર ગુહા ! ગુહામાં કેવી સુંદર અને ઉપયોગિ વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે ? અહિયાં આવવાને આ દુનિઆનાં કીયાં અપરિચિત મનુષ્યો શક્તિમાન છે ? કોઇજ નહિ ! એ લોકોની આવી ચાતુરી જોઇને કોને આશ્ચર્ય અને આનંદ નહિ થાય ? દરેકને એમનાં કાર્ય જોઇને પોતાનું મસ્તક અવનત કરવુંજ પડશે, તથા ત્હેમના ગુણોની મુક્ત કણ્ઠથી પ્રશંસા કરવીજ પડશે ! પરંતુ તેઓને આમ કરવાનો શું ઇરાદો હશે તે જાણ્યા સિવાય ત્હેમને મળ્યા સિવાય મ્હને હવે જરા પણ શાન્તિ મળે ત્હેમ નથી.

બહેરામ ઉપર લખ્યા મુજબ તે પાતાળ વીર પુરૂષોની બુદ્ધિ, કૌશલ્ય અને યુદ્ધસજ્જાનાં, તથા આર્યાવર્તના વીરપુરૂષોની બુદ્ધિનાં તે મુક્ત કણ્ઠથી પ્રશંસા કરતો કરતો આગળ ચાલવા લાગ્યો. એવામાં એક સ્થળે ચોખાની ગુણોની ગુણો, દાળ, ઘઉં, ચણ્યા વગેરે ખાવા પીવાનો સામાન જોઇને તે બોલી ઉઠ્યો: ધન્ય છે આ ચીજોના સંગ્રહ કરનારને! આ સર્વ સામાનથી લગભગ એક લાખ સિપાહીયોનું પાલન ત્રણ વર્ષસુધી થઇ શકે તેમ છે. આ સર્વ હથિઆર પણ અતિશય ઉપયોગિ થઇ પડે તેમ છે."

"બહેરામખાં! આવી જુજ સામગ્રી જોઇને આમ આશ્ચર્ય શા માટે પામો છો! એમાં તમે શું વિશેષ જોયું! આથી વીશગણી અધિક ખાધ-સામગ્રી તથા યુદ્ધનો સામાન અમે એકત્ર કરી રાખ્યો છે. વળી માત્ર આ સ્થળેજ અમારૂં રહેઠાણુ નથી; પરંતુ સમસ્ત ભારત સામ્રાજ્યમાં અનેક સ્થળે અમે લોકોએ આવાં અનેક સ્થાન નિર્માણ કરી રાખ્યાં છે."

બહેરામખાં આ વાક્યો સાંભળીને બ્હાવરો બની ગયો, હેણે પાછળ ફરીને જોયું કે ઉપરોક્ત વાક્યો બોલનાર તે પૂર્વ પરિચિત લૂંટારોજ છે.





## ષષ્ઠ પરિચ્છેદ.

## સામન્તસિંહ.



બહેરામખાં પાતાળપુરીમાં આ પ્રકારની યુદ્ધ સામગ્રીઓ જોઇને અતિશય વિસ્મિત થયો. આ સર્વ વસ્તુઓનો કોણે સંગ્રહ કરી રાખ્યો છે એ જાણવાને માટે તેને તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ.

બહેરામના હૃદયનો ભાવ જાણી જવાથી લુંટારાએ કહ્યું: વીર સરદાર ! આપ શું વિચાર કરી રહ્યા છો. આવી નજીવી ચિજો જોઇને આટલા બધા અચંબો શા માટે પામો છો !

બહેરામ: ભાઈ ! આપની આ સર્વ ચાતુરી જોઇને કોને આશ્ચર્ય ન થાય?

લુંટારો: વારૂ બહેરામ ! એતો ઠીક પરંતુ શું તમે બહેરામખાનું (તમારૂં) નામ ડુબાવશોજ ?

સુકાતી આશાની વેલ બહેરામખાંના હૃદય–ક્ષેત્રમાં કાંઇક કાંઇક હરિયાળી થવા લાગી–તેણે શાંત ભાવથી કહ્યું: " એમ તમને કોણે કહ્યું ? શું બહેરામને (મ્હને) તમે એવો નીચ માનો છો કે તે પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશે, નહિ, નહિ તેમ કદી પણ થનાર નથી.

સમસ્ત પૃથ્વી પ્લાવિત થઇ જાય. આકાશ પાતાળ એક થઇ જાય અને વસુંધરા કંપાયમાન થઇને ખળભળી ઉઠે તો પણ બહેરામ પોતાની અડગ પ્રતિજ્ઞાથી પાછો હઠે તેમ નથી-અકબરશાહના વેરનો બદલો વાળ્યા સિવાય રહે તેમ નથી—આજે નહિ તો કોઈ પણ સમયે હું મ્હારૂં કાર્ય અવશ્ય કરીશ-કોઇક વીર પુરૂષના આશ્રય ગ્રહણ કરીને અથવા તો આ જીવનની આહુતિ આપીને પણ હું મ્હારા કાર્યને પારજ પાડીશ. આરંભ્યે શૂરા થઇને કાર્યનો આરંભ કરવો અને પછીથી સ્હેજ અડચણ આવતાં તે કાર્યને ત્યજી દેવું એ કામ તો કાયરનુંજ છે. કાયર નરો પોતાના આરંભેલા કાર્યથી પતિત થાય છે. શું ત્હમે મ્હને કાયર અને બાયલો માનો છો? હું મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કદાપણ કરી શકનાર નથી. મ્હારો વિચાર ત્હમારો આશ્રય લઇને મ્હારી પ્રતિજ્ઞા પાર પાડવાનો છે. પરંતુ ત્હમે કોણ છો? મ્હને અહિંયાં લાવવાનું પ્રયોજન શું છે? ત્હમારે આવા વિકટ અરણ્યમાં આ સર્વ સામાન એકત્ર કરવાનો શું ઉદ્દેશ્ય છે. ત્હમારાં આ કાર્ય જોઇને મ્હને અતિશય આનંદ થાય છે. મ્હને ત્હમારી આ વીરતા—ચાતુર્યતા અને બંધારણ જોઇને આર્યાવર્તના વીરપુરૂષોની બુદ્ધિનું સંપૂર્ણ અંશે ભાન થાય છે.

પ્રથમ બહેરામખાં તે લૂંટારાને 'તું' કહીને બોલાવતો હતો પરંતુ પાછળથી ત્હેની આવી સારી સ્થિતિ, બુદ્ધિતા અને ચાતુર્ય જોઇને ત્હેને 'ત્હમે' કહીને બોલાવા લાગ્યો.

લૂંટારો--"હું કોણ છું તે આપને પાછળથી માલૂમ પડશે પહેલાં આપ નિર્ભય થઇને આપના હૃદયની વાત કહો."

બહેરામ—"શું આપને આપનું નામ કહેતાં કંઈ વાંધો છે?"

લૂંટારો—"નામ કહેવામાં તો કાંઇ અડચણ નથી, પરંતુ શું નામ સાંભળીને ત્હમે મ્હારો વિશ્વાસ કરશો કે?"

બહેરામ—જો આપની વાતનો હું વિશ્વાસ નહિ કરૂં તો પછી આપની વાત સાંભળ્યા પૂર્વે શી રીતે વિશ્વાસ કરી શકું તેમ છું."

લૂંટારો—"વિશ્વાસ નહિ કરો?" યુવકે આ પ્રકારના એક એવા વિચિત્ર ભાવમાં અને સુંદર સ્વરથી આ વાક્ય ઉચ્ચાર્યું કે તેથી બહેરામનું અટલ ચિત્ત પણ એકવાર ડગી ગયું.

"શું આપ મ્હને ઓળખતા નથી? હું આપના પરિચિતજ છું." એમ કહીને તે લૂંટારાએ બહેરામના હાથમાં એક મુદ્રિકા આપી.

મુદ્રિકા જોઇને વિસ્મિયતાથી બહેરામખાંએ લૂંટારાને પૂછ્યું: "શું આપ પોતેજ મ્હારા પરિચિત મિત્ર રાજસિંહ છો? શું આપેજ મ્હને મૃત્યુના પંજામાંથી બચાવ્યા હતો?"

લૂંટારાએ ઉત્તર આપ્યો—હાજી, હુંજ તે દરિદ્ર (ખેડુત) છું. મ્હને આશા છે કે આપ આપનો વાયદો નહિ ભૂલ્યા હો. મેં આપને મૃત્યુના પંજામાંથી બચાવ્યા છે. આપને જીવિતદાન આપ્યું છે. તેના બદલામાં આપ મ્હારૂં એક કામ કરો. આ સઘળાં અસ્ત્ર લઇને, આપ પરસ્ત્રી લોલુપ લંપટ દુરાચારી સલીમના ત્રાસથી આર્યાવર્તની દુઃખિત પ્રજાને–હિંદુસ્તાનના તખ્તને બચાવો. આપ શું વિચાર કરી રહ્યા છો? ત્હમે એટલું તો સત્ય માની લેજો કે જ્યાં સુધી એ નરાધમ સલીમના હસ્તથી હિંદને નહિ છોડાવો ત્યાં સુધી ત્હમે વીરપુરૂષ તરિકે પૂજાશો નહિ. ત્હમને વીરપુરૂષ તરીકેનું માન મળશે નહિ. અમે ત્હારૂં સર્વ વૃત્તાંત જાણી ગયા છીએ કે ત્હમને અકબરશાહે પ્રધાન પદથી પદભ્રષ્ટ કર્યા છે અને તેથી તેમનો બદલો લેવા ચાહો છો.

તેવીજ રીતે અમે પણ તે ચતુર, નિપુણ અને કાર્યસાધક અકબરના પાશમાં સપડાઇ ગયા છીએ, અને એટલા માટેજ આ સર્વ ષડ્યંત્ર ગોઠવી રહ્યા છીએ. અમારે ત્હમને આ સ્થળે બોલાવી ત્હમારી સલાહ અને આશ્રય માગવાનું કારણ માત્ર એટલુંજ છે કે એક કરતાં બે વ્યક્તિ દરેક કામ બહુજ સારૂ કરી શકે છે. તે માટે આપણે સર્વએ મળીને અકબરનો વિનાશ કરીને તથા ભારત સામ્રાજ્યને તેઓના દાસત્વમાંથી મુક્ત કરીને શાંતિ આપવાનો છે. અમારા વિચાર ત્હમારા જેવા અનુભવી, દક્ષ, અને નિપુણ પુરૂષના હાથમાં ભારત સામ્રાજ્યની લગામ આપવાનો છે. માટે ત્હમારે અમારા પૂર્ણ મદદગાર. થઇને તે દુષ્ટ સલીમને માટીમાં મેળવીને આર્યાવર્તની પ્રજાને સુખ આપવાનો છે. ત્હમારા જેવા વીર પુરૂષનો ધર્મ છે કે આવા સાર્વજનિક પરોપકારિ કાર્યમાં મદદ આપવીજ જોઇએ. શું વિચાર કરી રહ્યા છો ? આપ મ્હારી વાત સત્ય માની લેજો કે હું તે રાજસિંહ નથી. મુદ્રિકા ચોરાઈ ગઇ છે. પરંતુ હાલ તો આપને મ્હારો સ્હેજ પરિચય આપવા માટે આ પત્ર આપું છું તે વાંચો એટલે આપને કાંઇક અંશે મ્હારૂં વૃતાંત જણાશે.”

બહેરામખાં પત્ર વાંચવા લાગ્યો, ત્હેમાં લખ્યુ હતું કે, “ હું આજે કાળુ નામના એક માછીની મદદથી ભયંકર મૃત્યુના મુખમાંથી બચ્યો છું. માટે આ પત્રદ્વારા હું મ્હારા પુત્રો અથવા વડીલ વારસ વગેરેને અરજ કરૂં છું કે, કાળુ અથવા ત્હેના કુટુંબીઓ જ્યારે કોઇ પણ પ્રકારની આપદમાં આવી પડે ત્યારે અથવા તો જ્યારે મદદ માગે ત્યારે ત્હેને જરૂર મદદ આપવી.

લી.
બહેરામખાં.

પત્ર વાંચી રહ્યા પછી બહેરામખાંએ કહ્યું. શું આપ પોતેજ મ્હને જીવિતદાન આપનાર કાળુ છો ? ત્યારે થોડા સમય પહેલાં તહમે મ્હને રાજસિંહ તરીકે તહમારો પરિચય આપતા હતા, વળી મોગલ સમ્રાટનો વિનાશ કરી મ્હને શહેનશાહ બનાવી ભારત દેવીને સ્વતંત્રતાનું સુખ અપાવવા ચાહતા હતા. આ સર્વ બાબતોમાં શું રહસ્ય સમાએલું છે એ હું કાંઈ હજુ પણ જાણી શકવા અસમર્થ છું. આપ મ્હને ચિંતામાંજ ડુબાડયા કરો છો, આપનો આમ કરવાનો શું ઉદ્દેશ છે તે મ્હને હવે સમજાવો. હૃદયની વાત કહ્યા પછી વળી ત્હેમાં પડદો રાખવાની શું આવશ્યકતા છે ? શું તહમને મ્હારી વાત પર વિશ્વાસ નથી આવતો ? હું પ્રાણાંતે પણ તહમારૂં કાંઇ પણ વૃતાંત કોઇને કહેનાર નથી, શું તહમે મ્હને હલકો અને નીચ માનો છો ? નહિ ત્હેમ માનવામાં તહમારી ભૂલ થાય છે. માટે હવે તહમારી સર્વ વાત ખુલ્લા હૃદયથી મ્હને કરો, એમાં તહમને કોઇ પણ પ્રકારની અડચણ આવે ત્હેમ નથી. તહમે હવે મ્હારો વિશ્વાસ લાવો હું તહમારા હૃદયના ભાવો કાંઇક અંશે સ્હમજી ગયો છું. તેમાંના કેટલાક મ્હારા મતને મળતા છે અને તે મુજબ અનુકરણ કરવાને હું તત્પર છું. માત્ર તહમારૂં સર્વ સત્ય વૃતાંત અને પૂર્ણ મનો ભાવ જાણવાનીજ રાહ જોઇ રહ્યો છું. તહમારે કોઇ પણ પ્રકારનો ભય રાખવાની કોઇ પણ આવશ્યકતા નથી. બહેરામ એકવચનીજ છે. આપેલા વચનનો ભંગ કરે તેવો નથી માટે તહમારા સત્ય વૃતાંતથી હવે મ્હને પૂર્ણ રીતે માહિતગાર કરો.”

હા, વીર સરદાર ! મ્હેંજ તે ભયાનક વિપત્તિમાંથી આપની રક્ષા કરી હતી. તહમે મ્હારા પર આટલો બધો અવિશ્વાસ કેમ રાખો

છો, ત્હમે જાણુતાજ હશો કે અજાણ્યા મનુષ્યની પરિક્ષા કર્યા સિવાય–ત્હેમના હૃદયના ભાવ જાણ્યા સિવાય પોતાનું સર્વ વૃતાંત જાહેર કરવું એ અયોગ્ય છે. કારણ કે તે ઘણી વખત હાનિકારક નિવડે છે. પરંતુ જ્યારે મ્હેં જોયું કે હવે ત્હમે મ્હારા મતને કોઇક અંશે મળતા થયા છો, ત્યારે હું આપને હવે મ્હારા સર્વ વૃતાંતથી માહિતગાર કરૂં છું. સાંભળો: 'જે વ્યક્તિએ બાદશાહ અકબરશાહના દુર્ગ રક્ષકોની આંખમાં ધૂળ નાંખીને, દુષ્પ્રવેશ્ય કિલ્લામાં પ્રવેશ કરીને ચાલાકીથી ખજાનો લૂંટી લીધો હતો, જેના બીપણુ નામના ભયથી મહોબ્બતખાં, આઝીમખાં અને શહેનશાહ અકબરશાહ પોતે પણ ડરે છે, અને તે સિવાય અનેક બહાદુર પુરૂષોના મૂખ ઉપર પણ ઉષ્ણુતા વર્ષવા લાગે છે અને સ્વયં બાદશાહ પણ થર થર કંપી રહે છે તથા જેને માટે દેહાંત દંડની આજ્ઞા ફરમાવવા છતાં પણ જે ત્રણ ત્રણ વખત સુરક્ષિત દુર્ગમાંથી બહાદૂરી અને ચાલાકીથી છટકી ગયો છે, અને જેને પકડવાને માટે લાખ રૂપીઆ ઉપરાંત ઇનામ આપવાનું ઠરાવ્યું છે, તે ગુન્હેગાર હુંજ છું અને મ્હારૂં નામ **સામંતસિંહ** છે.



# સપ્તમ પરિચ્છેદ.

## અભિપ્રાય.

અહેરામખાંએ સામન્તસિંહની સર્વ વાત સાંભળી લીધા બાદ ગંભીર ભાવથી કહ્યું: "સામન્તસિંહ! હમારો આવો ઉચ્ચ ઉદ્દેશ્ય છે, હમે આવા વીર અને ચપળ પુરૂષ છો, હમારા વિચારો આવા સ્વતંત્ર અને ઉચ્ચ છે, હમે અદ્વિતીય વીર પુરૂષના કરતા પણ વધારે શક્તિમાન છો, તો પછી આમ લુંટનો ધંધો શા માટે કરો છો? લુંટના ધંધામાં તો બિચારાં કેટલાક ગરીબો પણ દળાઇ જાતાં હશે, અનેક કંગાલ મનુષ્યો પર જુલમ ગુજારાતો હશે, અન્યાય અને ત્રાસનું પણ સામ્રાજ્ય સ્થપાતું હશે અને નિરાધાર તથા દુઃખિત મનુષ્યો ત્હેમાં કચરાઇ જાતાં હશે. તો પછી એવી લુંટ કરવાથી શું હમારો મહત્ ઉદ્દેશ્ય પાર પડી શકે ત્હેમ છે હમારા લુંટના ધંધાનું નામ સાંભળતાંજ મ્હારૂં હૃદય કંપાયમાન થઇ જાય છે. અકબરશાહનું વેર લેતાં પ્રજાનો ઘાણ નિકળી જાય છે. માટે મ્હને હમારે આમ લુંટ કરવાનું પ્રયોજન શું છે તે જણાયા પૂર્વે હું કાંઇ પણ દઢ નિશ્ચય કરી શકીશ નહિ. તથા હમારા લુંટના ધંધામાં ભળી શકીશ નહિ. માટે હમારો લુંટ કરવાનો ઉદ્દેશ્ય શું છે તે જણાવો.

સામંતસિંહઃ વીર બહેરામ! હમારા આવા ઉદાર અને ઉત્તમ માયાળુ વિચારો જોઇને મ્હને અતિશય આનંદ થાય છે. આપ મ્હને

દોષિત ઠરાવો છો તે એક ભૂલ છે કારણ કે અમે લૂંટ કરીએ છીએ તે કાંઇ ગરીબ મનુષ્યોને પીડવા માટે નહિ પરંતુ બાદશાહના ખજાના લૂંટીને અમારી સામગ્રી એકત્ર કરવાને માટેજ. અદ્યાપિ પર્યંત અમે કદી પણ કોઇ ગરીબને લૂંટથી ત્રાસ આપ્યોજ નથી અને આપવાનો ઇરાદો પણ નથી. લૂંટનો ધંધો કરવાનો ઉદ્દેશ્ય માત્ર આટલોજ છે કે અમારી પાસે અત્યારે જેટલાં જોઇએ તેટલાં સાધનો નથી તેથી તે બાદશાહતમાંથી લૂંટી લાવીને એકત્ર કરવાનોજ છે. લૂંટ એ કાંઇ અમારી આજીવિકા નથી, અમારો આધાર નથી અથવા તો અમારો ધંધો નથી. માત્ર આ લૂંટથી એકત્ર કરેલાં તથા અમે અન્ય રીતે સંગ્રહ કરી રાખેલાં સાધનો દ્વારાજ ભારત–સામ્રાજ્યનો પુનઃ ઉદ્ધાર કરવાનો અમારો મૂળ ઉદ્દેશ્ય છે. નહિ કે એથી ભારતની દુર્બળ અને કંગાળ પ્રજાને પીડિત કરીને અમારે સુખના ભોક્તા થવાને માટે! માત્ર આમ કરવાથી અમારૂં કાર્ય કાંઇક અપૂર્ણ રહી ગયું છે તે પૂર્ણ થઇ શકશે તથા જે જે સાધનો, તૈયારીઓ કરવાની બાકી હશે તે સર્વે પૂર્ણ થશે, અમારો ઉદ્દેસ્થ આપને પણ આ કાર્યમાં એટલે કે અકબરના વિનાશના કાર્યમાં જોડીને વિજય મેળવી આપને અમારા બાદશાહ બનાવવાનો છે.

બહેરામઃ "મોગલ સલ્તનતના ઉંડા પાયાને ઉખેડી નાંખવા માટે મ્હારા એકલાથી શું કાર્ય બની શકે તેમ છે. ત્હેમાં મ્હારા અને તમારા જેવા અનેક નિપુણ–લડવૈયા યોદ્ધાઓની આવશ્યકતા છે. કારણ કે શહેનશાહની પાસે જોઇએ તેટલું સૈન્ય, જોઇએ તેટલું ધન, અને લડાયક સામાન તૈયાર છે તથા મહોબ્બત, જહાંગીર, આજીમખાં જેવા અનેક યોદ્ધાઓ ત્હેની સલ્તનતના સ્તંભ સમાન છે તે સર્વને

ઉખેડ્યા સિવાય મોગલ સામ્રાજ્યનો નાશ કરવો એ અતિશય મુશ્કેલ છે. અકબરશાહ પૂર્ણ કાબેલ અને બુદ્ધિમાન પુરૂષ છે ત્હેને જીતવો એ ઇંદ્રને જીતવા સમાન છે. માટે આપણા સિવાય બીજા એવા વીર પુરૂષોની પણ આપણે વિશેષ આવશ્યકતા છે.”

સામંતસિંહ: બહેરામખાં ! અંબર નરેશ મહારાજા માનસિંહની સાથે આપને મિત્રાચારી છે કે નહિ ?......(અટકીને) ના, પ્રથમ પ્રતિજ્ઞા કરો કે અમારૂં આ સઘળું વૃતાંત અને ભેદ કોઇને કહેશો નહિ.”

બહેરામ: “જો કે હું મુસલમાન છું, પરંતુ એટલો બધો નીચ, પાપી કે વિશ્વાસઘાતી નથી કે ત્હમારી વાત અન્યને જણાવી દઉં. આ સ્થળેથી અન્ય સ્થળે અને અન્ય સ્થળેથી આ સ્થળે એક બીજાની વાતો કરનાર મનુષ્ય અતિ દુષ્ટ કહેવાય છે. ત્હમારી વાત અન્યને જણાવવામાં મ્હને શું લાભ છે ? જેણે પોતાનું હૃદય ખોલીને સર્વ વાત કહી તે વાત અન્યને જણાવીને દોષિત ઠરવું એના જેવું બીજું કોઇ પણ પાપ નથી એ હું સારી રીતે જાણું છું. લો, હું આજે ત્હમારી સમક્ષ ભીષણ પ્રતિજ્ઞા લઉં છું કે હું પ્રાણાંતે પણ ત્હમારી વાત અન્યને જણાવીશ નહિ.”

સામન્તસિંહ: “વારૂ, ત્યારે આપને અંબરનરેશ માનસિંહની સહાય મળે તો આપ દિલ્હીનું તખ્ત જીતી શકો કે કેમ ? તથા મોગલ સામ્રાજ્યનો ભારત વર્ષમાંથી વિનાશ કરી સર્વ સ્થળે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપી શકો કે ?”

બહેરામ: “એવા શૂરવીર મ્હાન પુરૂષની સહાય મળે તો હિંદ તો શું પરંતુ સમસ્ત સંસારને જીતવાને–આધિન કરવાને અમે શક્તિ-

માન છીએ. મહારાજ માનસિંહ જો આપણા પક્ષમાં મળે તો, આપણે સર્વે ત્હેનો સત્વર વિનાશ કરી શકીએ ત્હેમાં લેશ માત્ર આશ્ચર્ય નથી. પરંતુ માનસિંહ તો અકબરનો વ્હાલો અને વફાદાર સલાહકાર છે. તેથી મ્હારી સાથે મળીને ત્હેનો વિનાશ કરી સામ્રાજય પ્રાપ્ત કરાવવામાં મદદ કરે તે વાત બનવી એ અત્યંત અસંભવિત છે.”

સામંતસિંહ: “સરદાર! માનસિંહ અકબરશાહની સ્હામે તો હથિઆર ઉઠાવે નહિ, પરંતુ સલીમ સર્વને અપ્રિય છે. તે રાજ-પદને યોગ્ય નથી. અકબરશાહ રૂપી પૂર્ણ પ્રકાશમાન સૂર્ય અસ્ત પામતાં મોગલ સામ્રાજ્યમાં સર્વ સ્થળે અંધકાર છવાઇ જશે, બિચારી આર્યાવર્તની પવિત્ર આર્યા બાળાઓનાં શિયળનો ભંગ થવા સંભવ છે સર્વ સ્થળે વિષય, પ્રપંચ, લાંચ (રૂશ્વત) અને કુમતિ તથા દુરાગ્રહનું પ્રબલ બળ વધશે. ન્યાયને નામે અન્યાયીઓ ફાવી જશે. સ્થળે સ્થળે મદિરા દેવીનું સામ્રાજ્ય સ્થપાશે, આર્યાવર્તની અધમુઇ પ્રજા મદિરાના પાશમાં સપડાતાં તદ્દન મૃત્યુને વશ થઇ જશે, દેશમાંથી હુન્નર ઉદ્યોગનો નાશ થશે અને ગાનતાન ને ગુલ્તાનથી ભારતનું નિકંદન માત્ર જુજ સમયમાં વળી જશે. શહેનશાહની હયાતીમાં પણ સલીમનો ત્રાસ પ્રજાને બહુજ પીડિ રહ્યો છે. તો પછી ત્હેમના મૃત્યુ બાદ શું થશે ત્હેની તો કલ્પના પણ થઇ શકતી નથી. મ્હારો દૃઢ વિશ્વાસ છે કે હવે દેશકાળ વિશુદ્ધિને પામશે, દુષ્ટોની વૃદ્ધિ થશે અને રાજ્યમાં ભારે અંધાધુંધી ચાલશે એટલે અકબરની હયાતીમાંજ તે સર્વનો વિનાશ કરી નાંખવો એ વધારે ઉચિત છે. માટે આપ માનસિંહનો પક્ષ લો. જો તે આપના પક્ષમાં રહેશે તો ત્હમે ત્હમારા સર્વ મનોરથ પરિપૂર્ણ રીતે સફળ કરી શકશો. ત્હમે અવશ્ય માનસિંહનોજ પક્ષ ગ્રહણ કરો અને ભવિષ્યમાં

વિજય મેળવવાનાં સત્વર પગલાં ભરો, ત્હમેજ દિલ્લીશ્વર થઇને આર્ય પ્રજાને દુર્દશાના ભયાનક અંધકારમાંથી મુક્ત કરીને પૂર્ણ પ્રકાશમાં લાવી મૂકો કે જેથી તેઓ પોતાના દુઃખથી મુક્ત થઇને આપને આશિર્વાદ આપે. માત્ર આટલીજ મ્હારી યાચના છે. અત્યારે મ્હારી સાથે ચાલો. દિવસ ઘણો વાતી ગયો છે. જમ્યા પછી અન્ય વિષયપર આપણે આપણી ચર્ચા ચલાવીશું."

પ્રભાતના લગભગ દશ વાગવાનો સુમાર થયો હતો પરંતુ બહેરામખાંને વાતોની લ્હેરમાં સૂર્યોદય થયો છે કે કેમ! એમ પણ માલૂમ ન પડ્યુ.

જમી રહ્યા પછી સામન્તસિંહે બહેરામખાંને કહ્યું. "મ્હારે જે કાંઈ સલાહ લેવાની હતી, જે કાંઈ બતાવવાનું હતું, જે કાંઇ કહેવું હતું તે સર્વ કહી ચૂક્યો છું. આપની માફક મહારાજ માનસિંહ પણ એક પ્રતિજ્ઞાથી બંધાએલા છે. ત્હેને હું વશ કરી શકું ત્હેમ છું. માત્ર આપનાજ અભાવ અને આવશ્યકતા છે.

બહેરામખાંએ સામન્તસિંહનો હાથ પકડીને કહ્યું: "મિત્ર હું ત્હમારો પહેલેથીજ ઋણી છું. આપે મ્હને જીવિતદાન આપ્યું છે. ત્હમે મ્હારા ઉપર જે ઉપકાર કર્યો છે તે હું કદી પણ વિસરી શકીશ નહિ. મ્હને ચોક્કસ ખાત્રિ છે કે, મ્હારા હૃદયમાં સળગતા પ્રચંડ અગ્નિને આપ બુઝાવી શકશો, અકબરશાહનો વિનાશ કરવામાં-ત્હેને માટીમાં મેળવવામાં આપ મ્હારા સહાયક બનશોજ.

સામંતસિંહઃ તે તો પ્રભુ સર્વ સારૂંજ કરશે. પણ આશા છે કે આપના સર્વ મિત્રો આપના પક્ષમાંજ હશે, ત્હેમણે ત્હમારો ત્યાગ નહિ કર્યો હોય.

બહેરામઃ આ જગતમાં કોણ મિત્ર છે અને કોણ દુસ્મન છે એ હું આજ સુધી જાણી શક્યો નથી. જ્યારે મ્હારા દિવસો સારા હતા ત્યારે હું જેને મ્હારા સાચા અને વ્હાલા મિત્રો ધારતો હતો તેજ અત્યારે મ્હારા દુસ્મન નિકળ્યા. કોઇકિ કવીએ કહ્યું છે કેઃ—

"ન હૈં યારોં કોઇ સુરૂપક, બુરે દિન અપને જબ તક હૈં,
જબ હોંગે અપને અચ્છે દિન, હજારો મેહરબાં હોંગે."

જ્યાં સુધી આપણી સ્થિતિ સારી હાલતમાં હોય ત્યાં સુધીજ મિત્રો હાજી હા ભણવાને-સહાય આપવાને તત્પર રહે છે, પરંતુ જ્યારે પડતી દશા આવે છે એટલે મિત્રો જ દુશ્મનો બની જાય છે. અને ઉલટા કાર્યમાં વિઘ્ન રૂપ થઇ પડે છે." એમ કહેતાં તે ગળગળો થઇ ગયો.

સામંતસિંહઃ બહેરામખાં! એમાં દિલગીર થવાનું કાંઇ પણ પ્રયોજન નથી, પ્રભુ જેવા સમય આપે તે પ્રમાણે વર્તી લેવું એ યોગ્ય છે. ત્હમે નિરંતર દુઃખીજ રહેશો, એમ કદી પણ બનનાર નથી. આ અખિલ બ્રહ્માંડનો નાથ પરમાત્મા નિરંતર કોઇને દુઃખી રાખતો જ નથી. આજે સુખી તો કાલે દુઃખી અને કાલે દુઃખી તો આજે સુખી એમજ સંસારની ઘટમાળ ચાલ્યા કરે છે. જેઓ વિશ્વમાં નિરંતર વૈભવ અને આનંદથી પોતાનું જીવન ગાળતા હશે. જેમને ત્યાં હજારો દાસ-દાસીઓ કાર્ય કરવાને તત્પર રહેતાં હોય, જેમની હાએ હા કરવાને લાખો મનુષ્ય તત્પર રહેતાં હોય અથવા તો જેઓ નિરંતર અનંતપ્રકારના આનંદમાં મશગુલ રહેતાં હોય તેઓ પણ એક દિન એવી આપદમાં પડી જાય છે કે ત્હેને તેમાંથી છૂટવાનો કાંઇ પણ ઉપાય રહેતો નથી અને તેથી આખરે તેઓને માથે કષ્ટના પહાડો તૂટી પડે છે. અને તેઓ બિચારાંઓને હજારો દુઃખો સહન કરવાં પડે છે. એવાં દૃષ્ટાંતો

આ જગતમાં અનેક મળી આવે છે અને જેઓ દરિદ્ર કંગાલ કલેવર હોય, જેઓને અન્ન-વસ્ત્રનાં સાંસાં પડતાં હોય, સંતાનોનાં ટોળેટોળાં ઘેર ભૂખના માર્યા ટળવળતાં હોય અને કોઈ પણ રીતે તેઓ પોતાનું પોષણ કરવાને શક્તિમાન ન હેય, જેઓને પોતાનું જીવન બોઝારૂપ લાગતું હોય, અને સંસારના ભયાનક કષ્ટસમુદ્રમાં જેઓ ગોથાં ખાતા હોય, જેમને કોઇપણ રીતે ક્યાંયથી આશ્રય ન મળતો હોય તેઓ પ્રભુના પ્રતાપે એક દિન રાજા થઇ બેસે છે અને પૃથ્વીપતિ તરિકે પૂજાય છે એવાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસનાં પૃષ્ટો પર દૃષ્ટિ કરતાં આપણને તે સ્પષ્ટ તાદૃશ દૃશ્યનું દિગ્દર્શન કરાવે છે તો પછી આપ આમ નિરાશ શા માટે બનો છો. આપ પુનઃ મોગલ સલ્તનતને હસ્તગત કરશો ત્યારે તેના તેજ મિત્રો ત્હમારા દાસ બનીને ત્હમારી સન્મુખ ત્હમારી સેવામાં ઉપસ્થિત રહેશે. આપ વીર પુરૂષ છો, વીર પુરૂષ તરિકેનું અભિમાન ધરાવો છો તો પછી આમ હતાશ બનીને નિરાશાના ભયાનક અંધકારમાં પ્રયાણ કરવાનો શા માટે ઇરાદો રાખો છો? ત્હમે ત્હમારા મન સાથેજ દૃઢ વિચાર કરી જુઓ કે આ વસુંધરાપર કોણ અચળ રહ્યું છે? કોની મિત્રતા અચળ રહી છે? માટે શોક ના કરો અને જેટલો સમય શોકમાં ગાળો છો તેટલોજ સમય અમારી સાથે મળીને પુનઃ તે મિત્રોને ત્હમારા દાસ બનાવવાના પ્રયત્નમાં ગાળો તો અવશ્ય ત્હમારા આ શોકનો નાશ થશે. ત્હમને કોઇક અલૌકિક આનંદનો અનુભવ થશે પરંતુ, હવે આપ નિશ્ચિંત બેસી રહેશો નહિ. તન મનથી ઉદ્યોગ કરજો. ત્હમારા મિત્રોની સાથે સલાહ કરવામાં ત્હમારાથી બને તેટલા પ્રયત્ન કરજો. આજ સ્હાંજે હું આપને આપના સ્થળપર પહોંચાડી દઇશ. હાલ આ સ્થળે જરા

આરામ લો હું હમણાંજ આવુ છું.

એમ કહીને સામન્તસિંહ એક ગુપ્તગૃહ ( Private room ) માં ચાલ્યો ગયો. તે ગુપ્તગૃહમાં એક પૂર્ણ નવયૌવના યુવતી દ્વારના એક ખૂણામાં ગલીચા ઉપર ગુલાબનાં સુશોભિત અને પ્રફુલ્લિત પુષ્પોની કુંજરચના કરી રહી હતી. ત્હેની સમીપ આવીને, ત્હેની શ્વેતોજ્જવલ ગ્રીવાપર હસ્ત ફેરવીને ઉપર વિખરાયેલા કેશના ગુચ્છાને ખસેડીને, સામન્તસિંહે ત્હેનો અતિ આદર સત્કાર કર્યો. ત્હેણે કેટલીક વાર સુધી સતૃષ્ણ નયનોથી કામિનીના મુખકમળના તરફ જોયા કર્યું. સામંતે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો, આ સમયે યુવતીના મુખમાંથી પણ એક દીર્ઘ નિઃશ્વાસ નિકળી પડ્યો. નિઃશ્વાસ નાંખનાર યુવતી સામન્તસિંહની વિશ્વાસુ દાસી છે.

સામંતસિંહની ઉમ્મર લગભગ પચ્ચીસ વર્ષની છે, ત્હેનું દીર્ઘાકાર શરીર હૃષ્ટપુષ્ટ અને બળવાન છે. છાતી પહોળી, મુખમણ્ડલ સૂર્યની સમાન ચળકતું, આંખો મ્હોટી મ્હોટી, ઉજ્જવલ અને તીક્ષ્ણ બુદ્ધિ તથા ચતુરતાનો પરિચય આપનારી છે. સારાંશ એ કે, સામંતસિંહ એક અતિ સુંદર પુરૂષ છે.

સામંતસિંહ સ્વયં બોલવા લાગ્યો. "દુષ્ટે પુરેપૂરો વિશ્વાસ કરી લીધો છે કે, હું ત્હેને રાજ્ય અપાવીશ. જેમ તેમ કરીને બચ્ચાને વશ કરી લેવાથી વિશેષ લાભની સંભાવના છે. મોગલ સેના બહેરામના તાબામાં છે. બહેરામનું નામ સાંભળતાંજ મોગલ સેનાના સિપાહીઓ મુગ્ધ બની જશે. જણાય છે કે કરૂણાનિધાન પરમ કૃપાળુ પરમાત્માએ આટલા દિવસ પછી ધ્વંશ તુલ્ય પવિત્ર આર્યવંશને યવનોના વિકરાળ ત્રાસથી બચાવશે. દેવસિંહ ! તું કલેશને કલેશ,

દુઃખને દુઃખ અને વિપદને વિપદ ન માનતાં જે સમાધિ સાધનને માટે સંસાર સ્મશાનમાં ગંભીર તપમાં લાગ્યો હતો. તે તપ હવે પૂર્ણ થવા ચાહે છે. બ્હેરામ ! તું પણ મહામાયાની જાળમાં બંધાએલો છે. ત્હને દિલ્હીનું સિંહાસન આપવા માટે તો હું મ્હારા અમુલ્ય જીવનને વિપદના મુખમાં નાંખવા તૈયાર છું ! હવે વડીલ બંધુ અંબર નરેશને આ સમાચાર જલદી જણાવવા જોઇએ. તે બહેરામનાજ સંચમાં હશે !"

સામન્તસિંહે આમ વિચાર કરીને તરતજ એક પત્ર લખી નાંખ્યો અને તે યુવતીના હાથમાં આપી કાંઇક ઇશારો કર્યો. પત્ર લઇને યુવતી જવા માટે તત્પર થઇ પણ ત્હેના પગ ઉપડયા નહિ એટલે તે ત્યાંજ ઉભી રહી. નીચી આંખ કરીને ત્હેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. મસ્તક ઉંચુ કરીને વિસ્ફારિત પ્રફુલ્લ લોચનોથી વિષાદ યુક્ત ભાવથી સામંતસિંહના તરફ જોયું. રમણીનાં કુમુદિનિના પ્રફુલ્લિત પુષ્પ સમાન કોમળ નયનો લજ્જાના દારૂણ અત્યાચારથી પિડિત થયા. પુનઃ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને યુવતી ત્યાંથી ચાલતી થઇ, ત્હેના મુખમાંથી એક શબ્દ પણ નિકળી શકયો નહિ.

શું એ રમણી વાક્‌શકિત–હીન (મુંગી) છે? દ્વાર ઉપર આવીને તે પુનઃ ઉભી રહી. આ સર્વ જોઇને સામંતસિંહે પણ એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. ધીમે ધીમે ઉઠીને રમણીને હૃદય સાથે લગાવીને, ત્હેના અધરોષ્ટને સામંતસિંહે ચુમી લીધી–સરલા બાલા તેથી શરમની મારી સંકુચિત થઇ ગઇ રમણી ત્યાંથી ચાલવાને માટે તૈયાર થઇ એકવાર પાછળ જોઇને–એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને ત્યાંથી ત્વરિત ગતિથી ચાલી ગઇ.

સામંતસિંહ ત્યાંજ બેસી ગયો અને પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, "જો આ વિરજા મુગી ન હોત તો હું અવશ્ય ત્હેની સાથે લગ્ન કરી લેત, પણ ત્હેને આવી સ્થિતિમાં જોઇને મ્હને ઘણું દુઃખ થાય છે.

સન્ધ્યા સમય થવા આવ્યો છે એમ જાણીને સામન્તસિંહ બહેરામખાંની પાસે ગયો. ત્યાં જઇને ત્હેણે જોયું કે, તે ચતુર મોગલ રાજ-મન્ત્રિ અર્ધ-નિદ્રિત અવસ્થામાં સૂતેલો છે. આ જોઇને સામંતસિંહે કહ્યું. "વીર બહેરામખાં ! રાત્રિ થઈ જવા આવી છે, માટે કાંઇક જમી લો, ચાલો મ્હારી સાથે જમવાનું તૈયાર છે. જો નહિ જમો તો આખી રાત ભૂખ્યા રહેવું પડશે."

'બહેરામઃ ચાલો ત્યારે' એમ કહીને તે સામંતસિંહની સાથે જમવા બેઠો.

સ્હેજ જમ્યા પછી બહેરામખાંએ પૂછ્યું:—

"સામંતસિંહ! આપ જે સ્ત્રીની સાથે વાતચીત કરતા હતા તે સ્ત્રી ક્યાં ગઈ? તે કોણ હતી,? અહિં આવવાનું તેને શું પ્રયોજન હતું વારૂ ?"

વિસ્મિત થઇને આશ્ચર્યથી સામન્તસિંહે પૂછ્યું: "કઈ સ્ત્રી?"

સામન્તસિંહનો આવો અદ્ભુત ભાવ જોઇને બહેરામખાંએ અપ્રતિમ થઇને કહ્યું, "ત્યારે ત્હેમાં મ્હારીજ ભૂલ થઈ હશે. મ્હેં જાણ્યું કે ત્હેને તમેજ મોકલી હશે?"

સામન્તસિંહ—હું કોઇ પણ સ્ત્રીને જાણતો નથી. અહિં આવો. પરન્તુ........................."

સામંતસિંહની વાત પુરી થતાં ન થતાં વચ્ચમાંજ બહેરામખાં

બોલી ઉઠયો, " તમારા મનનો ભાવ હું સમજી ગયો."

સામંતસિંહ—બહેરામ ! ત્યારે હવે તમારી આંખોપર પાટા બાંધવા પડશે."

બહેરામઃ " તેમાં મને કાંઇ પણ અડચણ નથી, ખુશીથી તમે પાટા બાંધી દો."

સામંતસિંહે પહેલાંની માફક બહેરામની આંખોપર પાટા બાંધી દીધા–પછી તેણે બહેરામને કહ્યું કે " ચાલો સરદાર ! આપણે હવે અહિંથી જઇએ. હું તમને આ ભયાનક સ્થળેથી સરળ માર્ગ પર મૂકવા માટે તમારી સાથે આવું છું.

બહેરામઃ બહુ સારૂં. સરદાર ! હું આપનો ઉપકાર કદી પણ વિસરી શકીશ નહિ. મને દેવીએ આપેલું વચન તમારી દ્વારાજ સિદ્ધ થશે એમાં કાંઇ પણ સંદેહ નથી. તમેજ મ્હારા આ જીવનના આધાર છો. તમેજ મ્હારા આશારૂપી ડૂબતા નાવને બચાવ્યું છે. હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

સામંતસિંહઃ " બહેરામખાં ! એમાં મ્હેં કાંઇ પણ કર્યું નથી. કર્ત્તા હર્ત્તા પરમાત્મા છે. મનુષ્ય તો માત્ર નિમીત્તજ છે મનુષ્યો વ્યર્થ મ્હેં કર્યું અને હું કરીશ એમ કરી અજ્ઞાનાંધકારમાં અથડાયા કરે છે. અને અમુલ્ય મનુષ્ય દેહને નાહક અન્યની સાથે લડવામાં વ્યર્થ વાદ વિવાદમાં અને હુંપદ, મિથ્યાભિમાનના વિતંડાવાદ કરવામાંજ ગુંથાઇ રહે છે. પોતાનું કર્તવ્ય શું છે એ લક્ષમાં ન લાવતાં હું કરનાર છું. હું કરીશ એમ વ્યર્થ બકી બકીનેજ આ અમુલ્ય જીવનને અલ્પ સમય નષ્ટ કરે છે. વ્યર્થ ગાળે છે. માટે બહેરામખાં મ્હને આપ આમ યશ આપો છો તે અયોગ્ય છે. તમે પરમાત્માનાજ યશ ગુણ ગાઓ કે તમને મ્હારા કરતાં પણ વધારે

શ્રેષ્ઠ મનુષ્યનો પ્રભુ ત્હમારી સાથે સમાગમ કરાવે તથા તેના સમાગમથી ત્હમારા કાર્યમાં ત્હમને મદદ રૂપ થઇને વિજય મેળવાવે. મ્હને ત્હમે નાહક યશ આપો તે વાસ્તવિક રીતે અયોગ્ય છે, કારણકે હજુ મ્હેં ત્હમને કોઇપણ પ્રકારની સહાય આપી નથી તથા ઉલટી ત્હમારી સહાય અમે માગીને ત્હમને મહેનત આપવા માગીએ છીએ તો પછી આપ આમ યશ આપો તે અનુચિતજ ગણાય ને."

બહેરામઃ સામંતસિંહ! ત્હમે આવા નિરાભિમાની હશો એમ હું જાણતો નહોતો. ગુણવાનના ગુણ ગાવા એ શું અયોગ્ય યાને અનુચિત કહેવાય છે? કદી નહિ. ગુણવાનના ગુણ ગાવા એજ અન્ય મનુષ્યનું કર્ત્તવ્ય છે. ત્હમે મ્હને સલાહરૂપી મદદ એટલી તો આપીછે કે ત્હેનું વર્ણન કરવાને પણ હું અશક્ત છું, મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એવા વિચારો આપે મ્હને જણાવ્યા છે. અને તે વિચારોથી મ્હારે હવે શું શું યોજનાઓ યોજવી જોઇએ એનું પણ મ્હને સંપૂર્ણ રીતે ગ્નાન કરાવ્યું છે. પ્રભુ પાસે યાચના કરૂં છું કે ત્હમારા જેવા મિત્રો સર્વને મળે. ત્હમારૂં નિખાલસ હૃદય માતૃભૂમિને સ્વતંત્ર કરવાના ઉન્મત્ત અને ઉત્તમ વિચારો, પવિત્ર યોજનાઓ, અન્યને ત્રાસ ન આપવાની અતિ પવિત્ર ભાવનાઓ આ સર્વ જોઇને મ્હને અતિશય આનંદ થાય છે. ત્હમારા જેવા પુરૂષોના સમાગમથીજ મ્હારૂં કલ્યાણ થશે. અને ત્હમારે લીધેજ ભારત દેવી સ્વતંત્ર થઇ શકશે એમાં જરા પણ આશ્ચર્ય પામવા જેવું નથી.

સામંતસિંહઃ "હશે, બહેરામખાં એ વાત મૂકો બાજુપર, ચાલો આપણે હવે અહિંથી જઇએ કારણકે રાત્રિ થઇ ગઇ છે."

બહેરામખાંઃ જેવી ત્હમારી ઇચ્છા ચાલો લો.' આમ કહીને તેઓ બન્ને આ ભયંકર ગુહામાંથી રસ્તામાંની શિલા ખસેડીને બહાર

નિકળ્યા. કલાક દોઢ કલાક પછી તેઓ બન્ને એક નિર્જન વિકટ અરણ્યમાં આવી પહોંચ્યા. ત્યાંથી ગુહા પણ અત્યંત દૂર રહી ગઇ ત્યાર પછી સામંતસિંહે બહેરામખાંની આંખપરના પાટા છોડી નાંખ્યા.

બહેરામઃ સામંતસિંહ હવે ત્હમે ત્હમારા ગૃહ તરફ પાછા વળો કારણકે સમય બહુ વ્યતીત થઈ ગયો છે. હવે મ્હારે જ્યાં જવું હશે ત્યાં ચાલ્યો જઇશ. આ સર્વ માર્ગ મ્હારો પરિચિત છે માટે આપ કોઇપણ જાતની મ્હારી ચિંતા કર્યા સિવાય વિદાય થાઓ—

સામંતસિંહઃ વારૂ. ત્યારે પધારો, પ્રતિજ્ઞા પાલન કરવામાં તત્પર રહેજો. અન્ય મિત્રોની સહાય મેળવવામાં બનતી કોશિશ કરજો. તે પ્રપંચી મોગલોના સર્વ વૃત્તાંતથી વાકેફ રહેતા જજો તથા સર્વ સાધનોની તૈયારીમાં પૂર્ણ ધ્યાન રાખતા રહેજો."

બહેરામખાંએ પૂછ્યું: "હવે આપણો બન્નેનો ક્યારે અને ક્યાં મેળાપ થશે."

સામંતસિંહે ઉત્તર આપ્યોઃ—"આપ હવે મ્હને જલદી મળી શકશો, ક્યાં મળશો એ હું કાંઇપણ ચોક્કસ કહી શકતો નથી. પરંતુ આપ જે સ્થળે હશો ત્યાંથી હું આપને શોધી કહાડીશ. અત્યારે તો આપનાથી જુદો થાઉં છું."

એમ કહીને સામંતસિંહ ગુહા તરફ ચાલ્યો ગયો અને બહેરામ ત્યાંજ ઉભો રહીને કંઇક વિચાર કરવા લાગ્યો.





# દ્વિતીય ખણ્ડ.

## પ્રથમ પરિચ્છેદ.

### મરૂભૂમિ.



જેઠ માસના, એક દિવસે પૂર્ણ મધ્યાહ્નનો સમય થયો છે. સખ્ત તાપથી તપેલી વસુંધરા જાણે ચમચમ કરીને પોતાનું કષ્ટ અન્યને દર્શાવી રહી છે. પ્રચણ્ડ માર્તણ્ડ સવિતાનારાયણનાં ઉષ્ણ કિરણો ધગધગતા અગ્નિ જેવાં જણાય છે. પક્ષિયો વૃક્ષોનાં શીતલ પલ્લવમાં ભરાઇ ગયાં છે. જવલ્લેજ માર્ગમાં કોઇ મનુષ્ય જતું જણાય છે. વસુંધરા બળીબળી થઇ ગઇ છે. ઘરની દિવાલો, મહાલયની અગાશીયો વગેરે બળ્યાં બળ્યાં થઇ રહ્યાં છે. વસુમતી શાંત અને નિસ્તબ્ધ છે. હવા બંધ થઇ ગઇ છે. પ્રાણીઓના પ્રાણ હોઠ ઉપર આવી ગયા છે. નદિનાં અગાધ જળમાં સ્નાન કરો, અનેક શાખાઓવાળાં અસંખ્ય પુષ્પોપ શોભિત તરૂવરની છાયામાં

વિશ્રામ કરો, ચાહે હેમ–ભુવનની અંદર પ્રશાંત સુસ્નિગ્ધ દિવાન-ખાનામાં કુસુમ–શય્યાપર સૂઓ તો પણ ગરમીની ભીષણ ઉષ્ણતાસિવાય ક્યાંય પણ શાંતિ નથી.

જે સમયે સેંકડો પુષ્પોદ્યાન, તટિની, જળાશય, સરોવર, મનોહર વૃક્ષ અને લતા તથા મહેલોથી સુશોભિત નગર નગરી અગ્નિમય છે; તે સમયે તૃણ પરિશૂન્ય મરૂભૂમિનો કેવો ભીષણ ભાવ હશે? ત્હેનો એકવાર વિચાર કરો. એવા ભયંકર સમયમાં એક અશ્વારોહી-ક્લાંત અને દુર્બળ થઇને ધીમે ધીમે ચાલ્યો જાય છે. સૂર્ય કિરણથી ભડભડતી બાલુકારાશિ અગ્નિમૂર્તિ ધારણ કરીને જાણે ભૂમણ્ડળને ભસ્મીભૂત કરવા માટે અનંત ચિત્તાઓની માફક ભીષણ નાદ કરીને ઘૂઘવાટા કરી રહી છે! અશ્વારોહી સરદાર અજમેરની મરૂભૂમિ ઉપર ચાલી રહ્યો છે." અગ્નિમય મુકુટથી મણ્ડિત અને તણખાઓથી ભરેલી દૂરસ્થિત પર્વતમાળા એક ગંભીર અને શાંત–મધુર હાસ્ય હસી રહી છે. અશ્વરોહી પોતાની ધુનમાં ચાલ્યો જાય છે. ત્હેનું સર્વાંગ લોઢાના કવચથી અને મસ્તક બખ્તરથી ઢંકાએલું છે. કમ્મરમાં તલવાર મ્યાનની અંદર ઝૂલી રહી છે. એ યુવાનનું વય લગભગ પચીસેક વર્ષનું હોય એમ અનુમાન થાય છે. શરીરનો બાંધો દીર્ઘ અને બલિષ્ટ છે.

યુવક જ્યારે બહુજ દૂર ચાલ્યો ગયો, ત્યાર પછી ત્હેણે પોતાની પુંઠ પાછળ જોયું કે, એક માણસ અશ્વ ઉપર સ્વાર થઈ હાથમાં ભાલો લઇને એકદમ ત્હેની પાછળ દોડયો આવે છે. ત્હેને જોવા છતાં પણ તે યુવકનું મન જરાપણ વિચલિત થયું નહિ. અન્ય ઘોડેસ્વાર બહુજ ત્વરિતગતિથી ત્હેની પાસે આવી, ઘોડાને અટકાવીને ઘણાજ ગંભીર અને કર્કશ સ્વરથી બોલ્યો: " અરે ઓ નામર્દ ઉઠાવ હથિયાર

અને થઈ જા લડવાને તૈયાર." એમ કહીને નવીન આગંતુક યુવકે પોતાનો ભાલો પૂર્વપરિચિત્ યુવાનના હૃદયમાં ઘોંચી દીધો. પરંતુ તે, એ પાષાણવત્ વક્ષપરના કવચ સાથે અથડાવાથી તરતજ તૂટી ગયો. નવીન આવેલા ઘોડેસ્વારનું વય ૩૫ વર્ષનું છે. ત્હેના મસ્તક ઉપર પણ ઉષ્ણીષ છે તથા બાકીનું સર્વાંગ વર્મચર્મ વગેરેથી વિભૂષિત છે. બહારથીજ દૃષ્ટિપાત કરવાથી જણાઇ આવે છે કે ત્હેના શરીરમાં સિંહના જેવું બળ વિક્રમ સમાએલું છે. ત્હેણે પોતાનો ભાલો તૂટી ગયેલો જોઇને લજ્જિત થઇને પોતાની કમ્મરપર લટકાવેલી તલવાર મ્યાનમાંથી કહાડીને પ્રથમ પુરૂષપર પુનઃ આક્રમણ કર્યું.

પ્રથમ યુવકે એક જુદાજ પ્રકારનું હાસ્ય હસીને, અને તે દરમિઆનમાં પોતાની રક્ષાને માટે પ્રસ્તુત થઇને કહ્યું:-" નામર્દ હું કે તમે છો, એની ખરી પરિક્ષા આપના ઓચિંતા આક્રમણ પરથીજ થઈ ચૂકી છે. વીરપુરૂષનો ધર્મ નથી કે ત્હેણે આવી રીતે આક્રમણ થઈ શકે. તો પણ કાંઇ હરકત નથી થઇ જાવ લડવા માટે તૈયાર. હું પણ આપની સાથે યુદ્ધ કરવા તૈયાર છું.

દ્વિતીય અશ્વારોહી અદ્વિતીય વીર અને યોદ્ધાના નામથી જગ વિખ્યાત છે. ત્હેણે પોતાના પરાક્રમથી નામના મેળવી છે. ત્હેના મનમાં એ બાબતનો ઘણો ગર્વ છે. પૃથ્વી ત્હેની આંખમાં તૃણવત્ છે. સાંભળ્યું છે કે, અકબરશાહની સ્હામે બે હાથીઓની વચમાં ઉભો રહીને ત્હેની સૂંડ પકડી એણે એવું વિક્રમ બતાવ્યું હતું કે તે બન્ને મદોન્મત્ત હાથી એક ડગલું પણ આગળ ચાલી શકયા નહોતા. પહેલા યુવાનને તુચ્છ ગણીને, ઘૃણાની સાથે જોઇને, તે વિસ્મયતાથી ત્હેનું મુખ નિહાળવા લાગ્યો.

પ્રથમ ઘોડેસ્વારે હસતાં હસતાં પૂછ્યું: " કેમ કાંઇ ભય લાગ્યો? શું શૂરવીર પુરૂષે પોતાની વીરતા દર્શાવતાં પ્રાણની પરવાર કરવી જોઇએ કે? જો વીર પુરૂષ તરિકે પૂજાવાની મનમાં ઉત્કંઠા હોય તો ત્હેણે પોતાના શરીરની જરાપણ સ્પૃહા રાખવી જોઇએ નહિ. "

નવીન પુરૂષના મનમાં આ શબ્દોની ઘણીજ ઉંડી અસર થઇ. પોતાની ડાબી ભૂજામાં પોતાના આખા શરીરનું બળ ખેંચીને "થોડીજ વારમાં અશ્વ ઉપરથી યુવાનને નીચે પાડી દઇશ એવી કલ્પના કરીને તલવાર ઉઠાવીને જેવો ધારતો હતો કે ઘા કરૂં એવામાં પાછળથી આવીને બીજા યુવાને પોતાના શત્રુપર આક્રમણ કર્યું. બીજા ઘોડેસ્વારને પોતાના પ્રાણની રક્ષા કરવાનો અવસર પણ ન મળ્યો, પરંતુ પ્રથમ ઘોડેસ્વારને ત્હેનો જીવ લેવાનો ઇરાદો નહોતો. ત્હેણે એવા બળથી ત્હેની છાતીમાં મુક્કો લગાવ્યો કે તે તરતજ ઘોટાપરથી જમીનપર ઢળી પડયો. યુવાન પણ પોતાના અશ્વ પરથી નીચે ઉતરીને ત્હેની છાતી ઉપર ચ્હડી ગયો અને બોલી ઉઠયો: " કેમ નીચ શેરખાં? તું શું કહેવા માંગે છે? તું વીર પુરૂષનું માન ધરાવીને આવાં વિશ્વાસઘાતક કાર્યમાં કેમ જોડાયો? શું ત્હારે મ્હારો પ્રાણ વધ કરવાની ઇચ્છા હતી? અથવા તો મ્હને મારી નાખી ત્હારે શું કાર્ય સિદ્ધ કરવાનો ઇરાદો હતો? બોલ મ્હારા પ્રશ્નનો ઉત્તર સત્વર આપ નહિ તો જીવથી માર્યો જઇશ. શું ત્હમે મોગલ શહેનશાહના નોકરો આવા નીચ, પાપી અને વિશ્વાસઘાતિ છો. મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તું આવો નીચ હોઇશ. પ્રભુ ઇચ્છાથી હું ચેતી ગયો નહિ તો તું મ્હારો પ્રાણ લેવાના ઇરાદાથીજ અહિં આવ્યો હતો ને? પણ એટલું તો ચોક્કસ યાદ રાખજે કે જ્યાં સુધી પવિત્ર

આર્યાવર્તના વીર રાજપૂત યોદ્ધાઓના શરીરમાં માતૃભૂમિની ભક્તિનું ઉષ્ણ રૂધિર વહે છે, જ્યાં સુધી અમારામાં પ્રાણ છે, ત્યાં સુધી ત્હમારા જેવા બાયલાઓથી અમે કદી પણ ફસાઇએ તેવા નથી. તું ચોક્કસ યાદ રાખજે કે, આમ કરવાથી ત્હારૂં કમોત થશે, વિનાકારણે માર્યો જશે. જો ત્હારે લડવુંજ હતું તો પછી પાછળથી આવીને આક્રમણ કરવાની શું જરૂર હતી? સ્હામી છાતીએ આવીને લડે તેજ ખરો વીર કહેવાય છે. હું ત્હને અત્યારે નર્કના દ્વારમાં પહોંચાડવાને શક્તિમાન છું. ત્હારા રૂધિરથી—રક્ત માંસથી આ અરણ્યનાં ક્ષુધાર્ત કોહલાં વગેરે પ્રાણીઓની ભૂખ મટાડવાને શક્તિમાન છું. પરંતુ શું કરૂં કે મ્હને દયા આવે છે. ત્હમારા જેવા યવનોના હૃદયમાંજ દયા કદી પણ વાસ કરતી નથી, પણ અમારાં હૃદય ત્હમને મારતાં—ત્હમારો સંહાર કરતાં અચકાય છે. પંજામાં સપડાઇ ગયેલા મનુષ્યને મારવો તે કામ મોગલોનુંજ છે, અમારાથી એમ કદી પણ બની શકે ત્હેમ નથી. પરંતુ ત્હને ત્હારી દુષ્ટતાનું ફળ તો અવશ્ય આપવુંજ જોઈએ." એમ કહીને ત્હેનાં અસ્ત્ર શસ્ત્ર વીર પુરૂષે છીનવી લીધાં તથા શેરખાંને છોડી મૂક્યો.

પ્રિય પાઠકો! શેરખાં અકબરશાહનો સુપ્રસિદ્ધ સેનાપતિ અને બંગદેશના શાસનકર્તાના પદપર નિયત થયેલ છે. તે ઉપરોક્ત વીર યુવકનું અતુલ પરાક્રમ જોઇને ત્હેના હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થઇ. તથા એના વીરત્વ ઉપર શ્રદ્ધા બેઠી. તે મનમાં ને મનમાં લજ્જિત થઇને બોલવા લાગ્યો:—

આજે મ્હેં મ્હારી માતાની કૂખ લજાવી છે. હુમાયુ જેવા બાદશાહને પદભ્રષ્ટ કરીને એક વખત દિલ્હીનો શહેનશાહ પણ બન્યો

હતો અને અનેક વીર પુરૂષોનો પરાજય કરી સમસ્ત ભારતવર્ષમાં મ્હારો વિજયી ઝુંડો ફેરવ્યો હતો. છતાં આજે આવા એક ક્ષુદ્ર લૂંટારાના હાથથી મ્હારો પરાજય થયો એ કેવી શરમની વાત છે. અહા ! સમસ્ત ભારતને મ્હારા હસ્તમાં નચાવતો હતો ત્હેની અત્યારે આવી દશા ? મ્હોટા મ્હોટા યોદ્ધાઓને પણ મ્હેં ક્ષણવારમાં ચૂર્ણ વિચૂર્ણ કરી નાંખેલા ત્હેને સ્થળે અત્યારે મ્હારો આવા ક્ષુદ્ર મનુષ્યના હાથથી પરાજય! દૈવની ગતિ કેવી વિચિત્ર છે એ જાણવાને કોઇ શક્તિમાન નથી. એક દિવસ રાય તો બીજે દિવસે રંક, એક સ્થળે મહાન દિગ્વિજય થાય તો બીજે સ્થળે ભયંકર હાર થાય. ખરેખર સંસારનું ચક્ર નિરંતર પોતાના સ્વરૂપમાં એક સરખુંજ ફર્યા કરે છે. પ્રભુના એ સુત્રમાં જરા પણ અપૂર્ણતા નથી કે કોઇ પણ મનુષ્ય ત્હેમાં પોતાનું ડહાપણ ચલાવીને પોતાની મનોકામના સિદ્ધ કરી શકે. એક દિવસ મહાન તો બીજે દિવસે ક્ષુદ્ર એજ દુનિઆનો નિયમ છે. તે કોઈ ફેરવી શકે ત્હેમ નથી. વિધાતાના વિધાનને કોઇ જાણી શકે તેમ નથી, મ્હારી આખી જીંદગીમાં આજે પહેલવહેલાંજ મ્હારો પરાજય થયો છે . નહિ તો શેર અફગાનને જીતવાને આજ સુધી કોઇ પણ સમથ નિવડયો નથી. પણ આ પુરૂપથી મ્હારો પરાજય થયો એ જોઇ મ્હને અતિ શરમ આવે છે."

યુવકે કહ્યુંઃ શેર અફગાન ! શું વિચાર કરી રહ્યા છો ? મ્હારા જેવા રસ્તે ચાલનાર નિર્દોષ મુસાફર ઉપર ત્હમે શા માટે એકાએક શસ્ત્રનો પ્રહાર કર્યો–મ્હેં ત્હમારૂં શું બગાડયું હતું કે ત્હમે મ્હને મારવા માટે ઉપસ્થિત થયા ?

શેરખાંએ ત્હેના હાથ પકડીને કહ્યું: ભાઇ હું આપની મારી

માગું છું. મ્હેં અજાણતાં આપના ઉપર અસ્ત્રનો પ્રહાર કર્યો હતો. હું એક અન્ય પુરૂષની શોધ કરી રહ્યો હતો-મ્હને ત્હમારા ઉપર શક આવ્યો, અને તેથીજ આ હૃદય-વિદારક પરિણામ આવ્યું. તે માટે હું આપની માફી માગું છું. આપે મ્હને જે માર્મિક શબ્દો થોડા સમય પહેલાં કહ્યા ત્હેણે મ્હારા હૃદય ઉપર ઉંડી અસર કરી છે. હવેથી હું કદી પણ આવા સાહસિક કાર્યમાં જોડાઇશ નહિ. પરંતુ આપનું નામ શું છે; તે કૃપા કરી જણાવશો કે?

યુવકઃ આપના આ પ્રશ્નનો ઉત્તર હું આપી શકતો નથી. અત્યારે તો હું માત્ર એટલુંજ સાંભળવા માગું છું કે ત્હમે કોની શોધ માટે નિકળ્યાં હતા કે જેની ભ્રમણામાં પડીને ત્હમે મ્હારા ઉપર આક્રમણ કર્યું?

શેરખાંઃ 'સામંતસિંહના ગયા પછી મહમ્મદખાં ત્રીશ કરોડ મ્હોરો લઈ આવે છે. તે અત્યંત દોલત આગ્રા જનાર છે. પહેલાં હમને ખબર મળી હતી કે, જો સામંતસિંહને આ વાત માલૂમ થઈ જશે તો તે જરૂર આ સર્વ લૂંટી લેશે. મહમ્મદખાંની સાથે થોડું લશ્કર છે, એથી હું આગળ આગળ સામંતસિંહને શોધવા માટે ચાલ્યો આવતો હતો. એવામાં આપને મ્હેં દૂરથી જોયા-ને સામંત-સિંહ ધારીનેજ આપના ઉપર આક્રમણ કર્યું."

આ વાત સાંભળી, કાંઇક વિચાર કરીને યુવકે કહ્યું:—ખરેખર સામન્તસિંહની દુષ્ટતાને લીધે કોઇ નિશ્ચિંત રહી શકતું નથી. લો આપ આપનાં અસ્ત્ર શસ્ત્ર પાછાં સંભારી લો, વાર ન કરો, ચાલો વખતે તે દુષ્ટ લૂંટારો મહમ્મદખાં ઉપર હુમલો કરશે, પરંતુ આપને એ સર્વ જુઠી ખબર મળી હોય એમ જણાય છે.

શેરખાંઃ નહિ નહિ ત્હેમ નથી એમ કહીને તે ચાલતો થયો, યુવક પણ ત્હેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. માર્ગમાં બન્નેએ સામન્તસિંહના સંબંધમા અનેક વાતો કરી. પછી યૂવકે પૂછ્યુંઃ સરદાર ! ત્હમને પછીથી શી રીતે એમ માલૂમ પડયું કે હું સામન્ત-સિંહ નથી."

સ્હેજ હાસ્ય કરીને શેરખાંએ કહ્યુંઃ "હવે એ સંબંધે વધારે વિવેચન ન કરો. હશે થઇ ગયું તે મિથ્યા થનાર નથી. ગઇ ગુજરી વિસરી જવી એજ યોગ્ય છે. આજે નાહક મ્હેં કાંઇક સાહસિક કર્મ કર્યુંજ હોત પણ ત્હમારી કૃપાથી તે સર્વ બાકી રહી ગયું છે. હું સામંત-સિંહને ઘણી સારી રીતે ઓળખું છું."

વિસ્મિત થઇને યુવકે પૂછ્યુંઃ " શું કોઇ વખત ત્હેના પંજામાં સપડાયા હતા ?"

શેરખાંઃ હા, હું ત્હેના પંજામાં અનેકવાર સપડાયો હતો, ત્હેને કેદ કરીને અકબર બાદશાહની પાસે પણ લઇ ગયો હતો. બાદશાહે ત્હેને ત્હેના ભયંકર ગુન્હા બદલ ફાંસીએ ચ્હડાવવાનો હુકમપણ આપી દીધો હતો. પરંતુ તે લોઢાની હાથકડી કોણ જાણે કેવી રીતે તોડીને ન્હાસી ગયો તે વાત હજુસુધી પણ હું સ્હમજી શકયો નથી. ખરેખર સામંતસિંહ એ એક બહાદૂર વીર છે. ત્હેને શોધી કહાડવા માટે સમ્રાટ્ અક્બરશાહે લાખો રૂપિઆનાં ઇનામો કહાડ્યાં છે. પરંતુ ત્હેને પકડી લાવવાને માટે આ દેશમાં કોઇ પણ શક્તિમાન નથી. ત્હેનું પરાક્રમ, બુદ્ધિ, ચાલાકી વગેરે અતુલ અને અદ્ભુત છે. ત્હેનું ડહાપણુ અપારછે શૌર્યવાન અને યોદ્ધા તરિકે સમસ્ત આર્યાવર્તમાં તે યોદ્ધો મશહૂર છે.

ત્હેના પંજામાં હું તો શું પરંતુ મહોબ્બત, બહેરામ જેવા અનેક નરો સપડાઈ ગયા છે—ત્હેના પરાક્રમથી આ દેશમાં ભાગ્યેજ કોઇક અપરિચિત હશે—ત્હેના વીર નામની હાક સાંભળતાંજ વિશાળ મોગલ સામ્રાજ્યનો સ્વામી સમ્રાટ્ અકબરશાહ પણ કંપી ઉઠે છે, કેદખાનામાંથી કેવા પ્રકારે છટકી ગયો એ સંબંધમાં કોઇપણ મનુષ્ય ચોક્કસ નિર્ણયપર આવી શકયાં નથી, તે ખરો વીર છે વીર પુરૂષને લાયક તેજ નર છે. ત્હેને જીતવો એ કાંઇ ન્હાની સૂની વાત નથી.”

યુવકે પૂછ્યું: “વારૂ તે સામન્તસિંહની ઉમ્મર કેટલી છે, અને ત્હેના શરીરનો બાંધો તથા આકૃતિ વગેરે કેવાં છે? એ સંબંધમાં જે કાંઈ જાણતા હો તે કહો.

શેરખાંએ ઉત્તર આપ્યું: “સામંતસિંહની ઉમ્મર લગભગ ૪૦–૪૫ વર્ષની છે. તેનો વર્ણ સ્યામ છે અને તે ત્હમારા જેટલોજ લાંબો છે. દાઢી મૂછના વાળથી ત્હેનું મુખ અને વક્ષઃસ્થળ નિરંતર ઢંકાએલાં રહે છે. તે જોવામાં ઘણોજ કદરૂપો છે. પણ તેનું શરીર ભવ્ય અને મુખાકૃતિ વિશાળ છે. શરીર રૂષ્ટ પુષ્ટ છે અને તે બહુજ બળવાન છે.

આ પ્રમાણે વાતો કરતાં કરતાં, તેઓ બન્ને તે મરૂભૂમિને ઓળંગી ગયા અને અલ્પ સમયમાં એક પર્વત ઉપર આવી પહોંચ્યા. ત્યાં તેમણે જોયું કે ત્યાંથી જરાક દૂરપર મહમ્મદખાં એક વૃક્ષની છાયામાં બેસીને વિશ્રામ લઇ રહ્યો છે. મહોરો સહિત મહમ્મદખાને ત્યાં બેઠેલો જોઇને યુવકે પાછળ જઇને એક સિસોટી વગાડી. પર્વતની ચારે બાજુએથી તેનો પ્રત્યુત્તર આપતી હોય તેવાજ પ્રકારની ભયંકર ધ્વનિ સંભળાઇ ઉઠી. જોત જોતામાં પ્રત્યેક ગુહા, પ્રત્યેક અરણ્ય,

ગિરિ—કન્દરા અને વિશાળ શિલાખણ્ડની ઓટમાંથી અસંખ્ય વીર પુરૂષ પ્રકટ થઈ ગયા અને તરતજ શેરખાંને બંધન કરી લીધો.

હાસ્યની સાથે યુવકે કહ્યું : "શેરખાં! હુંજ તે તમારો દુશ્મન સામંતસિંહ છું."

શેરખાં: " કેમ સામંતસિંહ! ત્હમે મ્હને વિશ્વાસઘાતિ કહીને દોષિત ઠરાવતા હતા, તો અત્યારે મ્હને ત્હમે કપટથી શા માટે કેદ કરી લીધો ? શું આવોજ ત્હમારા વીર પુરૂષોનો ધમ છે ? "

સામંતસિંહ: " શેરખાં! ત્હમે જેવું કાર્ય કર્યું, ત્હેનો બદલો આપવો એ અમારૂં મુખ્ય કર્તવ્ય છે. અમારામાં કહેવત છે કે શઠં પ્રતિ શાઠયં કુર્યાત્ એટલે કે દુષ્ટની સાથે દુષ્ટતાથી વર્તવાથીજ જગતમાં વિજય મળે છે. માટે મ્હેં જે સજા આપી છે તે બરાબર છે."

"મ્હારા વ્હાલા વીરો! આ દુષ્ટને બંધન યુક્ત કરી લો." આમ કહીને સામન્તસિંહે પોતાની સેના સાથે મહમ્મદખાંપર આક્રમણ કર્યું. મહમ્મદખાં સામંતસિંહના સૈન્યને પોતાના સૈન્ય ઉપર છાપો મારવા આવતું જોઇને ચેતી ગયો, અને પોતાના સૈન્યને પણ યુદ્ધ કરવાની આજ્ઞા આપી. બન્ને પક્ષ વચ્ચે તુમુલ અને મહાન યુદ્ધ જામ્યું. વીર રાજપૂત સરદારો યવનો ઉપર તૂટી પડયા, અને મનોહર વૃક્ષોવાળાં અરણ્યમાં આનંદને સ્થળે આક્રંદ થઇ પડયું. જે સ્થળ વિશ્રામ લેવા યોગ્ય હતું ત્યાં સમર ભૂમિ થઈ પડી. મહાન સંગ્રામ જામ્યો. ઓચિંતા આક્રમણથી અનેક મોગલ યોદ્ધાઓ માર્યા ગયા. ને મહમ્મદખાં પણ મૃત્યુ વશ થાતાં રૂધિરની નદિયો વહેવા લાગી. આખરે સર્વ મોગલો યમપુરીમાં ચાલ્યા ગયા. પોતાનું કાર્ય સમાપ્ત

થઇ રહ્યા પછી સામંતસિંહે પુનઃ સરદારોને આજ્ઞા આપી કે, "આ સર્વ મ્હોરો આપણા સ્થાનક પર પહોંચાડી દો."

સર્વ રાજપૂતો મ્હોરો લઇને તત્પર થઇ ગયા કે તરતજ સામંતસિંહે પુનઃ સિસોટી વગાડી થોડી વારમાં રાજપૂત વીરો અદૃશ્ય થઇ ગયા. વીરધાત્રી વસુમતીએ જાણે તે વીર સંતાનોનો ગ્રાસ કરી લીધો. તે સર્વ વીરોની સાથેજ તે વિપુલ ધન પણ અંતરિક્ષ થઈ ગયું. શેરખાંને બંધનયુક્ત કરીને સામંતસિંહ ચાલ્યો ગયો.



## દ્વિતીય પરિચ્છેદ.

### સામંતસિંહ કોણ છે ?

"યવનોનો દાસ છું! પરંતુ શું એનું નામ દાસત્વ છે? આજ તો હું ભારતનો દ્વિતીય સમ્રાટ્ છું. કાલે દીલ્લીશ્વર થઇશ તોપણ શું હું યવનોનો દાસજ રહીશ? ભારતવર્ષની પરમ ગૌરવાંકિત રાજપૂત જાતિમાં જન્મ ગ્રહણ કર્યા છતાં યવનોનો દાસ બનીને ત્હેમની ગુલામી કરૂં છું તથા સ્વજાતિથી વિમુખ થઇને ત્હેમનાજ શરણની આશા રાખું છું. એ મ્હારી ભયંકર ભૂલ છે. બસ, આજથી પ્રતિજ્ઞા લઉં છું કે એ ગુલામી ત્યજી દઇને દીલ્હીનો સમ્રાટ્ બનવાને માટે બનતો પ્રયત્ન કરૂં. કાર્ય શ્રેય કરવા જતાં પ્રાણની પણ આહૂતી અપાય તો તેથી કાંઇ પણ અડચણ નથી. આ તુચ્છ માનવ જીવનની હવે મ્હને સ્પૃહા નથી. મ્હારૂં હૃદય મ્હને ખાય છે. ભારત માતાની સાક્ષાત્ મૂર્તિ મ્હને હમેશાં સ્વપ્નમાં પોતાને યવનોના તાબામાંથી મુકત કરાવવાની યાદગીરી આપે છે. દુઃખથી પિડાતી હિંદની પ્રજા અનાર્યોના અત્યાચારથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. અકબરશાહ છળ કપટથી આર્યાવર્તના દરેક પવિત્ર અને શુદ્ધ રકતના મહાન મહાન વીર રજપૂત રાજાઓને પોતાનાજ કરતો જાય છે. ત્હેમની પુત્રીઓ, ભગિનીઓ વગેરેને પોતાના શાહી-મહે-

લના આભુષણ તરિકે એકત્ર કરવામાં તે નિરંતર મશગુલ રહે છે. વૃદ્ધાવસ્થા થવા છતાં હેની કામતૃષ્ણા–વિષયવાસના વગેરે શાંત પામતાં નથી, પરંતુ ઉલટાં તેતો દિનપ્રતિદિન વધતાંજ જાય છે. વળી 'નવરોજ'નો દિન દાખલ કરાવી અનેક પવિત્ર રાજપૂત બાળાઓના પવિત્ર શિયળવ્રતનો ભંગ કરે છે, છતાં પણ મ્હારા જેવા દુષ્ટ પુરૂષો હેના આવા નઠારા વર્તનથી જાગ્રત ન થતાં ઉલટા ક્ષીણજ થતા જાય છે. તે પ્રપંચી અકબરે મ્હને અનેક પ્રકારની આશાઓ આપીને આખરે હેરાન કર્યો. મ્હને મ્હારી પવિત્ર રાજપૂત જાતિથી વિમુખ કરાવ્યો મ્હેં મુર્ખાઇથી મ્હારી, ભગિની તથા પુત્રીને તે અધમોને ત્યાં વરાવી. હેનો પ્રચંડ અગ્નિ દાવાનળની માફક મ્હારૂં હૃદય બાળીને ભસ્મ કરી નાંખે છે. હવે તે દુષ્ટનું પતન કેવી રીતે કરવું, જો કે હું તે અધમોની સાથે કન્યા વ્યવહારમાં જોડાઇને અપવિત્ર બન્યો છું. હેનું પ્રાયશ્ચિત કદી પણ થઇ શકે હેમ નથી, તો પણ હવે તે અધમોનો નાશ કરી પુનઃ રાજપૂત જાતિના શાંત છત્ર નીચે આર્યાવર્તની પ્રજાને સુખ અને આનંદ આપવો એજ મ્હારો મુખ્ય ધર્મ છે. ભારત માતાનાં બાળકોને દુઃખ, ભય અને ત્રાસ રહિત કરી હેમને દિલ્હીના શાંત છત્ર નીચે શાંતિ આપવી એજ મ્હારા જીવનનો ઉદ્દેશ્ય છે અને તેથીજ મ્હેં કરેલા દુષ્ટ વ્યવહારનું કાંઇક અંશે પ્રાયશ્ચિત થઇ શકશે. પરંતુ તે કામમાં આશ્રય કોનો ગ્રહણ કરવો ? હિંદના દરેક રાજાઓ હેના દાસ બની ગયા છે. માત્ર એક ક્ષત્રિય–કુલ–ભૂષણ મહારાણા પ્રતાપસિંહજ પવિત્ર છે હેમનો આશ્રય ગ્રહણ કરીને આ કાર્યમાં વિજય મેળવું તો કેમ ? પણ નહિ હેમ બની શકવું એ તદ્દન અસંભવિત છે. હેમને મ્હેં અનેક વખત મહાન સંગ્રામમાં ઉતારીને પરાજય અપાવ્યો છે. અનેક વખત અતિશય ત્રાસ આપ્યો છે. તેમનો આશ્રય હું શી રીતે માગી શકું, તે

મ્હને તુચ્છ ગણીને ધૃણાની દૃષ્ટિથી જુએ છે. મ્હેં મોગલ બાદશાહને કન્યાઓ આપી છે તેથી ને મ્હને અપવિત્ર ગણે છે અને મ્હારૂં મુખ પણ જોવા ઇચ્છતા નથી, તેથી ત્હેમની સહાયતાની આશા રાખવી એ અસંભવિત છે. દેવસિંહ બહેરામને પક્ષમાં લેશે તોપણ કાંઇક અંશે મ્હારૂં કાર્ય સફલ થશે. પરંતુ હાલમાં મોગલ-શહેનશાહની નવીન પત્ની કમલાદેવી મ્હને ચ્હાય છે. ત્હેને મ્હારી પ્રેમ-જાળમાં ફસાવીને મ્હારૂં કાર્ય શ્રેય કરૂં તો તેમ શ્રેય થઈ શકે તેમ છે. માત્ર ત્હેની સાથે બહારથીજ પ્રેમ બતાવીને કાર્ય શ્રેય કરવું. એ વધારે ઉત્તમ છે કારણ કે અનેક પ્રમદાઓની સાથે વિષય-વાસનાથી જોડાઇને પ્રેમ કરવો તે પ્રેમ નથી. વળી કમલાદેવી મ્હને માત્ર પોતાની કામ-તૃષ્ણા પાર પાડવા માટેજ ચહાય છે. તે કાંઇ ખરા અંતઃકરણથી ચહાતી નથી અથવા તો ત્હેને મ્હારા તરફ દીવ્ય-પ્રેમ પણ નથી તો પછી મ્હારે પણ ઉપરથી ડોળ બતાવીને મ્હારા કાર્યમાં ફતેહમંદ નિવડવું એ વધારે ઉત્તમ છે.

મ્હારે મ્હારા કાર્યક્ષેત્રમાં પૂર્ણ વિજય મેળવવો એ મ્હારી જીંદગીનો મૂળ ઉદ્દેશ છે. અને તે કાર્ય પૂર્ણ કરવા જતાં અનેક આપદો આવી પડે ત્હેની પણ મ્હને સ્પૃહા નથી. પરંતુ શું કમલાદેવી મ્હને મ્હારા આ કાર્યમાં સહાયભુત થશે ? ત્હેની દ્વારા મ્હારૂં કાર્ય વિજયી થશે ? કમલાદેવી ! હૃદયેશ્વરી ! શું તું મ્હારી આશા પરિપૂર્ણ નહિ કર. મ્હારા સહાયક તરિકે તું આ સાહસિક કાર્યમાં જોડાશે ? અવસ્ય ત્હારે મ્હને સહાય આપવીજ જોઇએ. તું મ્હારા આકુલ થયેલા ચિત્તને શાંતિ આપી આ કાર્યમાં વિજય અપાવ એવી હું પ્રભુ પાસે યાચના કરૂં છું."

પોતાની પ્રખ્યાત રાજધાની અંબર નગરના દુર્ગમાં આવેલા એક શાંત ઓરડામાં મહારાજ માનસિંહ ઉપરોક્ત પ્રકારની અનેક ચિન્તાઓ કરી રહ્યા છે. એ સમયે એક નવયુવકે તે ઓરડામાં પ્રવેશ કર્યો.

મહારાજ માનસિંહે ત્હેને સંબોધીને કહ્યું: "નંદકિશોર આજે સંધ્યા સમયે હું દેવાદિદેવ મહાદેવના મન્દિરમાં દર્શનાર્થે જવા વિચાર રાખું છું. તો પુજારીને કહીને પૂજાની સર્વ તૈયારી કરાવી રાખજે. ત્હમે સુવર્ણગ્રામથી ક્યારે આવ્યા ?"

નંદકિશોરઃ—"મહારાજ! હું હજુ હમણાંજ ત્યાંથી ચાલ્યો આવું છું. ત્યાંથી આવીને તરતજ પ્રથમ આપને મળ્યો છું. લો, આ પત્ર," એમ કહીને ત્હેણે માનસિંહના હાથમાં એક પત્ર આપ્યું.

મહારાજ માનસિંહ તે પત્ર વાંચવા લાગ્યા, ત્હેમાં લખ્યું હતું કે,—

પ્રાણેશ્વર, જીવનાધાર !

આપ આ ક્ષુદ્ર દાસીને કયાં સૂધી વિરહ વેદનાથી પિડિત કરીને અહિંયા કેદ કરી રાખશો ? શું એ આપ જેવા વીર પુરૂષને માટે યોગ્ય છે છે. મ્હેં મ્હારૂં જીવન આપનેજ અર્પેલું છે. મ્હારૂં હૃદય ત્હમનેજ વરી ચૂકયું છે. ત્હમારે માટે ઝંખના કરી રહ્યું છે. આપ ચોક્કસ શ્રદ્ધા રાખજો કે, હું પ્રાણાન્તે પણ આપને વિસરનાર નથી. નાથ! આપ મ્હને હવે આપના મહેલની અધિકારણી તરિકેનો લાભ કૃપા કરીને જલદી આપો. આપને મળવા માટે મારૂં મન હર વખત આકુલ વ્યાકુલ થઇ જાય છે. હૃદયેશ્વર, હું આપથી કદી પણ અસંતુષ્ઠ થનાર નથી. આ હૃદય મંદિરમાં આપ જીવન સ્વરૂપ વિરાજમાન રહો છો. આપના

સિવાય મ્હારા આ શરીરનો અન્ય કોઇ માલિક કદી પણ થઇ શકનાર નથી. સ્વામિન્ આપની સૌમ્ય મૂર્તિનું હું નિરંતર ધ્યાન ધરૂં છું—તોપણ આપ મ્હારી અરજ લક્ષમાં લાવતા નથી ! આપને આ દાસીએ પોતાનું જીવન, મન, સર્વ સમર્પણ કરી દીધું છે, અત્યારે આપજ મ્હારિ ગતિ છો. મ્હારા શૂન્યવત્ હૃદયનો સંચાર પણ આપજ છો. હું જાણું છું કે આપે કયા ગુપ્ત કારણથી મ્હને નિર્વાસિત કરી રાખી છે; પરંતુ સ્હમજાવ્યાં છતાં મ્હારૂં મન માનતું નથી. જ્યારે આપ મ્હને પ્રકાશ્યરૂપથી આપના રાજમહેલમાં લઇ જશો, ત્યારેજ હું સુખી થઇશ તેથી લોકો જાણશે કે હું મહારાજ માનસિંહની મહિષી છું. વ્હાલા ! હવે સત્વર આપની સહચારિણી બનાવો આપના મહેલની અધિવાસીની કરીને મેં ધારેલા અનુપમ વૈભવનો લ્હાવો લેવરાવો. આપની સેવાની અધિકારીણી બનાવો. આપ કૃપા કરીને એકવાર આપને મળવા ચાહનાર દાસીને દર્શનનો લાભ આપો. એજ નમ્ર યાચના.

અભાગિની.

**હેમલતા.**

પત્ર સમ્પૂર્ણ વાંચી રહ્યા પછી ચિન્તિત ચિત્તથી મહારાજ માનસિંહ તે ઓરડામાં ફરવા લાગ્યો. આ સમયે તેમના વિશાળ લલાટ ઉપર કરચલીઓ પડેલી જણાતી હતી. ઉજ્જવલ નયન યુગલમાં ધીમે ધીમે વિવિધ પ્રકારની આભા શોભા જણાવા લાગી. કેટલીકવાર આમતેમ ફર્યા પછી તેઓ એક સુવર્ણ જડિત આસન ઉપર બેસી ગયા. પછી દાંત નિચે ડાબા હાથનો અંગુઠો રાખીને બોલ્યા " જો ! નંદકિશોર હું કાંઇ દૃઢ નિશ્ચય કરી શકતો નથી. આ તરફ એ સરલા

બાલા મ્હારે માટે આકુળ વ્યાકુળ બની ગઇ છે. ત્હેને કેવી રીતે અ-
ગાધ સાગરમાં ધકેલી શકું વળી એક તરફ મોગલ સલ્તનતનો નાશ
કરવાનો પ્રચણ્ડ અગ્નિ મ્હારા હૃદયને બાળ્યા કરે છે. હવે કયો માર્ગ
ગ્રહણ કરવો એ કાંઈ નિશ્ચય કરી શકાતો નથી તે બાળા મ્હને
બહુજ યાદ આવે છે. ત્હેની પ્રતિમા મ્હારી દૃષ્ટિ સમક્ષ હર વખત
તરી આવે છે. જો હું ત્હેને બચાવવા જઇશ તો મ્હારે મૃત્યુને
આધિન થવું પડશે કારણ કે કમલાદેવીને મ્હેં વચન આપ્યું છે કે,
હું ત્હારા સિવાય અન્ય કોઇની સાથે પ્રેમ બંધનથી જોડાઇશ નહિ
અને તેથી તે જાણી જશે તો મ્હારૂં આવીજ બનશે. તે મ્હારા સર્વ
પ્રપંચ શહેનશાહને જણાવી દેશે તથા અંતે મ્હારે વિષપાન કરીને
મૃત્યુને આધિન થવું પડશે હવે કયો માર્ગ ગ્રહણ કરવો કમલાદેવીના
પ્રેમનો સ્વીકાર કરવો કે હેમલતાના પ્રેમનો સ્વીકાર કરવો એ કાંઇ
ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. જો કમલાદેવીનો પ્રેમ સ્વીકારીશ
તો મ્હારે માથે મોટું કલંક લાગશે, મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ થશે,
અને સમય આવ્યે અકબરશાહને તે વાત જણાતાં મ્હારો વિનાશ
પણ થાય તેથી ત્હેની સાથે તો માત્ર બાહ્ય પ્રેમ દર્શાવવો એજ યોગ્ય
છે, અને જો હેમલતાનો પ્રેમ સ્વીકારૂં તો કમલાદેવીનો મ્હારા ઉપર
કોપ થશે, પણ ફિકર નહિ હેમલતા મ્હને પોતાના શુદ્ધ હૃદયથી
ચહાય છે, અને કમલાદેવી માત્ર કામ તૃષ્ણાથી એટલે કે અકબરશાહ
વૃદ્ધ થયા છે એટલે પોતાની વિષય વાસના પૂર્ણ કરવા મ્હારી સાથે
પ્રેમ બંધનથી જોડાય છે. વળી તે યવન છે એટલે ત્હેનો સ્વીકાર
કરવો એ અનુચિત છે. હેમલતા તો પવિત્ર રાજપૂત બાળા છે.
મારે માટે પોતાનો પ્રાણ અર્પે તેવી છે. વળી તે હજુ અવિવાહીતજ
છે. મ્હારે માટે તો તેણે સુરંજનનો ત્યાગ કર્યો છે, એટલે

સુરંજનના પ્રેમનો અસ્વીકાર કર્યો છે. અને કમલાદેવી તો માત્ર પોતાનું કાર્ય શ્રેય કરવાને માટેજ મને ચાહે છે. જેણે પોતાના પતિ શહેન-શાહનો ત્યાગ કર્યો એ મ્હને શું સુખી કરવાની હતી, માટે શુદ્ધ પ્રેમ તો હેમલતાની સાથેજ રાખવો, અને બાહ્ય યાને કૃત્રિમ પ્રેમ કમલા-દેવી સાથે રાખી ઉપરથી ત્હેને એમ બતાવવું કે હું ત્હેનો પોતાનોજ છું પણ હેમલતાને મળવાથી–ત્હેને મ્હારા મહેલમાં લાવવાથી મ્હારો આ મહત્ ઉદ્દેશ પાર પડી શકે ત્હેમ નથી. માત્ર ત્હમેજ આ ઉદ્દેશની સિદ્ધિ કરવામાં સહાયભૂત થાઓ એવી મ્હારી આશા છે. ત્હમે ચતુર નિપુણ છો. ત્હમેજ મ્હારા આધાર છો—મ્હારી ડૂબતી નૌકાના નવિક છો. કહો હવે મ્હારે શું કરવું. મ્હને કાંઇ પણ માર્ગ મળતો નથી— મ્હારૂં હૃદય ગભરાય છે. હેમલતા હરઘડી યાદ આવે છે. આવા કઠિન સમયમાં હું હવે કયો માર્ગ ગ્રહણ કરૂં."

પ્રિય પાઠકો! નંદકિશોર એ મહારાજ માનસિંહનો પરમ મિત્ર છે. તે અતિ ચતુર, કાર્ય સાધક અને હોંશિયાર છે. ત્હેણે ઉત્તર આપ્યું! "મહારાજ માનસિંહ! આપ અંબરનરેશ થઇને એક હેમલતા જેવી સાધારણ સ્ત્રીના ઉપર મોહિત થાવ એ કેટલી બધી શરમની વાત છે. આજે હેમલતા ત્હમને ચાહે છે, તો કાલે એવી અનેક રમણીયો ત્હમને ચહાશે, એટલે શું ત્હમે બધી રમણીયોના પ્રેમને સ્વીકારશો? મહારાજ આ આપની ભૂલ છે. જુઓ..........."

માનસિંહઃ—(વચ્ચમાંજ) એમાં ભૂલ શાની? સ્વાભાવિક રીતેજ હેમલતા મ્હને ત્હેના તરફ આકર્ષે છે. અન્ય સ્ત્રીઓની સાથે હું કદી પણ જોડાઉંજ નહિ. પરંતુ હેમતો મ્હને અતિશય પ્રિય છે. ત્હેને હું વિસરી શકું ત્હેમ નથી.

નંદકિશોરઃ—આવા પ્રેમને માટે આપે લીધેલી પ્રતિજ્ઞાનું આપ ઉલ્લંઘન કરશો ? શું પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ આપ જેવા શૂરવીર શિરોમણીનું ભૂષણ છે ?

માનસિંહઃ—નંદકિશોર ! તે રમણી મ્હારાથી વિસરાય તેમ નથી—તે રમણી મ્હારાથી કેમ વિસરી શકાય ? સાંભળઃ—

[1]પ્રિય સરલા કેમ વિસરાયે,
રહી હૃદય વસી પ્રમદા એ—પ્રિય.
ચંપક કળી ભલે હોય સુવાસિત, મધુકર નવ લોભાયે:
પ્રેમી વસ્તુને પ્રાણ અર્પતો, કેદી કમળમાં થાયે—પ્રિય.
ચન્દ્ર ભ્રાન્તિએ પ્રેમી ચકોરી, અગ્નિ પ્રીતથી ખાયે;
એજ સનાતન રીત પ્રીતની અન્યને શું સમજાયે—પ્રિય.

જેને જેની સાથે પ્રેમ લાગ્યો તે કેમ વિસરી શકાય માટે નંદકિશોર મ્હારાથી તે રમણી પ્રાણાંતે પણ વિસરી શકાશે નહિ."

નંદકિશોરઃ—"મહારાજ ! મ્હારૂં કહેવું માનો અને આ સર્વ વાત થોડી મુદ્દતને માટે મુલ્તવી રાખો. આનું પરિણામ વિકટ આવે ત્હેમાં શું સંદેહ છે ? કાર્ય સાધ્યાબાદ ગમે ત્હેમ કરો તોપણ વાંધો નથી. વળી સ્ત્રીમાં મોહાંધ બની પોતાના કાર્યથી પતિત થવું એ અતિ મહાન દોષ છે. આપને હજુ પ્રેમમાં સમય ગાળવાનો વિચાર હોય એમ લાગે છે. પણ મહારાજ યાદ કરોને આપણા પૂર્વજ પૃથ્વીરાજની શી દશા થઇ હતી માટે ત્હમારા પ્રેમને હમણાં બાજુ પર મૂકો ને કાર્ય શ્રેય કરવામાં સામેલ થાઓ.

---

૧ બુદ્ધદેવપરથી.

માનસિંહઃ નંદકિશોર હજુ તું પ્રેમથી અજાણ છે, એ શું છે ત્હેંનો ત્હને હજુ અનુભવ થયો હોય એમ જણાતું નથી સાંભળઃ—

પ્રેમ છે વેદાન્તનો સિદ્ધાંત, સિદ્ધ વિચારથી,
શુદ્ધ થાયે છે હૃદય સત્પ્રેમના સંચારથી;
પ્રેમ માનવ ધર્મ છે, સત્કર્મ—સદ્ વ્યવહાર છે.
પ્રેમ પ્યારો પતિત પાવન, શાન્તિનો આધાર છે.



પ્રેમ છે સ્વર્ગીય ભાવ, પ્રભાવ ત્હેનો છે વડો,
પ્રેમને અનુગત સદા, આનંદ આગે છે ખડો;
પ્રેમ એ સૌંદર્ય છે, સૌંદર્ય એ બસ સ્વર્ગ છે,
દેવ—દુર્લભ પ્રેમથી એ, પ્રાપ્ય પદ અપવર્ગ છે.



પ્રેમહીન હૃદય અહો સચમુચ ઉજ્જડ મસાણ છે,
પ્રેમ જેમાં છે નહિ, પ્રત્યક્ષ તે શયતાન છે;
પ્રેમ—પણ્ડિત એ પ્રકૃત 'અદ્વૈત' ને છે જાણતો,
ઇશને સંસારમાં સર્વત્ર સર્વમાં માનતો.



પ્રેમ એ ઐશ્વર્ય આત્માનું, અલૌકીક રત્ન છે,
પ્રેમ ઇશ્વર પ્રાપ્તિનો, ઉત્તમ સહજતમ યત્ન છે;
બુદ્ધ, ઇશા ઔર પ્રભુ ગૌરાંગ પ્રેમાચાર્ય 'તા,
લોકના આદર્શ ત્હેનાં લોકપ્રિય સત્કાર્ય 'તાં.



પ્રેમ નીરવ સાધના આરાધનાનો પંથ છે,
પ્રેમ ગૂઢ ગંભીર તત્વોથી ભર્યો સદ્ગ્રંથ છે.

પ્રેમના સાહિત્યમાં ભાષા નહિ છે, ભાવ છે,
ભાવના એ પ્રેમિયોનો સ્વયં સિદ્ધ સ્વભાવ છે.



છે પ્રેમને આધીન નભમાં જગમગાતી તારિકા,
છે બોલતી વનમાં 'લગન' વશ કોકિલા શુક સારિકા;
છે પ્રેમ સન્ચાલક સમીરણનો વિદિત સંસારમાં,
છે નભમાં શશિ, રવિભ્રમણ કરતા શુદ્ધ પ્રેમપ્રચારમાં.



કરિ ભેદ ગિરિવર-ગાત્રને, અવિચલ અલૌકિક ટેકથી,
જાતી જલધિની ઓર નદિયો પ્રેમના ઉદ્રેકથી,
ઘન–અંગમાં વિજળી સમાતી પ્રેમના ઉચ્છ્વાસથી,
શોભા વધારે ગુલ્મ દ્રુમની પ્રેમના આભાસથી.



પ્રેમ અક્ષય છે, અભય છે, પ્રેમ આદરણીય છે,
પ્રેમ યોગ, વિયોગ, તપ સંયોગ ફળ કમનીય છે;
પ્રેમ-પથના પ્રિય પથિક સંસાર-હિત કરતાં રહે,
સંકટોની સાધના સાહસ સહિત કરતાં રહે.



નંદકિશોર ! પ્રેમનાં સુત્રમાં આવી રીતે અનેક પ્રાણી–પદાર્થો બંધાએલા છે, અનેક ઋષિયો પણ બંધાયા હતા વળી સાક્ષાત પરમાત્મા પણ પ્રેમ સ્વરૂપજ[૧] છે. તો પછી મ્હારા જેવા ક્ષુદ્ર મનુષ્ય હેમલતા જેવી સુંદર સ્ત્રીને શી રીતે વિસરી શકે ? જ્યાં હૃદયજ

; (Love is God.)

પરવશ બની જતું હોય ત્યાં બળાત્કાર કરી ત્હેને પાછું ખેંચી લાવવાથી ઉલટું વિપરિત પરિણામ આવવા સંભવ છે. હેમલતા એજ મ્હારૂં સર્વસ્વ છે. હું ત્હેને માટે અનેક કષ્ટ વેઠવા તત્પર છું. ત્હારો ઉપદેશ જો કે મ્હને લાભદાયક નિવડે ત્હેમ છે. પરંતુ હેમલતાના પ્રેમે મ્હને મુગ્ધ બનાવી દીધો છે. ત્હેના પ્રેમનું આકર્ષણ પોતાની પ્રચણ્ડ ગતિથી મ્હને તે તરફ આકર્ષે છે. માટે ત્હમે મ્હને હેમલતા જલદી મળે તેવો ઉપાય બતાવો.

નંદકિશોરઃ—" મહારાજ આપનું પ્રેમ સંબંધી લાંબુ વ્યાખ્યાન સાંભળીને મ્હને કંટાળો ઉપજે છે. શું અંબરનરેશ થઇને આવી તુચ્છ વાતો મગજમાં રાખીને પોતાના કાર્યથી ભ્રષ્ટ થાવ એ યોગ્ય છે? અત્યારે એ પ્રેમની સર્વ વાતોને બાજુપર મૂકો કાર્ય શ્રેય કરવામાં સામેલ થાઓ. અન્યનો આશ્રય લઇને પણ ત્હમે ત્હમારા કાર્યમાં પ્રવૃત્ત થાઓ. પ્રથમ પ્રતિજ્ઞા પાર પાડો અને પછીથી પ્રેમમાં જોડાઓ. ભારતવર્ષમાંથી યવનોનું નિકંદન કરવા ધારેલા કાર્યમાં વિલંબ કરવાથી ધારેલી સર્વ ધારણાઓ ધૂળમાં મળશે; આપ સ્વયં વિજ્ઞ છો—પ્રસિદ્ધ પુરૂષ છો, બુદ્ધિમાન છો તેથી હું આપને ઉપદેશ આપવાને કોઇ પણ રીતે યોગ્ય નથી, તો પણ પોતાના સત્ય માર્ગ પરથી-પ્રતિજ્ઞાથી પતિત થતા હોય તેવા મનુષ્યોને અન્ય વ્યક્તિએ અલ્પ મતિના પ્રમાણે ઉપદેશ આપી ત્હેનું કલ્યાણ કરાવવું એ વધારે ઉચિત છે. અને ત્હેને અનુસરીનેજ આપને હું હજુ પણ કહું છું કે આપ અત્યારે હેમલતાનું નામ વિસરી જાવ કારણ કે તે આપના સુખના માર્ગમાં કણ્ટક સમાન છે."

મહારાજ માનસિંહ ક્ષણવાર સુધી શાંત રહ્યા પછી બોલ્યા. " ત્હમારી એ સર્વ વાત સત્ય છે પરંતુ હેમલતા એ કાંઇ

સામાન્ય રમણી નથી. હું તે પ્રાણપ્રતિમાને કીયા.કલેજાથી વિસરી શકીશ? હેમલતા મ્હારા સિવાય કાંઇ જાણતીજ નથી! મ્હારે માટે ત્હેણે માતા પિતા વિગેરે સર્વને ત્યજીને દીધાં છે. નંદકિશોર! હેમલતાની પેઠે રૂપ ગુણમાં આદર્શ સ્વરૂપ રમણી શું બીજી કોઇ પણ હશે? મ્હેં કમલા દેવીની પાસે પ્રતિજ્ઞા કરી છે કે હું કદી પણ કોઇ અન્ય રમણીની સાથે પ્રેમ–બંધનથી બંધાઇશ નહિ, તે તો માત્ર ત્હેને છેતરીને મ્હારૂં કાર્ય સાધવાને માટેજ, તે દુષ્ટાને મ્હારી પ્રપંચજાળમાં સપડાવીને અવશ્ય ત્હેને મ્હારો પ્રભાવ બતાવીશજ. ત્હેના જેવી તુચ્છ સ્ત્રી મ્હારા જેવા હીંદને કંપાવનાર રાજાને શું કરનાર છે. બસ. હેમલતા એજ મ્હારી અર્ધાંગના, એજ મ્હારા અંતરની અધિવાસિની. કમલાદેવી તો માત્ર એક ક્ષણવાર-માંજ વિનાશ કરી શકીશ. પરંતુ તે પહેલાં સલીમ અને અકબરનો નાશ કરી મોગલ સલ્તનતનો ધ્વંશ કરવાની ખાસ આવશ્યકતા છે. પણ ત્હેમાં આશ્રય કોનો લેવો? નંદકિશોર! તું ડરે છે શા માટે. વીર ક્ષત્રિયો પોતાનું કાર્ય સત્વર સફળ કરવાને શકિતમાન છે. હજુ તેઓ શકિતહીન કે પંઢ થઇ ગયા નથી. માટે હેમલતાને પણ મેળવીશું અને આપણું કાર્યપણ સત્વર શ્રેય કરી શકીશું.

નંદકિશોરઃ " મહારાજ આપની વીરતાથી તો સર્વ પરિચિતજ છે પરંતુ ત્હમે વીર છો એમ ધારીને બેસી રહેશો તો મહાન સંકટમાં સપડાઇ જશો—જીવથી માર્યા જશો—શું મોગલ શહેન-શાહની મહારાણી કમલાદેવીનો નાશ કરવો એ કાંઇ સહેલી વાત છે? અત્યારે તેજ ભારતવર્ષની સ્વામિની છે. અકબરશાહ ત્હેની મુઠ્ઠીમાં રમી રહ્યા છે. ત્હેના સૌંદર્યમાં મુગ્ધ બનીને–લાવણ્યકૂપમાં ગોથાં ખાઇ રહ્યા છે ત્હેના દાસ બની ગયા છે. મ્હોબ્બત પણ ત્હેની આગળ કાંઇ

ચાલી શકતું નથી. સલીમ, આજીમખાં અને અન્ય અમીર ઉમરાવો ત્હેના ત્રાસથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. એની કૃપાથી અમીર ફકીર બન્યા છે અને બને છે તથા ફકીર અમીર બન્યા છે, તે ત્હમારા ઉપર અત્યારે સંપૂર્ણ રીતે મુગ્ધ બની ગયેલ છે. ત્હમને રાજ્ય આપવાને તત્પર છે તો પછી ત્હેની સાથે બગાડીને પણ ઉલટા શા માટે યુદ્ધમાં ઉતરી હેરાન થવા ધારો છો? તે ત્હમને પુરતી સહાય આપી ત્હમારા કાર્યમાં સહાય ભૂત થશે. જો ત્હમે ત્હેના તરફ જરાએ વિરૂદ્ધ વર્તન કરશો તો હેરાન થશો.

વળી, દિલ્હીના સમ્રાટ્‌ની પ્રિયતમ રમણી જગદ્વિખ્યાત કમલાદેવી આપના ઉપર મોહી રહી છે. રૂપમાં, ગુણમાં, માનમાં તે હેમલતાના કરતાં કઈ બાબતમાં અપૂર્ણ છે? તે માત્ર આપનેજ ચાહે છે તે ઉપરાંત દિલ્હીનું સિંહાસન સુદ્ધાંત આપવાને પ્રસ્તુત છે. આવા સુઅવસરે આપને બીજે લક્ષ આપવું એ યોગ્ય છે? સમયને આધિન થઇ હાલ તો હેમલતાને વિસરી જાઓ. સમય આવે ત્યારે—કાર્ય સિદ્ધ થાય ત્યારે કમલાને બાજુએ મૂકી હેમલતાને મેળવજો પણ અત્યારે તો કમલાને ત્હમારા પક્ષમાં રાખી ભારતવર્ષના સમ્રાટ્ બનવાની કોશિશ કરો. આપને વધારે વાકયો કહીને કંટાળો આપવો એ શું મ્હારે માટે યોગ્ય ગણાય કે?

માનસિંહ:—નંદકિશોર! ત્હમે બુદ્ધિમાન હોવા છતાં નિર્બુદ્ધિની માફક કેમ વાત કરો છો? જે વિશ્વાસઘાતિની કામિની પોતાના પતિનો વિનાશ કરીને એક બીજી વ્યક્તિના હાથમાં રાજ-સિંહાસન અપાવવાને ઉદ્યત થઈ છે ત્હેનો વિશ્વાસ કેવી રીતે આવી શકે? પો-

તાના પગપર હાથે કરીને કુહાડો મારનાર સ્ત્રીનો સંગ કરવાથી સમય આવ્યે મ્હારે પણ મરણને શરણ થવું પડે. હું તે દુષ્ટા સાથે શુદ્ધ પ્રેમથી જોડાવા ચાહતો નથી. વ્યભિચારીણી સ્ત્રી માત્ર વિષયનીજ તૃષ્ણાવાન હોય છે. ત્હેને નિર્મળ કે દીવ્ય પ્રેમનું જ્ઞાન હોતું નથી, પ્રેમ શું છે એનો ત્હેને સ્વપ્નમાં પણ ખ્યાલ આવતો નથી. પોતાના નહિ જેવા ક્ષણિક સુખને માટે તે પોતાની વ્હાલીમાં વ્હાલી વસ્તુનો પણ વિનાશ કરે છે. તેથી ત્હેના પિશાચી પ્રપંચમાં સપડાઇને મ્હારી જીંદગીને જોખમમાં નાખવી એ મ્હને તદ્દન અયોગ્ય લાગે છે. માટે હું ત્હેને માત્ર કાર્ય સિદ્ધિને અર્થેજ મ્હારા કૃત્રિમ પ્રેમમાં સપડાવા ઇચ્છું છું. તે દુષ્ટ–કુલટા કામિનીનો પોતાની અર્ધાંગના તરીકે સ્વીકાર કરી લેવો એના જેવું બીજું મહાન પાપ કયું છે?

નંદકિશોરઃ—" ત્યારે શું આપ ત્હેના ભયથી આપના ઉદ્દેશ છોડી દેવા ચાહો છો? મહારાજ! ત્યારે હવે મ્હને અહિંથી રજા આપો. જો હું આપની સોબતમાં વધારે દિવસ રહીશ તો ત્હમારા જેવો બ્હીકણ બની જઇશ અને મ્હારા કાર્યથી પતિત થાતાં શીખીશ–" આમ કહીને તે ચાલતો થયો.

ત્હેને ચાલ્યો જતો જોઇને માનસિંહે ત્હેનો હાથ પકડીને કહ્યું. " નંદકિશોર! આમ ક્રોધિત થઇને શામાટે ચાલ્યા જાઓ છો, શું એ ત્હમારૂં કર્તવ્ય છે ક્રોધ ન કરો. મ્હારે અત્રે ત્હમને બોલાવવાનું પ્રયોજન શું છે? એ ત્હમે જાણ્યા પૂર્વે તો ચાલ્યા જાઓ છો એ કેવું અયોગ્ય કહેવાય. ત્હમારાથી જો બની શકે તો હેમલતાને સમજાવીને શાંત કરો. એક વાર ભારતના સિંહાસન ઉપર બેસી ગયા તો પછી આ દુનિયમાં કોની સ્પૃહા છે. કમલાદેવી જેવી નાદાન રમણી

પછી મ્હને શું કરી શકે ત્હેમ છે. પણ હાલતો ત્હેમ બનવું અસં- ભવિત છે, માટે ત્હમારી સલાહનું અનુકરણ કરવું એ વધારે યોગ્ય છે. સમય પ્રમાણે વર્તતાં શીખવું એ સાંપ્રત સમયને અનુસરતું છે. પરંતુ હવે કયો માર્ગ ગ્રહણ કરવો? મ્હારૂં મન અનેક ચિંતાઓના માર્ગમાં રખડી રખડીને હવે કંટાળી ગયું છે. મ્હારૂં મગજ આ સં- બંધમાં કાંઇ પણ નિર્ણય કરી શકાતું નથી—માટે બોલ હવે હું શું ઉપાય યોજું તો બન્ને વસ્તુ—ભારત સામ્રાજ્ય અને હેમલતા પ્રાપ્ત કરી શકાય?

નંદકિશોરઃ "મ્હારી સલાહ તો આ પ્રમાણે છે કે ત્હમે કમલા- દેવીને ફસાવો અને થોડા સમયને માટે હેમલતાને હૃદયથી વિસારો. ત્હમે જો વીર પુરૂષ તરીકેનું અભિમાન ધરાવો છો! તો પછી કમલાદેવી જેવી સ્ત્રીને નહિ કાબુમાં રાખી શકો? સ્ત્રીને કાબુમાં રાખી પોતાના કાર્યમાં પરિપૂર્ણ રીતે ફતેહમંદ નિવડે તેવાઓનેજ ધન્યવાદ આપવો ઘટે છે. માટે આપ કમલાને કાબુમાં રાખીને આપના કાર્યમાં વિજય- વંત થાઓ."

માનસિંહઃ—"પરંતુ એમ કરવામાં તો વખત ઘણો વહી જશે અને તેથી મ્હારા વિયોગને લીધે મ્હારી જીવન સખી, હૃદયેશ્વરી હેમ- લતા અત્યંત દુઃખી થશે તો? તે દુઃખી થાય એવું કોઇપણ કાર્ય મ્હારાથી બની શકે ત્હેમ નથી. કદાપિ મ્હારા ગયા પછી ત્હેને મોગલો ત્રાસ આપી સતાપે તો ત્હેની શી ગતિ થાય!"

નંદકિશોરઃ—"મહારાજ! હું પ્રાણાંતે પણ હેમલતા ઉપર કષ્ટ પડવા દઇશ નહિ. મોગલો જો ત્હેના તરફ કુદૃષ્ટિ નાંખશે તો હું ત્હે-

મની આંખોજ ફોડી નાંખીશ, માટે ત્હેને વિસરી જાઓ, શું વીર પુરૂષો સમરભૂમિમાં જતી વખતે પોતાની પત્નીઓમાં મોહાંધ બની પોતાના કાર્યથી ભ્રષ્ટ થતા હશે? નહિ મહારાજ! તેમ કદી પણ બની શકે નહિ. જો કમલાને ત્હમારી કરશો તોજ સલ્તનત મેળવી સુખી થઇ શકશો. તથા પ્રભુ ઇચ્છા હશે તો હેમલતા પણ પ્રાપ્ત કરી શકશો. માટે સુખેથી નિશ્ચિંત ચિત્તે આપ ત્હેને મૂકીને કાર્ય સાધવામાં સામેલ થાઓ.

માનસિંહઃ—નંદકિશોર! ત્હમારૂં કહેવું સત્ય છે. ધન્ય છે ત્હમારા જેવા મિત્રોને કે મ્હારા જેવા ક્ષત્રિય કુમારને જાગૃત કરી ચેતન આપ્યું. મ્હને હવે પૂર્ણ રીતે મ્હારૂં કાર્ય સિદ્ધ કરવાની ઉત્કંઠા થઈ છે, હું તે નીચ યવનોને નર્કના દ્વારમાં પહોંચાડી, મોગલ સલ્તનતને મ્હારે હસ્તક કર્યા પછીજ શાંત થઇશ. પણ, હું ત્હેમની સાથે વિગ્રહમાં રહું ત્યાં સુધી હેમલતાને ત્હમે સંભાળજો, દિલાસો આપજો, તથા કોઇપણ જાતનું દુઃખ પડવા દેશો નહિ.

નંદકિશોરઃ—" મહારાજ! આપ સુખેથી આપના કાર્યમાં પ્રવૃત્ત થાઓ, હું હેમલતાને જરાપણ કષ્ટ પડવા દઇશ નહિ. મહારાજ! આપની અર્ધાંગના તે મ્હારી માતા બરાબરજ છે. માટે જરાએ ચિન્તા કરશો નહિ. હું ત્હેને એવી રીતે સમજાવીશ કે તે નિરંતર આપની ઇચ્છાનુસારજ રહેશે. હવે સમય બહુજ વીતી ગયો છે માટે હું વિદાય લઉં છું."

માનસિંહઃ વારૂ, નંદકિશોર! ત્હમે ખૂશીથી જાઓ, દિવસ અસ્ત પામવા આવ્યો છે, માટે ત્હમે જઇને પૂજાની તૈયારી કરો, મ્હેં કરેલી ભલામણ પ્રમાણેજ હેમલતા તરફ વર્તજો.

નંદકિશોરઃ—મહારાજ ! જેવી આપની આજ્ઞા. આપના કહેવા મુજબજ સર્વ રીતે ત્હેને સુખી કરવાના ઉપાયો લઇશ. હવે હું અહિંથી પૂજાની તૈયારીની વ્યવસ્થા કરાવવા માટે જઉં છું.” એમ કહીને નંદકિશોર ચાલ્યો ગયો.

મહારાજ માનસિંહ પુનઃ ચિન્તાસાગરમાં ડૂબી ગયા. ત્હેના મનમાં અનેક પ્રકારના તર્ક વિર્તક થતા હતા એવામાં ત્યાં એક અસિમર્મધારી ( ઢાલ તરવાર વિભુષિત ) વીર પુરૂષનો પદ–ધ્વની સંભાળવાથી ત્હેની સમાધિનો ભંગ થયો—આગંતુ પુરૂષને સહાસ્ય મુખથી પોતાની જોડે બેસાડીને માનસિંહે પૂછ્યું. “ ભાઇ, શું સમાચાર છે ? સર્વ કુશળ છે ને ? ત્હમે ત્હમારા કાર્યમાં વિજયી નિવડયા કે કેમ ?

યુવકે ઉત્તર આપ્યુંઃ “વડીલ બંધુ ! આપના આશીર્વાદથી સર્વ કુશળ છે અને મ્હને મ્હારા કાર્યમાં કાંઇક અંશે વિજય પણ મળ્યો છે.”

માનસિંહઃ “ ભાઇ ! બે ચાર દિવસ પહેલાં રામગિરિ પર્વત પાસેની પહાડી ભૂમિપર જે રોમાંચકારક ઘટના બની છે ત્હેના પ્રયોજક ત્હમે છો કે બીજું કોઈ છે ?

મહારાજ માનસિંહની ઉપરોક્ત વાત સાંભળીને નવીન આગંતુક યુવકને સ્હેજ હસવું આવ્યું.

યુવકને હસતો જોઇને માનસિંહે પુનર્વાર કહ્યુંઃ ત્હમે કેમ હસો છો. એમાં શું રહસ્ય સમાએલું છે તે મ્હને તો જણાવો.

યુવકઃ જ્યેષ્ટ બંધુ, આપને મ્હેં થોડી મૂદ્દત અગાઉ સર્વ વાત જણાવી હતી. છતાં પણ શામાટે વિસરી જાઓ છો. મ્હેં સામંતસિંહ જેવું ગુપ્ત નામ રાખીને મોગલ શહેનશાહના ખજાના ઘણીવાર લું

લીધા છે, ત્હેના સામ્રાજ્યની દોલત, માલ–મિલ્કત વગેરે મ્હેં ઘણું લૂંટીને એકત્ર કર્યું છે. વળી, આજથી બે ચાર દિવસ પહેલાં શેરખાંને પણ મ્હેંજ લૂંટીને બંધન યુકત કર્યો છે.

માનસિંહ: "ભાઇ, ત્હમે ઘણાંજ ઉત્તમ કાર્ય કર્યાં છે, ત્હેની પ્રશંસા મ્હારાથી થઇ શકે ત્હેમ નથી. ત્હમે ત્હમારા કાર્યમાં પૂર્ણ વિજયી થઇ શકયા છો. સામંતસિંહ નામ રાખીને આખા સામ્રાજ્યને ડગમગાવી મૂકયું એ ત્હમે ઘણુંજ પરાક્રમ બતાવ્યું છે. વળી મ્હેં સાંભળ્યું છે કે બહેરામખાં પણ ત્હમારો આજ્ઞાકારી બન્યો છે અને આપણા કાર્યમાં મદદગાર પણ થાય ત્હેમ છે. પણ કહો તો હવે આપણે કઇ ચીજની અગત્યતા? આપણે હવે કયી કયી વસ્તુઓ એકત્ર કરવાની બાકી છે?"

યુવકે સ્મિત હસીને કહ્યું. "હવે કોઇપણ ચીજનો અભાવ હોય એમ મ્હને જણાતું નથી. આજથી બે ચાર દિવસ પૂર્વે ૩૦ કોટી મહોરો મળી છે અને શેર અફઘાન કેદી બન્યો છે."

"શેરખાં કેદ પકડાયો છે?" વિસ્મિત થઇને મહારાજ માનસિંહે પૂછ્યું. "શું ત્હમે ત્હેને હરાવ્યો? પરાજિત કર્યો?"

"હા આર્ય! આપના શુભ આશીર્વાદથી ત્હેમજ થયું છે. જગતનિયંતાએ સર્વ કાર્ય સુલભજ કર્યું છે!" વિનિત ભાવથી દેવસિંહે કહ્યું.

પ્રિય પાઠકો! બન્ને રાજપુત વીર પુરૂષોના સંવાદ ઉપરથી આપને શું માલમ થયું? સામંતસિંહ અને દેવસિંહ ઉભય એકજ વ્યક્તિ છે. દેવસિંહ પોતાનું સ્વરૂપ બદલવામાં, સર્વ સ્થળે વિજય મેળવવામાં ઘણો ચતુર છે, તે કયારેક યોદ્ધા, કયારેક મુસલમાન, કયારેક લૂંટારો

ક્યારે બ્રાહ્મણ–સંન્યાસી, એવા અનેક પ્રકારનાં રૂપ ધારણ કરીને તે પોતાના અનુચરોની સાથે લગભગ સર્વ સ્થળે ભ્રમણ કર્યા કરતો હતો. અને સમ્રાટ્ અકબરશાહના સેનાપતિ—મંત્રીઓના કાર્યની દેખરેખ રાખ્યા કરતો હતો. રાજ–ભવન, ભીષણ દુર્ગ અથવા દરિદ્રની કુટીરમાં પણ દેવસિંહ અગર તો હેના ગુપ્ત અનુચરો ફર્યા કરે છે. દેવસિંહ ત્રણ ચાર વાર કેદ પણ પકડાઇ ગયો હતો. હેને ફાંસીની આજ્ઞા પણ મળી ગઈ હતી, પરંતુ હેને મારનાર જલ્લાદજ હેનો મિત્ર નિકળ્યો અને તેથી તે બેચાર વાર કાળના મુખમાંથી પણ બચી ગયો. દશ વર્ષ થયાં, હેને પકડવા માટે સ્વયં અકબરશાહે પણ અત્યંત પ્રયત્નો કર્યા હતા. પરંતુ તે સર્વ વિફળ ગયા. ત્યારે એક હુકમ બહાર પાડવામાં આવ્યો કે, જે કોઈ મનુષ્ય સામન્ત (દેવ) સિંહને પકડી લાવશે હેને એક લાખ રૂપિયા ઇનામ આપવામાં આવશે.

માનસિંહે પોતાના ભાઇને છાતી સાથે ચાંપીને કહ્યું: ધન્ય છે વીર દેવસિંહ ત્હને ધન્ય છે! હજુ પણ ભારતવર્ષની પવિત્ર વીર વસુંધરાનાં સંતાનો નિર્માલ્ય નથી થઇ ગયાં! જ્યાં સુધી ત્હારા જેવા પરાક્રમી, સ્વદેશાભિમાની પુરૂષો આ દેશમાં વસે છે ત્યાં સુધી તે દેશ કદી પણ કષ્ટ પામનાર નથી–ત્યાં સુધી હેને લેશ માત્ર પણ આંચ આવનાર નથી. પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે ત્હમે જે જે કષ્ટો સહન કર્યાં છે, હેનો બદલો પરમાત્મા અવશ્ય આપશેજ! ભાઇ! ત્હમે મ્હારે માટે શું શું કષ્ટ સહન નથી કર્યાં? ધન્ય વીર બન્ધુ ત્હમારા પવિત્ર કાર્યને ધન્ય છે! ભારત માતાનાં સંતાનોને ત્હમારા જેવા એકવચની, સ્વદેશાભિમાની, બુદ્ધિમાન અને શૂરવીર તથા નિપુણ પુરૂષો થવાનીજ આ સમયે અગત્ય છે. મહારાજા પૃથ્વીરાજ, રાણા સમરસિંહ

અને મહાન વીર કર્ણ પણ આજ વીરપ્રસુતિ ભારતભૂમીમાંજ ઉત્પન્ન થયા છે, અને ત્હેમનાં નામ અધાપિ પર્યંત ઇતિહાસનાં પૃષ્ઠોપર સોનેરી અક્ષરોથી ચળકી રહ્યાં છે. તેવાજ વીરોની અત્યારે પણ આપણે અગત્ય છે. ભાઈ! ત્હમે ત્હમારા વડીલ બંધુની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ખાતર કેવી કેવી મહાન વિડંબનાઓ અને ઉપાધિયો વેઠી છે. ત્હેનો બદલો પ્રભુ ત્હમને અવશ્ય આપશેજ. જેમના હૃદયમાં પોતાની માતૃભૂમિને સુખી કરવાનો —ત્હેમનાં પિડિત અને કષ્ટ વેદના ભોગવતાં સંતાનોને બચાવવાનો તથા અત્યાચારીઓના ત્રાસથી બચાવવાનો વીર ઉત્સાહ વ્યાપી રહ્યો છે તેવાઓજ આ જગત્‌માં અમર નામના કરતા જાય છે. દેવસિંહ! ત્હમે મ્હારે માટે તથા આપણી પરમ પૂજનિય ભારતમાતાનો ઉદ્ધાર કરવાને માટે જે શ્રમ વેઠયો છે અને અધાપિ પણ વેઠો છો તે માટે હું ત્હમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પ્રભુ ત્હમને કુશળ રાખે અને આપણુને આપણાં કાર્યમાં વિજયી કરે એ તે મહાન પિતા પાસે મ્હારી નમ્ર યાચના."

દેવસિંહઃ વડીલ બન્ધુ! આપ મ્હને આટલું બધું માન શા માટે આપો છો. મ્હેં મ્હારા કર્તવ્ય ઉપરાંત શું કર્યું છે? કાંઇજ નહિ! હજુ પણ મ્હારૂં કર્તવ્ય અપૂર્ણ છે, તેથી હું આપ જે ધન્યવાદ અને પ્રશંસા કરો છો ત્હેને માટે અયોગ્યજ છું. શું વીર યુવકો પોતાની માતૃભૂમિનો ઉદ્ધાર કરવામાં—અન્ય દુષ્ટ વ્યક્તિના અત્યાચારથી—પરિતાપથી બચાવવામાં કાંઇક પરિશ્રમ વેઠે છે તો ત્હેમાં કાંઈ નવાઈ કરે છે? કદી નહિ! તેઓ તો માત્ર પોતાનું કર્તવ્યજ બજાવે છે. નહિ કે પોતાના દેશબંધુઓ ઉપર પાડ કરે છે! રાજાઓનો—વીરપુરૂષોનો અને વિશેષ ક્ષત્રિઓનો ધર્મ દેશમાં શાંતિ પ્રસરાવી પ્રજાને સુખ આપવાનોજ

છે. મહારાજ ! આપ મ્હને અલંકારિક ભાષાથી મ્હારાં વખાણ કરી નાહક ત્રાસ ન ઉઠાવો ! આપ મ્હારા વડિલ બન્ધુ છો ! હું આપનો દાસ છું. મ્હેં શું કર્યું છે ? યાદ કરો, આપણા કુળભૂષણ મહારાજા રામચંદ્રજી અને લક્ષ્મણજીનું દૃષ્ટાંત ત્હેની આગળ હું શું વિસાતમાં છું ? ક્યાં લક્ષ્મણજીનો નિઃસ્વાર્થ અને પરમ દૈવી પ્રેમ ક્યાં ? ત્હેમની રાજ્ય તરફથી અવગણના ? વળી ભરત કે જેને રાજ્યની ગાદી મળી ચૂકવાની તૈયારી પણ પોતાના કર્તવ્યની ખાતર કરેલી અવગણના ? શું એ બધાં પવિત્ર અને શુદ્ધ આચરણોવાળા મહાત્માઓના કર્તવ્ય આગળ મ્હેં મ્હારૂં કાર્ય લક્ષ અંશે પણ બજાવ્યું છે નહિજ ! ભ્રાતા ? હું આપનો ઉપકાર માનું છું કે આપના પ્રસાદથીજ મ્હેં કિંચિત માત્ર કર્યું છે પણ આપ જેટલે અંશે પ્રશંસા કરો છો તેટલે અંશે મ્હેં કાર્ય કર્યું નથી. હશે ! હવે એ વિષયને જવા દ્યો. મ્હને માત્ર મ્હારી માતૃભૂમિને મોગલોના અત્યાચારથી સત્વર મુક્ત કરવાની તીવ્ર જીજ્ઞાસા છે માટે ત્હેમનો જેમ બને ત્હેમ જલદી સંહાર કરવો જોઇએ એજ મ્હારો મૂખ્ય ઉદ્દેસ્ય છો.

માનસિંહઃ દેવસિંહ ! મોગલ શહેનશાહતના માલિક અકબરશાહ પાસે દ્રવ્ય, સૈન્ય વગેરે પૂષ્કળ છે. ત્હેના પક્ષમાં અનેક વીર યોદ્ધાઓ પણ સામેલ છે. અને તેથી આપણે તૈયાર થયા સિવાય, એકદમ સાહસિક કાર્ય કરવું એ અયોગ્ય છે, વળી અત્યારે આપણો આધાર પણ કોણ છે ! મ્હેં કરેલી ભયંકર ભૂલ અત્યારે આપણને વિઘ્ન રૂપ થઇ પડે એ સંભવિત છે. કારણ કે, દરેક પવિત્ર રાજપૂત ભૂપતિઓથી વિમુખ થઇને અને ન્યાત જાતથી ભ્રષ્ટ થઇને મોગલ–શહેનશાહને ત્યાં ભગિની તથા પુત્રીનાં લગ્ન કર્યાં છે, જેથી જે મળવાની આશા હતી

તે પણ વ્યર્થ ગઇ. વીરશ્રેષ્ઠ રાજપૂત કૂળ–ભૂષણ મહારાણા પ્રતાપનો પણ હું કટ્ટો શત્રુ થઇ બેઠો છું. જો હું પ્રથમથીજ ત્હેમની સાથે સારી રીતે વર્ત્યો હોત તો અકબર જેવા સેંકડો બાદશાહને જડમૂળથી ઉખેડી નાખવાને શક્તિમાન થઇ શકત, પરંતુ તે પણ વ્યર્થ તેથી હવે આપણે આપણા કાર્યને થોડા સમય સુધી મુલ્તવી રાખી ધીમે ધીમે કાર્યસિદ્ધિ કરીશું. હાલ તો કોઇ વીર રાજપૂતોની મદદની આશા રાખવી એ પણ વ્યર્થ છે. માટે હમણાં તો શાંત થાઓ. સમયે આવે જોઇ લઇશું.

દેવસિંહ: "ભાઇ! મ્હને આપના આ શબ્દો સાંભળી ને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે! આપ જેવા વીર પુરૂષોજ જ્યારે આમ અન્યના ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેશે તો પછી તે કાર્ય કદી પણ સફળજ થશે નહિ. કાર્ય સાધવામાં હંમેશાં ચપળ અને ઉત્સાહિત રહેવું. અત્યારનો સમય આપણે વિજય મેળવી શકીએ તેવો છે. કારણકે બાદશાહ વૃદ્ધ થઇ ગયા છે અને તેથી રાજ્ય તરફ જરા પણ ધ્યાન આપતા નથી. સલીમ પંજાબ તરફ ગયો છે ને ત્હેને આવવાને પણ હજુ વાર છે. વળી તે અવિચારી અને ઉન્મત્ત છે—મહેરના પ્રેમ પાછળ પ્રેમાંધ બનીને દિવાનો થઇ ગયો છે. બહેરામ પણ આપણા પક્ષમાં ભળીને સહાય આપવા બંધાયો છે. શેરખાં કેદી બન્યો છે. માત્ર મહોબ્બત જાગૃત છે તો તેનો ધ્વંશ કરતાં કેટલી વાર લાગે ત્હમ છે? વળી કમલાદેવી પણ આપના પક્ષમાંજ છે!"

માનસિંહ: "તોપણ ધીરજ રાખવામાં વધારે લાભ છે. કારણ કે મહોબ્બત એ કાંઇ જેવો તેવો વીર નથી. તે આપણા જેવા અનેક વીરોને પરાજિત કરવાને શક્તિમાન છે. કદાપિ આપણા દુર્ભાગ્યે તે

ચેતી જાય તો આપણો તરતજ ધ્વંશ થઇ જાય તથા આખરે અંબ-
રના રાજ્યને પણ ખોવું પડે માટે હમણાં સબુર કરો.

દેવસિંહઃ આપણે કોઇની સ્પૃહા નથી. પ્રભુએ જેમ ધાર્યું હશે
ત્હેમ થશે. ચિંતામાંને ચિંતામાં બેસી રહેવાથી કાંઇ વળી શકે ત્હેમ
નથી. પુરૂષાર્થને અંતે વિજય મળે છે.” એમ કહીને તે પુનઃ બોલવા
લાગ્યો:—

“અમે તો ક્ષત્રિયોનાં બાળ ?
અમારો રામજી રખવાળ !
અમારી નહિ દિલે દરકાર—હમારી ભૂમિને માટે.

ભલે બ્રહ્માંડમાં નહિ સ્થાન
ભલે જૂદો જણાતો જાન !
અમે તો યુદ્ધમાં મસ્તાન હમારી ભૂમીને માટે.

પૂરાણા વીર જે શિર છત્ર—
ની અંગે લગાવી ભસ્મ !
ધરૂં હસ્તે અસિ થઈ મસ્ત હમારી ભૂમિને માટે.

અમે તો વીરના કુમાર !
સદા યુદ્ધ રક્તમાં ન્હાનાર !
અખંડ વીર રસ પી અને પાનાર—અહો આ જન્મને સાટે !
અમે તો ક્ષત્રિયોના કુમાર.

મહારાજ હું તો મ્હારૂં કાર્ય આરંભ્યું છે તે પૂર્ણ કર્યા પછીજ
શાંતિથી બેસીશ. મોગલોને ચૂર્ણ વિચૂર્ણ કરી ત્હેમના રક્તથી ન્હાય

ભૂમિના પૂર્વજોનું કલંક ધોઇશ ત્યારેજ મ્હને અલૌકિક આનંદ પ્રાપ્ત થશે તે સિવાય મ્હને જરા પણ ચેન પડે ત્હેમ નથી.

માનસિંહ: દેવસિંહ ! આમ એકદમ ગુસ્સે થવાથી કદી પણ કાર્યમાં વિજય મળતો નથી, તો પણ ત્હારી ઇચ્છા જલદી યુદ્ધ કરી આર્ય સંતાનોને–ભારત ભૂમિને મોગલોના તાબામાંથી મુક્ત કરવાની છે તો હું પણ ત્હને બનતી મદદ આપવા તત્પર છું. પ્રભુ સર્વ સારૂં કરશે. ભારતદેવી થોડાજ સમયમાં આર્ય છત્ર નીચે આનંદ માણશે. ત્હમે સલીમ અને મ્હોબ્બતખાંને પતન કરવાની ચેષ્ટા કરતા રહેશો. તેમ થવાથીજ હું જાણીશ કે આપણું કાર્ય થોડા સમયમાં પ્રભૂ વિજય સહિત પરિપૂર્ણ કરાવશે.”

એમ કહીને મહારાજ માનસિંહ અંતઃપુરમાંથી બહાર ચાલ્યા ગયા અને દેવસિંહ પોતાના મનમાં કાંઇક ચિંતા સહિત વિચાર કરવા લાગ્યો.



## તૃતીય પરિચ્છેદ.

### શિવ-પૂજા.



ભગવાન ભાનુદેવ પશ્ચિમ દિશા ભણી વળવા લાગ્યા. રવિ વિયોગથી મીંચાઈ જતાં કમળો ઝાંખાં જણાવા લાગ્યાં. દિશાઓનાં પટ રક્ત થતાં જણાયાં અને રાત્રિનું મૂખ શ્યામતા ધારણ કરતું જણાયું; પુનઃ ભગવાન ભાનુદેવની સાથેજ દિવસ શ્રીનો સમાગમ થશે એવી આશાથી પ્રચણ્ડ કિરણોએ પણ પોતાનો પ્રકાશ ધીમે ધીમે ઘટાડીને દિનપતિની સાથેજ અસ્ત પામવાની તૈયારી કરવા માંડી. સાયંકાળ સમયે અનેક પક્ષિયોનાં ટોળાંને ટોળાં પોતાના માળાઓ તરફ જતાં જણાવા લાગ્યાં. તેઓ લાઇનબંધ થઇને જતાં હોવાથી નિલાંબરની શોભા કાંઇક જૂદાજ પ્રકારની બની ગઈ.

અંબર નગરની પૂર્વ દિશા તરફ "હિરણ્યકાનન" નામનું એક વિશાળ અરણ્ય છે તે અરણ્યની અંદર "વિલ્રાચળ" નામનો એક અતિ સુંદર મનોહર પહાડી પ્રદેશ છે. એ ગિરિ-શૃંગઉપર શ્વેત પત્થરના મંદિરમાં દેવાદિ દેવ શ્રીમહાદેવની એક મૂર્તિ છે. એને લોકો "વામદેવ" કહે છે. વામદેવ માનસિંહના કૂળ-દેવ છે. ત્હેમની શ્રદ્ધાસહિત આરાધના કરીને માનસિંહે કેટલીકવાર ભયંકર વિપદથી નિસ્તાર મેળવ્યો હતો. એ શિવ-મન્દિરની નીચે એક ઝરણું વહે છે. ત્યાં આગળ કેટલેક સ્થળે પત્થરની અંદર ક્યાંઇક બહાર તે સલિલ-પ્રવાહ નિરંતર મધુર

ઝરઝર નાદ કરતો કરતો વહી રહ્યો છે. મન્દિરમાં સુવર્ણના થાળમાં પૂજાની સામગ્રી રાખવામાં આવેલી છે. દીપદાનમાં દીપક પ્રકાશી રહ્યો છે. પુષ્પ પાત્રમાં વિવિધ પ્રકારનાં ખીલેલાં પુષ્પો રાખવામાં આવેલાં છે. ત્હેની સુવાસ સ્વર્ગ સુધી પ્રસરી રહી છે. ધૂપ, ગૂગળ આદિની મનોહર ગંધથી ચારે દિશાઓમાં સુગંધી ફેલાઇ ગઇ છે. આમ જુઓ, મહારાજ માનસિંહ આ એકાંત સ્થાનમાં, આ ગંભીર નિસ્તબ્ધ દેવ–મંદિરમાં એકલા કુશાસનપર બેસીને કુસુમાંજલિ આપી રહ્યા છે. ક્યારેક ભિંજાએલાં વસ્ત્રે થઇને દેવાદિદેવ ભગવાન ભવાનીપતિને ભક્તિભાવથી પ્રણામ કરે છે. ક્યારેક, નેત્ર બંધ કરીને મન એકાગ્ર કરીને પોતાના માનસ–પટપર મહેશ્વરની તે રૂદ્ર–મૂર્તિનું ધ્યાન ધરે છે, ક્યારેક એકાગ્ર મન કરીને મહેશની આરાધના કરે છે.

મહારાજ માનસિંહ પોતાના ચિત્તના અનેક વિકારોને દબાવીને–જગતમાં બનતી અનેક ઘટનાઓનું વિસ્મરણ કરીને–પોતાના હૃદયની અન્ય વૃત્તિઓને સ્થિર કરીને એકાગ્ર ચિત્તે દુનિઆના દેવશ્રીમહેશનું ધ્યાન ધરીને–ત્હેમની અનેક રીતે–મન, વચન અને કાયા થકી ભક્તિ પ્રદર્શિત કરી રહ્યા છે.

આવી રીતે ઘણા સમય સુધી પ્રભુચિંતવન કર્યા બાદ મહારાજ માનસિંહ પુનઃ ઇશ્વરસ્તુતિ કરવા લાગ્યાઃ—

[1]"હે પિતુ માત જીવન યૌવન વિભુ,
સ્વિકારો મમ ભક્તિ રે;—હે પિતુ.
લ્યો મમ સેવા તમ પદ માંહે,
દ્યો મુજને ચિત્ત શક્તિ રે;—હે પિતુ.

---

૧. એક ગુર્જર કાવ્યપરથી વધારા ઘટાડા સાથે.

કરૂં હું સેવા વિભુ સ્નેહથી ત્હમારી,
માનું હું આનંદ મહત્તિ રે;—હે પિતુ.
જીવનનું સાર્થક્ય જ એ છે,
શક્તિ ભરો મમ હૃદયે રે;—હે પિતુ.
હે દિનબંધો! રક્ષા કરો, મને—
માગું હું જગદાધાર રે;—હે પિતુ.
સર્વ સ્થળે વિજય કરીને,
પામું હું જય જયકારજ નિત્યેરે;—હે પિતુ.

સ્તુતિ કરતાં કરતાં પ્રભુ ઉપર અત્યંત સ્નેહનેલીધે ત્હેની આંખોમાં આંસૂ આવી ગયાં. ત્હેની ભક્તિ ત્હેનાં નયનો દ્વારાજ પ્રદર્શિત થવા લાગી.

મહારાજ માનસિંહ ઉભય હસ્ત જોડીને એક ચિત્તે વારંવાર ઉપરોક્ત સ્તુતિ ગાવા લાગ્યા. અને તે સ્તુતિ જાણે થોડાજ સમયમાં પ્રભુના ચિત્તને આનંદિત બનાવી દેશે એમ જણાવા લાગ્યું. સ્તુતિ કરતી વેળાએ મહારાજનું મુખ અત્યંત આનંદિત—પ્રેમાળ જણાતું હતું. આખરે સ્તુતિના પ્રેમ ભરેલા સંગિતે પરમેશ્વરનું હૃદય પિગળાવ્યું !

સ્તુતિ પૂર્ણ થયા બાદ મહારાજે પૂજા સમાપ્ત કીધી. પછી તેઓ ઉભા થઇને વિનય નમ્ર કરૂણ સ્વરથી પ્રભુપ્રાર્થના કરવા લાગ્યા:

' હે કરૂણાસાગર, કૃપાનિધાન, ભવતારક દુ:ખવિદારક દેવ, અનંત કોટિ બ્રહ્માંડના સ્વામિન્ હું ત્હમને વારંવાર પ્રણામ કરૂં છું. આપના પરમ પવિત્ર પ્રસાદથીજ હું અત્યારે આ સ્થળે આપની સ્તુતિ

કરી રહ્યો છું. હે પ્રભુ! આપ મ્હારા કૂળ-દેવતા છો. આપજ મ્હારા આ તુચ્છ-ક્ષુદ્ર માનવ જીવનના ઉત્પાદક અને પાલનપોષણ કરનાર છો. મ્હારા પૂર્વજો આપની આરાધનાના પ્રભાવથીજ આખી વસુમતી પર પોતાના યશનો વિસ્તાર કરી ગયા છીએ, અને આપની કૃપાના પ્રભાવથીજ અમે પણ અત્યારે આનંદથી અમારૂં જીવન વ્યતીત કરીએ છીએ.

જગતનાથ! આ દાસપણ આપની બાલ્યાવસ્થાથીજ આરાધના કરતો આવ્યો છે. આપની કરૂણાથી આ અભાગિને ખોએલું રાજ્ય પ્રાપ્ત થયું છે. તેજ બાહુ-બળથી ભુવન-વિજયી થયો છું. ત્હેની અકલંક કીર્તિ ચન્દ્ર શારદીય ગગનમાં અદ્યાપિપર્યંત શોભાયમાન છે અને ચિર કાળને માટે તે વધારે શોભાયમાન રહેશે. આપે મ્હને સર્વ પ્રકારનું સુખ આપ્યું છે. પરન્તુ દેવ! શું એ નામોશી કદીપણ નહિ દૂર થાય. ભગવન્! હવે શત્રુઓના કઠિન શબ્દો સહન થઇ શકતા નથી. મહારાજ! એક તો પરતંત્રતાના સખ્ત તાપથી તપીને બળી જતા હોઇયે અને ત્હેમાં હલકા શબ્દો રૂપી ધૃતનું આવાહન થાય એટલે પછી કઇની હદ ક્યાં રહી? પ્રભૂ મોગલો અને મ્હારા રાજપૂત બંધુઓ સર્વે મ્હને ધૃણાની દૃષ્ટિએ જુએ છે. તેઓ મ્હને અપવિત્ર, નીચ, નામર્દ અને બાયલો ગણી તુચ્છકારે છે! માટે પ્રભુ હવે તે કલંકને આપ સત્વર ધોઇ નાંખો. પિતા! મ્હારે તે હવે જાતિ-ભ્રષ્ટ થઇને ક્યાં સુધી વને વનમાં ભટક્યા કરવું. જ્યારે હું મોગલોથી વિમુખ થઇશ અને પછી ત્હેમના અત્યાચારથી પિડાતી ભારત દેવીને સૂર્યવંશના પવિત્ર અને ન્યાયી છત્ર નીચે રાખી સર્વ પ્રજાને આનંદ આપીશ ત્યારેજ મ્હારા જ્ઞાતિબાંધવો મ્હારા તરફ વાત્સલ્યની-સ્નેહની દૃષ્ટિથી જોશે. ત્યારેજ મ્હારા

કુળીનું કલંક ધોવાશે અને મ્હને જે કલંકાગ્નિ બાળે છે તે હોલાશે અને તેથી મ્હારૂં ચિત્ત શાંત થશે. પણ પ્રભુ ત્હેમાં આપની મદદની-કૃપાની ખાસ અગત્ય છે. આપના વિના અત્યારે મ્હારો કોઇ આધાર નથી. હું અત્યારે સર્વ સ્થળેથી અપમાન પામું છું-સર્વ મ્હને અપ-માનની દૃષ્ટિથી જુએ છે. માટે પ્રભુ તે કલંકથી હવે મ્હને બચાવો. એમ કહેતાં કહેતાં મહારાજ માનસિંહનાં મ્હોટાં મ્હોટાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વ્હેવા લાગી. મન શિથિલ થઇ ગયું, હૃદય ભરાઇ આવ્યું.

કેટલાક સમય સુધી શાંત ઉભા રહીને પુન; ગ;ગદ્ કણ્ઠે ત્હેમણે બોલવાનું શરૂ કર્યું. દેવ! આજે આપ આ દિન સેવક ઉપર અપ્રસન્ન શામાટે થયા છો? હે પિતાશ્રી આ દિનબાળકે કાંઇ પણ અપરાધ કર્યા હોય તો ક્ષમા કરજો. જો આપ આપના સેવક ઉપર કોપાયમાન થશો તો પછી ત્હમારા દુઃખથી પિડાતાં બાળકોની રક્ષા કોણ કરશે? પ્રભુ ત્હમારા સિવાય આ જગતમાં અમારો આધાર કોણ છે? આપ આજ્ઞા આપો તો હું મ્હારી પોતાની ખુલ્લી તરવારથી મ્હારી છાતી ચીરી વીરશોણિતની ખરોષ્ણ ધારાથી આપના ચરણનું પ્રક્ષાલન કરૂં! કહો પ્રભુ! આપનો આ દાસ પોતાના ગળાને પોતેજ કાપીને પોતા-નાજ હાથથી પોતાના મસ્તકનું બળિદાન આપવાને તત્પર છે. માત્ર પ્રભુ આપની આજ્ઞાનીજ વાર છે. પ્રભુ આ દાસ પોતાનું શિર આપના પાદપદ્મમાં અર્પણ કરવા તૈયાર છે.

ભક્તવત્સલ! દિનબંધુ, કરૂણા સાગર ભગવાન! આપ આપના આ દીન ભક્ત ઉપર પ્રસન્ન થાઓ. અને મ્હને એવી મતિ આપો કે કે જેથી હું આ મહત્ સંકટમાંથી બચી શકું તથા આ પરિતાપ

ભરેલા દુસ્તર આશા-સમુદ્રને નિર્વિઘ્ને અતિક્રમ (ઓળંગી) કરી શકું. પ્રભુ ! જગતમાં કલંકિત થઇને રહેવા કરતાં મૃત્યુને આધીન થવું એ મ્હને વધારે પ્રિય લાગે છે. માટે મ્હારી આ આશા પૂરી કર, અથવા તો આ અસાર કોલાહલમય સંસારમાંથી ત્હારી સન્મુખ લઇ જઇ અપાર-અલૌકિક મહાનંદનો અનુભવ કરાવ કે જ્યાં આવવાથી મ્હારૂં સર્વ કલંક ધોવાઇને સાફ થઇ જશે. મ્હારી દુષ્ટ ભાવનાઓ નાબુદ થઇ જશે અને તેથી હું અનંત પાપ ભરેલા કાર્યોથી વિમુક્ત રહીશ, માટે પિતાશ્રી તું મ્હને હવે જલદી કલંકિતને બદલે શુદ્ધ કર કે જેથી લોકો મ્હારા આચરણ નિંદાપાત્ર ન ગણતાં ઉલટા ત્હેનું અનુકરણ કરે, મ્હારા હૃદયમાં પાપિ વિચારોની જડ જામી છે તે તું નાબુદ કર અને પવિત્ર તથા નૈતિક ભાવનાઓનો મ્હારા હૃદયમાં ઉદય કર એજ મ્હારી ઇચ્છા છે, તે તું પરિપૂર્ણ કર.

મહાદેવ ! ત્હમારૂં નામ પણ ચમત્કારિક છે, ત્હમારાં દરેક કાર્ય ચમત્કારિક છે. ત્હમારી અપાર લીલાનું-સૃષ્ટિ સૌંદર્યનું અમે કોઇપણ રીતે વર્ણન કરવાને શક્તિમાન નથી. દયાળુ પિતા ! તું મહાન દયાળુ છે-કૃપાનિધિ છે. ત્હારા ઉપકારોનું ચિંતવન કરવાનું પણ અમારામાં સામર્થ્ય નથી. પ્રભુ હું પામર છું હું ત્હારી રચેલી મહાન મહાન રચનાઓ તરફ લક્ષ ન આપતાં ત્હેના ગુણની પ્રશંસા ન કરતાં-ત્હેં બનાવેલી પ્રકૃતિ દેવીની મનોહર લીલા તરફ લક્ષ ન આપતાં હું તો માત્ર મનુષ્યકૃત ક્ષુદ્ર-નજીવી ચીજોમાં મુગ્ધ બની જઉં છું અને ત્હેમાંજ આનંદ માની લઉં છું. એ મ્હારી પૂર્ણ અજ્ઞાનતા છે. છતાં પણ તું દયાળુ છે તેથી મ્હારા અપરાધો લક્ષમાં ન લાવતાં નિરંતર મ્હારાપર અમિની દૃષ્ટિથીજ જોયા કરે છે. ધન્ય છે. પ્રભુ ત્હને ! ધન્ય છે

ત્હારી અપાર અકળ લીલાને ! ! ધન્ય છે ત્હારી અદ્ભુત શક્તિને. હું ત્હેના ગુણ ગાવાને જરાપણ શક્તિમાન નથી છતાં પણ મ્હારી હૃદયની ભાવનાઓ ત્હારા ઉપકારની સ્તુતિ કરવા માટે સ્ફૂરી આવે છે માટે કૃપાળુ ત્હેમાં અનેક દોષો હશે તે તરફ લક્ષ ન આપતાં મ્હારૂં ગાંડું ઘેલું સ્તવન તું સાંભળી લેજે. "—

" જયતિ જયતિ જય કૃપાળુ;
જય ગિરિશ દેવા.
નારદાદિ સર્વ દેવ કરે નિત્ય સેવા,
જયતિ જયતિ—

ભક્ત વત્સલ દીન દયાળુ, ધર્મ સેતુકારી,
ગીરિજા અર્ધાંગ અંગ, શીશ જટાધારી;
જયતિ જયતિ—

કણ્ઠમાં ભુજંગ શોભે, અંગે વિભૂતિ ગોળા;
ભક્તના હિતકારી શંભો, છો ત્હમે શિવ ભોળા.
જયતિ જયતિ—

વાઘ ચર્મ અંબર ત્હારૂં, શોભા આપે સારી;
વાહન નંદી ત્હારૂં નિલકણ્ઠ ત્રિશુલ ધારી.
જયતિ જયતિ—

દુઃખ દરિદ્ર કાપી સર્વ, સુખ શાંતિ આપો;
કરૂં પ્રણામ હસ્ત જોડી, કુમતિ સર્વ કાપો.
જયતિ જયતિ—

---

* એક ગુર્જર લેખક.

મહારાજ માનસિંહ આવી રીતે ભગવાન ભવાનિપતીની આરાધના કરીને પુનઃ આંખો બંધ કરીને ધ્યાનમાં નિમગ્ન થયા. આવી રીતે લગભગ અર્ધા કલાક સુધી તેઓ ધ્યાનાવસ્થામાં બેસી રહ્યાં. એવામાં "માનસિંહ" એવો શબ્દ હેના કર્ણ સાથે અથડાયો.

ઓચિંતો એવો ભયંકર શબ્દ સાંભળીને મહારાજ માનસિંહે ભયગ્રસ્ત થઇને પોતાનાં નયનો ખુલ્લીને જોયું કે સ્હામે એક ભીમાકૃતિ રક્ત વસ્ત્ર પરિવૃતા, (લાલ વસ્ત્રોથી વિભૂષિત થએલી) વર્મ—ચર્મ અસિ ધારિણી, નરમુણ્ડોની માળા પહેરેલી એક રમણી ઉભેલી છે. ભીમાના બન્ને કલ્લોમાંથી રૂધિરની ધારાઓ વહી રહી છે. હેનાં નેત્રોમાં એક નવીન પ્રકારની નીલ લોહિત જ્યોતિ પ્રકાશી રહી છે, સૂર્ય—કિરણ વિભૂષિત રક્ત પદ્મ સમાન હેનાં ગાત્રોપર અગ્નિમય જ્યોતિ પ્રકાશી રહી છે. સુંદર કેશ કલાપ પીઠપર ઝુલી રહ્યા છે.

અકસ્માત્ આ ભીમામૂર્તિને સ્હામે ઉપસ્થિત થયેલી જોઇને માનસિંહ સ્થંભિત થઈ ગયા હેના. મનમાં અનેક ભાવનાઓનો ઉદ્ભવ થવા લાગ્યો. હેણે પોતાના મનને વિચારમાળાના મણકા ગણવામાં જોડી દીધું, અનેક વિચારો કરવા છતાં પણ આ સ્ત્રી કોણ છે, હેને અહિં આવવાનું પ્રયોજન શું છે હેનો હેનાથી નિર્ણય થઇ શકાયો નહિ. ઉલટો તે તો વધારે વધારે વિચારો કરવા લાગ્યો. હેનું આવું ભયંકર રૂપ જોઇને તે મનમાં સ્હેજ ભય પામવા લાગ્યો.

હેને વિચલિત થએલો જોઇને દેવીએ ગંભીર ભાવથી કહ્યું, "માનસિંહ! તું ડરે છે શામાટે? હારી આરાધનાના પ્રતાપથીજ હું અહિંયાં અત્યારે ઉપસ્થિત થઇ છું. હેં કરેલા સ્તવનથી મ્હને

અતિ આનંદ થયો છે. ત્હારૂં ચિત્ત ભક્તિમાં તલ્લીન જોઇને મ્હને ત્હારે માટે ઘણી સારી લાગણી થઈ આવી છે.”

“અત્યારે ભૂતભાવન ભગવાન રૂદ્રદેવ યોગાચળ પહાડપર મહા-ઉગ્ર તપશ્ચર્યામાં નિમગ્ન છે, તેથી ત્હેમની કૃપા હમણાં ત્હારા ઉપર થવી ઘણીજ દુર્લભ છે. તુ તો ભલો માણુસ છે કે, હજારો વર્ષ પર્યંત તેમની આરાધના કરવા છતાં પણ તેઓ પોતાના તપનો ભંગ કરતા નથી. તેઓને માથે અનેક કષ્ટો આવવા છતાં પણ તેઓ પોતાના કાર્ય-માંજ લાગ્યા રહે છે. ત્હેમનો યોગ હજી પણ તૂટી શક્યો નથી, અને તોડવાને કોઇ શક્તિમાન પણ નથી. તુ તો શું પરંતુ મહંન મહાન મુનિવરો પણ ત્હેના તપમાં ભંગ કરવાને શક્તિમાન નથી. તું જાણતો નથી કે, આમ કરવાથી સંસાર પ્રલય—સલિલમાં ડૂબી જશે તું મ્હારા મહાદેવનો પરમભક્ત છે. યોગેશ્વર ત્હારા ઉપર પ્રસન્ન છે; તેથી ત્હારી કરૂણામય પ્રાર્થનાના સ્વરે મ્હારા હૃદયમાં ઉંડી અસર કરી છે. માનસિંહ તું ડરે છે શા માટે? ત્હારા ઉપર સમસ્ત સંસારને એક ક્ષણુ વારમાં પ્રલય કરી નાંખે એવા મહાન દેવ પ્રસન્ન છે તો પછી ત્હારે ડરવાનું કારણ શું છે? દુનિઆને બાળીને ભસ્મ કરવાની જેનામાં શક્તિ છે તે શું ત્હારા શત્રુને કાંઇપણ ઇજા નહિ કરે? શું તું તે ત્હારી પ્રાર્થનાનો અંગિકાર નહિ કરે! અવશ્ય ત્હને વિજ-યીજ કરશે. ત્હારા કાર્યમાં તેઓ પૂર્ણ રીતે સહાનુભૂત થશે. માટે તું શાંત થા. ગભરા નહિ. હું ત્હને મદદ આપવા માટેજ આવી છું. તેથી ત્હને લેશ માત્ર અડચણુ આવવા દેનાર નથી. તું ત્હારા કાર્યમાં જોડાઇ જા. અને નીતિનું અવલંબન કરી સત્ય માર્ગે ચાલી ત્હારા કાર્યમાં વિજય મેળવે એવી મ્હારી આશિષ છે. પરંતુ જો નીતિથી

જરા પણ ભ્રષ્ટ થઇશ તો જીવથી માર્યો જઇશ. માટે એ વાત ખાસ લક્ષમાં રાખીને કાર્ય કરજે. ઉદ્યમશીલતા, અધ્યવસાય અને ચેષ્ટા એ ત્રણુ યુદ્ધ વિજયના બીજ મંત્ર છે. જેને એ ત્રણુ મંત્રોને સાધ્યા છે તેઓ જગતમાં વિજયી નિવડયા છે. માટે તું પણુ એ ત્રણે મંત્રોની એકાગ્ર મને સાધના કર, તેથી ત્હારી કાર્ય સિદ્ધ અવશ્ય થશે. હું ત્હને એટલી સૂચના આપું છું કે કદી પણ ત્હારા હાથમાં આવેલો સુયોગ જવા દઇશ નહિ. હમેશાં ચેતતો રહેજે. વિપત્તિનાં વાદળાંઓ ચ્હડી આવતાં પહેલાં ત્હેને કેવી રીતે વિખેરવાં એની ખાસ ચેષ્ટા કરતો રહેજે. નિરંતર કાર્યમાં જોડાયા પછી સર્વ બાજુએથી ચેતીને ચાલજે. દુશ્મનોથી બહુજ સાવધાન રહેવું જોઇએ તે માટે તું કાબેલ રહેજે. ત્હારો કોઇ પણ પ્રપંચ ત્હેને જણાવવા દેતો નહિ. જો ત્હેમ કરીશ તો ત્હારે માથે ભયંકર કષ્ટ આવી પડશે.

આ સર્વ વાતો કરી રહ્યા પછી દેવી બોલી: "માનસિંહ ! ત્હારા ભાગ્યમાં આ સિવાય એક અમંગળ વિઘ્ન આવે તેમ છે ત્હેનું ખંડન કોઇ સુવિજ્ઞ આચાર્ય પાસે કરાવી લેજે.

આટલું બોલીને દેવી અદૃશ્ય થઇ ગઇ. મહારાજ માનસિંહ પણ પૂર્વની પેઠે કેટલીકવાર સુધી નિસ્તબ્ધજ રહ્યા. દેવીના ગયા પછી સર્વ શિવાલય શાંત અને શૂન્ય થઇ ગયું. માત્ર માનસિંહજ તે સ્થળે દેવીના ચિંતવનમાં લાગેલો હતો.

પ્રિય પાઠકો ! જ્યારે માનસિંહને દેવીએ સાક્ષાત્ દર્શન આપ્યાં હશે ત્યારે ત્હેનું અંતઃકરણુ કેવું આનંદ જનક બની ગયું હશે. ત્હેનું હૃદય મંદિર કેવા અભિનવ આનંદ રસથી ઉછળતું હશે. ત્હેનો જરા

ખ્યાલ કરો. અને આપ પણ તે દેવીના સ્વરૂપને નિહાળવાને ત્હેનો સાક્ષાત્કાર કરવામાં ભાગ્યશાળી થાઓ એવી અમારી આશિષ છે. માટે પવિત્ર હૃદયથી જગતમાં નીતિને રસ્તે ચાલી તે દેવીને મળવાનો પ્રયત્ન કરો. પ્રભુ આપને ત્હેમાં સફળજ કરશે.

અમે દેવીના અસ્તિત્વ વિષે જે કાંઇ લખ્યું તે સંબંધમાં આજકાલના કેટલાક મનુષ્યોને આશ્ચર્ય અને સંદેહ થયા વિના રહેશે નહિ. પરંતુ આ ઘટના કાંઇ સામ્પ્રતં સમયની નથી તે યુગ પ્રાચીન હતો અને માનસિંહ પણ પ્રાચીન જમાનાનો પુરૂપ હતો. પ્રકૃત હિન્દૂ હતો. દેવ દેવીમાં પ્રગાઢ શ્રદ્ધા રાખનારો હતો. સાધનાના પ્રભાવથી ઇષ્ટ દેવનાં દર્શન થઈ શકે ત્હેમ છે. તે એ સર્વ માનનારો હતો.

આ સર્વ ઘટના બની ગયા પછી મહારાજ માનસિંહે ભીના વસ્ત્ર થઇને ત્હેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પરંતુ જ્યારે ઉઠીને ત્હેણે જોયું કે દેવ મન્દિર શૂન્ય છે! સ્હામે માત્ર તે શ્વેત પત્થરની બનેલી મહાદેવજીની પ્રતિમા છે! તે સિવાય સર્વ શાંત અને પરિશૂન્ય છે. આ દૃશ્યથી ભય અને વિસ્મય સહિત મહારાજનું હૃદય કમ્પી ઉઠયું.



# ચતુર્થ પરિચ્છેદ.

## ચિન્તા.



આજે અમ્બર નરેશ મહારાજ માનસિંહ ચિંતા–સાગરમાં તરી રહ્યા છે, ત્રણ પ્રહરની રાત્રિ હેમને પાંચ પ્રહરની થઇ હોય એમ જણાય છે. આંખોનો નિદ્રાની સાથે ક્ષણવારને માટે સંયોગ ન થયો. માનસિંહે નિશ્ચય કર્યો કે, અત્યારે હું ખરેખર દિલ્હીનો સમ્રાટ છું. હુંજ અત્યારે ભારત વર્ષનો મહારાજા છું. અત્યારે મ્હારેજ આધિન સમસ્ત ભારતવર્ષ છે.

આમ વિચાર કરતાં કરતાં રાત્રી વ્યતીત થઇ ગઇ અને પ્રભાત થયું. તે સમયે હેમના સુવાના ખણ્ડની પાસેના કુંજ–કાનનમાં વિહગોએ પોતાના કૂજન–સ્વરથી કલરવ કરવાનો આરંભ કર્યો. હેનો મધુર આલાપ તથા મૃદુ ગાન સાંભળીને મહારાજે બારીમાંથી દૃષ્ટિ કરી જોયું કે, સુધામયી ઉષાદેવી હેના તરફ જોઇ જોઇને ધીમે ધીમે મૃદુ હાસ્ય હસી રહી છે. પ્રદોષ કાલીન સુખદ સુમંદ વાયુ વસુમતીને સુગંધથી આનંદિત કરતો વહી રહ્યો છે. કાળી કાળી વૃક્ષ શ્રેણીને શાખા પ્રશાખાઓ, વૃક્ષોનાં નવાં પત્રો, પ્રફુલિત થયેલાં પુષ્પો અને વનલતાઓ મૃદુ મૃદુ આન્દોલિત થઇને નાચી રહી છે. પુષ્પો ખિલતાં ડોલતાં મૃદુ હાસ્ય કરી રહ્યા છે. સર્વ સંસાર જાગ્રત થયો છે. જીવ

જંતુ નવ જીવનથી સંજીવિત થઇ ઉઠયાં છે. પદેપદે પરમ પવિત્ર પિયુષ ધારા પ્રવાહિત થાય છે. વિભાવરીનું અવસાન અને દિવસનું આગ- મન થઇ ગયું. સર્વ જીવ જંતુઓએ ઉચ્ચ સ્વરથી આનંદિત થઇને તે સચ્ચિદાનંદ પરબ્રહ્મના ગુણગાનનો આરંભ કરી દીધો.

શય્યામાંથી ઉઠી, મ્હોં હાથ ધોઇ, પ્રાતઃક્રિયાથી મુક્ત થઇ મહારાજ માનસિંહે એકાગ્ર ચિત્ત થઇને શ્યામા પૂજાનો આરંભ કર્યો. ધૂપ, ગુગળ વગેરે સુગંધી દ્રવ્યોની ગંધથી પૂજા-ભવન પરિપૂરિત થઈ ગયું હતું. હોમનો ગાઢ સ્તૂપાકાર ધૂમ પુંજ અને પુરોહિતનું ઉચ્ચ વેદોચ્ચારણ આકાશ ફાડવા લાગ્યાં. દેવાલયના સર્વ ભાગમાં જગત નિયતાનાં પરમ પવિત્ર નામનું ઉચ્ચારણ કાંઇક અલૌકિકજ ભાવ દર્શાવતું હતું. આ સમયે સર્વ અંબર નગરે નીરવ અને ગંભીર ભાવ ધારણ કરી લીધો !

દેવીની પૂજા સમાપ્ત કર્યા બાદ દિલ્લી પતિનો દિગ્‌વિજયી સેના- પતિ પોતાના એકાંત મંત્રણા ગૃહમાં જઇને બેઠો. ત્હેનું દિવાનખાનું સારી રીતે સુસજ્જિત થએલું છે. દિવાલોપર રંગ બેરંગી છબીયો લટકી રહી છે. અપૂર્વ કારીગિરિ વિભૂષિત અમૂલ્ય મખમલથી ઓર- ડાની જમીન આચ્છાદિત થયેલી છે. દિવાન ખાનાની વચ્ચમાં એક સુંદર આયનો ગોઠવી રાખવામાં આવ્યો છે. ત્હેની સન્મુખ જવાથી મસ્તકથી ચરણ પર્યંત સુધી સર્વાંગ જણાઇ આવે છે. તે આયનાની સ્હામેજ શ્વેત પત્થરનું બનાવેલું એક મેજ ગોઠવેલું છે. તેના ઉપર લખવા વાંચવાની ચીજો અને પુસ્તકો વ્યવસ્થિત રીતે ગોઠવેલાં છે.

માનસિંહ ક્યારેક આ પુસ્તક, ક્યારેક તે પુસ્તક, ક્યારેક આ

કાગળ, કયારેક પેલો કાગળ હાથમાં લઇ લઇને ફરી ત્યાંજ મુકવા લાગ્યા. પુસ્તક હાથમાં લઇને વાંચતા નહોતા, કેમકે ત્હેની દષ્ટિ અત્યારે આયના ઉપર હતી. પુસ્તક હાથમાં હતું ખરૂં, પરન્તુ તેઓ પોતાના મુખ મણ્ડલની ગમ્ભીરતા નિરખી રહ્યા હતા. અને મનમાં ને મનમાં વિચાર કરતા હતા કે હું ભાવી દીલ્હીશ્વરજ છું.

ત્હેમની ડાબી બાજુએ એક યુવતી બેઠી બેઠી મખમલની ઉપર કુંજકાનનનું ચિત્ર આંકી રહી હતી. વિરજાની તરફ જોઇને માનસિંહે ઇશારાથી પોતાની પાસે બોલાવી. વિરજા ત્હેમની નજીક આવી ઉભી રહી. ત્હેના હાથમાં પત્ર આપીને તે કોને આપવાનો છે પણ ઇશારાથીજ સમજાવી દીધું.

વિરજા ઉજ્જવળ શ્યામાંગી છે. ત્હેની આંખો મ્હોટી મ્હોટી અને ઘણીજ સુંદર છે. ત્હેના અધરનું બંધારણ મનોહર છે. માથાના વાળ વિખરાએલા છે. બન્ને હાથ સુગોળ અને સુચારૂ છે. હૃદયનું ગઠન અત્યંત રમણીય છે. ઉમ્મર લગભગ પંદર વર્ષની છે. પોતાના [૧]નવમુકુલિત [૨]પયોધરોને ત્હેણે ઢાંકી રાખ્યાં છે. શ્યામવર્ણી હોવાથી શું થયું ? વિરજા એક પરમ સુંદર રમણી છે. ત્હેની યુવાનીમાં કેવી મધુરતા—કેવું સૌંદર્ય છે તે પ્રેમીના સિવાય બીજું કોણ અનુભવી શકે છે ? પરન્તુ દુર્ભાગ્ય ક્રમથી મૂંગી છે તેમ છતાં પણ તે ઘણી ચતુર અને બુદ્ધિમતી છે. તે માનસિંહ અને દેવસિંહની વિશ્વાસુ દાસી છે. મહારાજનો પત્ર લઇને વીરજા ચાલી ગઇ. મહારાજ ફરવા લાગ્યા, એટલામાં નંદકિશોર રાજભવનમાં આવી પહોંચ્યો.

મહારાજે ત્હેને જોઇને કહ્યું: નંદકિશોર ! મ્હારૂં ભાગ્ય ઘણુંજ

---

૧ ખિલતાં. ૨ સ્તન.

પ્રબળ છે. હવે મ્હારે કાંઇ ભય નથી. કાલે રાત્રે પૂજન સમાપ્ત થયા પછી દેવ વાણી થઈ હતી કે, "બેટા, માનસિંહ ? ત્હારે કાંઇ ભય નથી, ત્હારા મનોરથ જગતમૈયા ભગવતી દેવી પાર પાડશે." આ સમયે હેમલતાને થોડી વખત સુધી વિસરી જવી પડશે, આ પત્ર ત્હેને આપજો અને કહેજો કે હું ત્હેને થોડાજ સમયમાં પ્રસિદ્ધ પણે મ્હારા મ્હેલમાં તેડી લાવીશ. કમલાદેવીને તો વશ કરી લીધી છે અને સલીમ તથા મહોબ્બતખાનું પતન થતાંજ હું નિશ્ચિંત થઇ જઇશ.

નંદકિશોરે ઉત્તર આપ્યો: "હું કાલેજ સુવર્ણગ્રામ જઇશ. ત્યાર પછી આપ પણ એક વાર ત્યાં પધારજો. આપને જોઇને મહારાણી હેમલતા કેટલાક દિવસ સુધી સ્થિર રહી શકશે ત્હેમાં લેશ માત્ર પણ સંદેહ નથી."

માનસિંહ: "ત્હમારી વાત બરાબર છે. વારૂ ત્હમે સદાશિવની પાસે ગયા હતા કે ?"

નંદકિશોર: આજે સન્ધ્યા સમયે તે અહિં આવશે. ત્હેમની ગણના એક પ્રકારે પૂર્ણ થઈ ગઇ છે.

માનસિંહ: "ત્યારે ત્હમે અત્યારે સુવર્ણગ્રામ જવાની તૈયારી કરો—કાલ પ્રભાતમાંજ જજો. અને કહી દેજો કે હું ત્યાં સત્વર આવી પહોંચીશ." નંદકિશોર ચાલ્યો ગયો, પુનઃ મહારાજ ચિન્તા-સાગરમાં ગોથાં ખાવા લાગ્યા. ત્હેમની દૃષ્ટિ દ્વાર ઉપર પડી, ત્યાં જોયું કે, સહસ્ત્રાંશુ દિનમણિ ( સૂર્યનારાયણ ) માથા ઉપર આવીને અગ્નિમય મયૂખ ( કિરણ ) માળા ફેલાવીને [1]દિગ્મણ્ડલને તપાવી રહી છે.

---

[1] દિશાઓને.

અસ્પષ્ટ સ્વરથી માનસિંહ બોલવા લાગ્યો કે, "આ દાસનો જન્મ ક્યા વંશમાં છે? હે તેજોમય તેજ સ્વરૂપ! સવિતા નારાયણ ભગવાન! આપ સુવર્ણમય કિરણમાળા દ્વારા વસુમતી (પૃથ્વી) ને અલંકૃત કરી રહ્યા છો. આપ આ જડ જગતનું જીવન છો. ભગવાન! આ દીન સેવકે એટલું બધું શું પૂણ્ય કર્યું છે કે આપ ત્હેના અંધકારમય હૃદયમંદિરને અપૂર્વ પ્રકાશથી પ્રકાશિત કરશો? સૂર્ય વંશની અવમાનના થવાથી શું સૂર્યદેવના ગૌરવમાં વૃદ્ધિ થશે? નહિ, કદી નહિ. સૂર્યવંશમાં જન્મ ધારણ કરીને યવનોનો ગુલામ બની ત્હેમની ગુલામીમાંજ હું આનંદ માનું! પવિત્ર માતૃભૂમિનો પરિત્યાગ કરીને હું બાદશાહ અકબરનો દાસ બન્યો છું ત્હેનો ખ્યાલ મ્હને અત્યારેજ થાય છે અને તેથી મ્હારૂં અંતઃકરણ બળીને ભસ્મ થઇ જાય છે. હું પરતંત્રતાની બેડીમાં પડીને જે સુખ મહાલું છે તે વાસ્તવિક રીતે સુખ નહિ પરંતુ પરમ દુઃખજ છે. હું જાણતો નહોતો કે અકબરશાહ આવો યુક્તિબાજ અને કાર્ય સાધક છે. રાજપૂતોનો ધર્મ ચૂકાવી કપટથી ત્હેમની કન્યાઓ સાથે લગ્ન કરી અનેક રાજપુત બાળાઓને પોતાના જનાનખાનામાં ખીખી અને બેગમો તરીકે રાખી. અરે! ત્હેમાં હું પોતે પણ સપડાયો અને મ્હારી ભગિની તથા પુત્રી ત્હેના કૂળમાં વરાવીને જાતિય દ્રોહી બન્યો. મ્હારા પરમ પવિત્ર સૂર્યવંશનું નામ મેં લજાવ્યું. ક્ષત્રીય કર્મથી ભ્રષ્ટ બની યવનોના દાસત્વમાંજ આનંદ માન્યો.

આ જગતમાં મ્હારા જેવો નરાધમ નરપિશાચ જાતિયદ્રોહી કોણ હશે કે જેને સ્વતંત્રતાનું જરાપણ માન નહિ હોય. મ્હેં કેવું દુષ્ટ કાર્ય કર્યું છે? પવિત્ર વંશનો ક્ષત્રિય કુમાર હોવા છતાં મ્હેં

મ્હારી ભગિની અને પુત્રી તે નીચ પાપીષ્ટ, વિધર્મી અને અત્યાચારી દુષ્ટ મોગલોને ત્યાં વગાવી! હાય! કેવું અત્યાચારી કાર્ય કર્યું છે! વીર હોવા છતાં નિર્બળનો આશ્રય ગ્રહણ કર્યો છે. ભારતભુમિનું અતૂલ ઐશ્વર્ય પુષ્કળ પ્રમાણમાં મ્હેંજ તે નીચ લોકોને અપાવ્યું—ત્હેમનાજ ખજાનામાં એકત્ર કરાવ્યું એ કેટલી બધી નિચતા કરી છે. હું મ્હારી પોતાની માતૃભૂમિનુંજ નિકંદન વાળવાને ઉપસ્થિત થયો! મ્હેંજ મ્હારા ધર્મિષ્ટ દેશ બાંધવોને વિધર્મી—વિદેશી રાજાના ગુલામો બનાવ્યા મ્હારા વ્હાલા જાતિબંધુઓ સાથે ત્હેને માટે મ્હેં અનેક યુદ્ધો કર્યાં, અનેક દુર્બળ આર્ય રાજાઓને મ્હેં ત્રાસ આપ્યો એ કીયા જન્મને માટે! કઇ સમૃદ્ધિ પ્રાપ્ત કરવા માટે! કઈ નામના મેળવવા માટે? અત્યારે તે બધું મ્હારી દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થઇને મ્હારા હૃદયમાં ચિતાગ્નિનો ભડભડાટ કરાવી રહ્યું છે. અત્યારે મ્હારૂં હૃદય મ્હનેજ ખાય છે! હાય! અત્યારે તે યુક્તિબાજ પ્રપંચી કાર્યસાધક અકબરશાહે ભારતવર્ષના વિશ્વાસ પાત્ર રાજાઓને પણ પોતાના આશ્રિત—ગુલામ બનાવી દીધા છે. ત્હેના પ્રચંડ પ્રતાપ અને પંચ આગળ અત્યારે આર્યાવર્તના સમસ્ત રાજા-ઓ પરાજિત અને ગૌરવ શૂન્ય થયા! સર્વ દેશ પરતંત્રતાની બેડીમાં સપડાઈ ગયો! મહારાણા પ્રતાપ સિવાય કોઇપણ પવિત્ર ના રહ્યું. આખરે બિકાનેરનો પૃથ્વીરાજ પણ ત્હેની પ્રપંચ જાળમાં ફસાયો. પ્રતાપ સિવાય પ્રાયઃ સર્વ રાજાઓએ તથા મ્હેં પાપિષ્ટે પવિત્ર ઇક્ષ્વાકુ વંશને, પવિત્ર બાપારાવલની મહાન્ કીર્તિને તથા ત્હેમનાં અનેક પરાક્રમયુક્ત કાર્યોને કલંકિત કર્યાં. ભારતવર્ષના ચિર શત્રુ મોગલોનું મ્હેં દાસત્વ સ્વિકાર્યું. મ્હેં હાથે કરીને ભારતવર્ષના અનેક મહારથી યોદ્ધાઓનો નાશ કરા-વ્યો. હું ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થયો—મ્હારી માતાની કૂખ લજાવાને ઉપ-

સ્થિત થયો એ બધું શા માટે! માત્ર આ તુચ્છ માનવદેહને માટે!! હાય! આ માનવદેહ ક્ષણભંગુર ઘડિમાં નાશ પામનાર છે તો પછી મ્હેં આટલું બધું પાપ શા માટે વ્હોરી લીધું! આ સર્વ શોચ કરતાં હવે મ્હારૂં હૈયું બળીને ભસ્મીભૂત થઇ જાય છે. હ્રદયમાં લાય લાગે છે. ભારત માતા સાક્ષાત્ મ્હને પોતાનાં દર્શન આપી મ્હને હજુ પણ મોગલોના દાસત્વમાંથી મુક્ત થવાનું સૂચવે છે તથા પોતાને પણ તે અત્યાચારી રાજાઓના તાબામાંથી સ્વતંત્ર કરાવવાનું મ્હને હરવખત યાદ આપાવે છે છતાં પણ હું ત્હેમનાં અમુલ્ય વાક્યો લક્ષમાં ન લાવતો અધઃપતન થવાનું છે તે બાજુએજ દોડયા કરૂં છું. ન્યાયનો શુદ્ધમાર્ગ ભૂલીને અન્યાયના અપવિત્ર કણ્ટકવાળા માર્ગે પ્રયાણ કરી રહ્યો છું. ખરેખર હું હવે આ જગતમાંથી અપકીર્તિ પ્રાપ્ત કરીને થોડાજ સમય માં નાશ પામું એમ મ્હને જણાઇ આવે છે. જ્યારે અનિષ્ટ થવાનું હોય ત્યારે સર્વ અવળુંજ સૂઝે છે. મહાન મહાન વિદ્વાનોનું વાક્ય **"विनाशकाले विपरित बुद्धि"** એ મ્હારે માટેજ લાગુ પડે છે. બસ હવે મ્હને જણાય છે કે હું કમોતે કલંકિત થઇને માર્યો જઇશ.

મ્હેં પવિત્ર, શુદ્ધ આચરણવાળા, જેનું નામ સાંભળતાંજ સર્વ પાપોનો નાશ થઇ જાય એવા વીર મૂર્તિ મહારાણા પ્રતાપને ત્હેમના સ્વદેશહિતના કાર્યમાં વિઘ્ન નાખ્યું! ત્હેમને મદદ કરવાને બદલે મ્હેં આર્યધર્મ વિરોધી–સનાતન ધર્મ શત્રુ મોગલોનો પક્ષ લઇ ત્હેમને અનેક વાર પરાજિત કર્યા. એ કેટલું બધું પાપિ કાર્ય કર્યું છે. તોપણ મહારાણાએ પોતાની ટેક તજી નથી–પોતાના દેશને મોગલોના તાબામાં જવા છતાં પુનઃ પ્રાપ્ત કર્યો છે. ધન્ય છે મહારાણા ત્હમને! ધન્ય છે સુર્યવંશીય સિસોદીયા રાણા ત્હારી પવિત્ર પ્રતિજ્ઞાને વીરભૂષણ જો

મ્હેં ત્હારૂં અનુકરણ કર્યું હોત ત્હારી માફક હું પ્રથમથીજ પવિત્ર રહ્યો હોત તો આ ભારતવર્ષમાં કદી પણ તે વિદેશી વિધર્મી અત્યાચારી મોગલ પ્રજા પોતાનું સામ્રાજ્ય સ્થાપી શકત નહિ. પરંતુ હાય ! મ્હેંજ મ્હારા પગપર કુહાડો માર્યો. મ્હારા કરતાં તો દેશદ્રોહી જયચંદ્ર રાઠોડ પણ કાંઇક અંશે ઉચ્ચ ! હાય મ્હારા જેવા કુલાંગાર અને અક્કલહીન મનુષ્યોજ દેશનું નિકંદન કહાડવામાં સામેલ થયા છે. અત્યારે મ્હને મોગલોની પરતંત્રતા સેંકડો કે હજારો વીંછીના ડંખો કરતાં પણ વધારે ડંસે છે. અત્યારે મ્હને સારાસારનું નજીવું ભાન થતાં મ્હારૂં હૃદય ક્ષોભિત થઈ જાય છે ! હૃદય ચીરાઇ જાય છે. આત્મા આકુલ વ્યાકુલ થઇ જાય છે. ખરેખર મનુષ્યની એક નજીવી ભૂલ પણ સમય આવ્યે મૃત્યુવશ કરવાને શક્તિમાન થઇ શકે છે તો પછી આવી મહાન ભૂલ ભયંકર પરિણામ કેમ ન લાવે ! બસ, હવે આ તુચ્છ ક્ષુદ્રજીવનનું મ્હારે શું કામ છે ! મ્હારે આ દુનિયામાં કલંકિત થઇને રહેવું ત્હેના કરતાં મૃત્યુવશ થવું એ વધારે ઉચિત છે. કલંકિત જીવન રાખીને આ દુનિયામાં ટકવા કરતાં તે દુનિયાનો ત્યાગ કરવો અથવા તો તે કલંકને દૂર કરવું એજ વિશેષ આવશ્યક છે. હજારો નિરપરાધિ મનુષ્યોનો ધ્વંશ કરાવી અન્ય વિધર્મીઓને આર્યધર્મના કટ્ટા શત્રુ મોગલોને મ્હેં રાજ્ય અપાવવામાં ત્હેમને વિજય કરાવવામાં મ્હેં મ્હારા પ્રાણની પણ સ્પૃહા ન રાખતાં અનેક અયોગ્ય આચરણો આદર્યા એ કેટલું બધું નીચ કાર્ય કર્યું છે ? હાય ! ત્હેનું પ્રાયશ્ચિત પણ કેમ થઇ શકે ? બસ, હવે તે કલંકને દૂર કરી મ્હારા જીવનને વિશુદ્ધ ને આદર્શ કરવું એજ મ્હારો મૂખ્ય ઉદ્દેશ ! એજ દૃઢ પ્રતિજ્ઞા.

જ્યાં સુધી તે નરાધમ મોગલો ભારતમાંથી દૂર નહિ થાય, ત્યાં

સુધી દેશમાં અંધકાર, અન્યાય, વ્યભિચાર અને ત્રાસનું પૂર્ણ પરિબળ વધશે. માટે પ્રથમ તો ત્હેનોજ ધ્વંશ કરવો—ત્હેમનોજ નાશ કરી રાજપૂત રાજ્યના છત્ર નીચે ધર્મ અને નીતિનો પ્રસાર કરવો. દુઃખથી —અન્યાયથી—અત્યાચારથી પિડાતી ભારતની પ્રજાને ત્હેમાંથી મુક્ત કરવી અને તેમને પુર્ણ ન્યાય આપી સુખી કરવી એજ મ્હારો મૂળ સંકલ્પ છે. તે પ્રભુ પાર પાડે !

હવે મ્હને તે લોકોની દુષ્ટતા જણાઇ આવી. માત્ર તેઓ વિષય લંપટ દુરાચારી અને પાપિ કાર્યનાજ કરનારા છે. તેઓના આવ્યા પછીજ હિંદમાં અત્યાચાર—અન્યાય અને તેવાજ અનેક દુર્ગુણો પ્રસર્યા. અરે ! હું આ સર્વ શું બકી રહ્યો છું. અદ્યાપિ પર્યંત હું અમ્બર પતિ હોવા છતાં પણ મોગલોની દાસત્વમાંજ આનંદ માનું છું એ કેટલી બધી લજ્જાસ્પદ વાત છે. પરતંત્રતાના પરમ વૈભવ કરતાં સ્વતંત્રતાનું દુઃખ અતિ ઉત્તમ છે એનો ખ્યાલ મ્હને અત્યારેજ આવ્યો હમેશાં પરાધિન રહી દાસ બની બેસી રહેવું એ રાજપૂતોનો ધર્મ નથી—હું પણ રાજપૂતજ છું. અને સૂર્યવંશી છું. છતાં મ્હારા કયા હતભાગ્યને લીધે મેં મોગલોનું દાસત્વ સ્વીકાર્યું ! બસ હવે અકબરશાહનો વિનાશ કરી પુનઃ આર્યાવર્તમાં પવિત્ર આર્યોનું સામ્રાજ્ય સ્થાપવું એજ મ્હારી દૃઢ પ્રતિજ્ઞા છે. સ્વતંત્રતાનું સુખ એજ ઉત્તમ સુખ છે. જગતમાં

"પરાધિન ઝીંદગી ત્યાગી, કહો કો ઉઠશે નહિ;
"'સ્વ' શબ્દની મોહિની માટે, જીવનકો અર્પશે નાહિ."

હું આજથી ભિષણ પ્રતિજ્ઞા લઉં છું કે મોગલોના દાસત્વમાંથી મુક્ત થયા સિવાય રહેવું નહિ. વીર ભારત માતા ઉપર યવનોના

હાથથી સાંપ્રત સમયમાં થતો અત્યાચાર અટકાવી ત્હેમની રાજ્ય-પતાકાનો વિનાશ કરીશ. અનાર્ય યવનોના રૂધિરનું બળિદાન દેવીને અર્પણ કરીશ અને આર્ય ધર્મની સ્વતંત્રતાની વિજય પતાકા હું ફરકાવીશ ત્યારેજ મારા હૃદય સાગરમાં ઉછળતાં ઉંડી ચિંતાના મોજાં સ્થિર થશે. ત્યારેજ વ્યાકુળ થયેલો પ્રાણ શાંત થશે. હે સૂર્ય નારાયણ ત્હમે પણ આ કાર્યમાં સહાય કરી સૂર્ય વંશ ઉપર મ્હેં જે કલંક ચઢાવ્યું છે ત્હેમાંથી મુક્ત કરો. અને મ્હારા પવિત્ર તથા શુદ્ધ અંતઃકરણ વાળા વીર રાજપૂત બંધુઓની સાથે પુનઃ સંબંધ જોડાવો અને મ્હેં ક્ષત્રિયકુળદીપક વીર શ્રેષ્ટ મહારાણા પ્રતાપસિંહ સાથે અણબનાવ કરી ત્હેમને સમર ભૂમિમાં ઉતરાવી અનેક પ્રકારનાં જે કષ્ટો આપ્યાં છે તેની ક્ષમાં અપાવો તથા ત્હેમના વીર નિર્મળ હૃદયમાં મ્હારા પ્રત્યે પૂજ્ય રીતે વર્તવાની લાગણી પ્રવર્તાઓ ! હે દિન દયાળ ! એજ મ્હારી નમ્ર પ્રાર્થના છે. હવેથી અનાર્યના સર્વ નાશ માટેજ આ જીવવનની હું આહુતી આપુંછું. અને ત્હેને માટેજ સત્વર ઉપાયો યોજુંછું.

હું મોગલોની પરંતત્રતાની બેડી હવે અલ્પ સમયમાંજ તોડી નાંખીશ અને ત્હેમાંથી મુક્ત થયા પછી તે દુરાચારીઓનો ભારતમાંથી નાશ કરીશ તેઓના રક્તથી મ્હારા કલંકનું પ્રક્ષાલન કરીશ ! તેઓના શોણિતના પ્રવાહથી ભારતનાં ભૂખ્યાં તરસ્યાં કોહલાં વગેરે ક્ષુધાર્ત પ્રાણીઓની તૃષા છીપાવીશ. તેઓના રક્તમાંસથી ભારતનું પ્રાયશ્ચિત કરીશ. ત્હેમનું નિકંદન કહાડીશ અને ત્યાર પછીજ હું નિરાંતે જપીને બેસીશ. જ્યાં સુધી તેઓ આર્યાવર્તમાં જીવિત હશે ત્યાં સુધી ત્હેમનો વિનાશ કરવાની ચેષ્ટામાંજ હું રોકાઇ રહીશ. તેમનો ધ્વંશ કરી પવિત્ર બાપા રાવળના નામની વિજયી ધ્વજા દિલ્હીના

સિંહાસનપર ફરકાવીશ તથા અન્યાયી અને કલંકિત કહેવાતા 'માન- સિંહ' નામને વિશુદ્ધ અને ન્યાયી કહેવરાવીશ ત્યારેજ મ્હને શાંતિ થશે. તથા અત્યારે મ્હારા નશીબમાં જે પરતંત્રતા અને રોદન રહ્યાં છે તે સર્વને હું ધકેલી કહાડીશ તથા તે સ્થળે સ્વતંત્રતાનો પરમ વિજયી ઝુંડો ફરકાવીશ ને રોદને સ્થળે હાસ્યનો મધુર ધ્વનિ સંભળાવીશ. જે લોકો મ્હને નીચ કહે છે તેઓજ જ્યારે મ્હને ઉચ્ચ અને પવિત્ર કહેશે ત્યારે માનવ જન્મ સફળ થયો ગણાશે.

અમ્બરપતિ મહારાજ માનસિંહ આ પ્રકારે ચિન્તામાં નિમગ્ન છે ત્હેમને જણાયું કે જાણે સૂર્ય–મણ્ડળમાંથી નિકળીને એક સુચંચળ વિદ્યુત રેખાની પેઠે મનોહર જ્યોતિ અતિ દ્રુતગતિથી ત્હેની તરફ આવી રહી છે. સૂર્યદેવને પ્રસન્ન જાણીને, વિસ્મય ભર્યાં નેત્રો અને પ્રફુલ્લ મનથી તે એ જ્યોતિર્મણ્ડળની તરફ જોવા લાગ્યો. જોતાં જોતાં અપૂર્વ પ્રજ્જવલિત અથવા સુસ્નિગ્ધ લાવણ્ય–શિખાએ અભિનવ પારિજાત માળાની પેઠે ત્હેના કણ્ઠ કપોળ અને મસ્તકના મણિમય મુકુટમાં જડિત થઇને આખા રાજ્ય ભવનને શુશોભિત કરી દીધું, એને શુભ શુકન સ્હમજીને ત્હેમણે પૂજાની સમસ્ત સામગ્રી એકત્ર કરવાની આજ્ઞા કરી. પુજાની તૈયારી થઇ ગયા પછી તેઓ પુનઃસ્નાન કરીને વિશુદ્ધ અંતઃકરણથી સૂર્યનારાયણની પુજા કરવા બેઠા.





## પંચમ પરિચ્છેદ.

### દૈવજ્ઞ-ગણના.

ભાવિ કાંઇએ ના ભારે;
કાંઇએ રોવું ના ઠારે.
આંખ અગાડી જોતાં હારે,
તાજું શું છે કૈં ?

**કલાપી.**

---

દિનમણિ ભગવાન સવિતાનારાયણ અદૃશ્ય થઇ ગયા છે. પરન્તુ અત્યુચ્ચ ગિરિ અને વૃક્ષોની ડાળો ઉપર કિરણમાળા મુકુટમણિની પેઠે શોભા પ્રસારી રહી છે. સન્ધ્યા-કાળ થવા આવ્યો છે, છતાં ગગનની રક્તિમા હજુ છેક ઉડી ગઇ નથી; સૂર્યદેવ અસ્તા-ચલની ટેકરી ઉપર હજુ તો પોતાના રાતાં કિરણોની ગાદી બિછાવી રાતે મ્હોડે બેઠેલાજ છે. તોપણ ત્હેમનું રક્ત સિંહાસન દિગંતની દોરી તરફ ધીરે ધીરે નીચે ખેંચાતું જાય છે. તેથી પ્રતિ તે પળે તેઓ વધારેને વધારે ઝાંખા અને રાતા થતા નીચે ને નીચે તણાતા જાય છે. અસ્તની તૈયારી છે. સૂર્યાસ્તથી આવરિત થઇને સમય અતિ શાન્ત ભાવથી વસુમતીને ત્હેના આગમનની સૂચના આપવાને માટે ઉપસ્થિત

થયો છે. પ્રકૃતિના રાજ્યમાં આજે રાજ વિપ્લવ ઉપસ્થિત થયો છે. જેઓ નવીન ચીજો ચાહે છે તેઓ મોજ આનંદ કરતાં, હસતાં નાચે છે. જ્ઞાની લોકો વિપ્લવના પરિણામના વિચારથી ઉદાસ બની ગયા છે. ઘેર ઘેર આજે ગૃહ વિવાદ ઉપસ્થિત થયો છે. કુમુદનીકાન્ત જો કે ઉદય થઇ ચૂકયો છે. તોપણ દિનમણિનાં મંગલાકાંક્ષી જીવોશોકથી વિહ્‌વળ થઇ ઉઠયાં. ઠંડીથી વસુમતી આકુળ વ્યાકુળ બની ગઇ પરન્તુ તે સર્વની દાસી છે, નવીન રાજાની પણ અભ્યતાર્થના કરવી ઉચિત છે. આથી વસુમતિએ પોતાની પ્રિય સખી પ્રકૃતિને નવા ભૂપતિની અભ્યર્થના કરવાને માટે તૈયારીઓ કરવાનું કહ્યું. પરન્તુ તેથી તે મનમાં ખુશી નથી. પોતે તિમિર મણ્ડલથી મુખમણ્ડલ અવગણ્ઠિત કરી, વિષાદિની વેશથી સૂર્ય દેવના રૂપનું ધ્યાન ધરવા લાગી. સૂર્ય મુખીએ મુખ નીચું કરી દીધું. આદરિણી કમલિનીનું મધુર હાસ્ય, ત્હેનો અત્યંત આહલાદ વગેરે સર્વ મટી ગયું. મટી ગયું કેવી રીતે? તે તો કાંઇ હિંદુ વિધવા નથી? તે પુનઃ પ્રભાતમાં પોતાના પતિને મેળવીને આહ્‌લાદથી નાચશે હસશે. જે લોકોનાં દર્શન સૂર્યદેવના પ્રભાવને લીધે હજુ સુધી દુર્લભ હતાં તેઓ પણ ધીમે ધીમે દેખાવ આપવા લાગ્યાં. સત્યછે કે, દિન ખરાબ આવ્યા પછી ચારે બાજુએથી ચોર અને શત્રુ-દળ નાચી ઉઠે છે!

પ્રકૃતિના રાજ્યના આ વિપ્લવને જોઇને, જેટલા પુરૂષ છે તેટલાજ તરેહની વાતો ત્હેના હૃદયમાં ઉદય થવા લાગી. કોઇપર સમ્પત્તિ હરણ, કોઇપર સ્ત્રી હરણ, કોઇ શત્રુ-પ્રાણ-સંહાર, પ્રણયી પ્રણયિનો સમાગમ તથા કોઇ ગમ્ભીર વનમાં નિર્મળ નિર્જન કુટીરમાં બેસી, જગતના મંગળની કલ્પના કરે છે. પ્રકૃતિનો જે વખતે આવો વિચિત્ર ભાવ

હતો, તે વખતે મહારાજ માનસિંહના આવાસ—ભવનની પાસેના ઉદ્યાનમાં બે પુરૂષ ઘૂમી રહ્યા હતા. એક યુવાન તથા બીજો વૃદ્ધ હતો. વૃદ્ધે પોતાના સાથીની તરફ જોઇને સ્હેજ હાસ્ય કરીને કહ્યું—"રામ રામ, શું આ વાત પણ કહેવી પડશે ? હે શંકર ! મ્હારાથી કાંઈ વાત ગુપ્ત નથી." એટલું કહી વૃદ્ધે એક કવિત કહ્યું. એથી ત્હેનો યુવાન સાથી બોલી ઉઠ્યો. "વાહ સદાશિવ દાદા! વાહ ! ! જોઉં છું કે, આપ માત્ર જ્યોતિષીજ નહિ પરન્તુ સુકવિ પણ છો."

સદાશિવની ઉમ્મર લગભગ ૫૫ વર્ષની છે. તે ઘણો સારો આનંદી માણુસ છે. માથામાં સોગન ખાવાને પણ એક વાળ કાળો નથી. બેવડું શરીર, કપાળ મોટું તથા આંખો પણ મ્હોટી મ્હોટી છે. બધા વાળ પાકી ગયા છે પરન્તુ દાંત એકપણ પડયો નથી. ત્હેને જોઇને ગણેશજી યાદ આવે છે. તફાવત એટલોજ છે કે, ત્હેનું મ્હોં હાથીના જેવું નથી. અને ત્હેની સ્વારી પણ મુષક નથી. માથા ઉપર મ્હોટી શિખા છે. એ ભારે હરિભક્ત છે. ત્હેના સર્વાંગમાં હરિ નામની છાપ, કણ્ઠમાં તુલસીની માળા, નાસિકાપર લાંબું તિલક છે. હાથમાં એક ઝોળી સદા લટકતી રહે છે. તથા હરિજપની માળા અનવરત ચક્રની પેઠે ઘૂમ્યા કરે છે. દાદાના મુખમાં નિરંતર હરિનું નામ રહે છે. ઉચ્ચાનંદથી હાસ્ય કરીને સદાશિવ બોલ્યા; "હા હા હા, હો હો હો !!! હરિનું નામ લ્યો, નંદકિશોર. ત્હમે શું દિવાના બની ગયા છો ? આજ જે જાળ ફેલાવી છે તેથી શું શિકાર સપડાય તેમ છે? કાલ રાત્રે કેવું કાળીનું સ્વરૂપ બનાવ્યું હતું ?

યુવાને ઉત્તર આપ્યો: "ત્હેમાં તો ત્હમે ઘણી બહાદુરી કરી છે એમાં તો કાંઇ પણ સંદેહ નથી. મહારાજને ત્હેના ઉપર બરાબર

વિશ્વાસ બેસી ગયો છે. પરન્તુ હવે ખાસ કાળજી રાખી આડી અવળી વાતો સ્હમજાવી ત્હેમના હૃદયમાં એક નવિન પ્રકારનો ઉત્સાહ પ્રવર્તાઓ જાઓ જલદી જાઓ હવે વ્યર્થ સમય ન ગાળો. સમય આવ્યે તરજ કાર્ય સિદ્ધ કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે માટે ત્હમે સત્વર જાઓ પરન્તુ જોજો સાવધાન રહેજો! કારણ કે અમ્બર નરેશ માનસિંહ બહુજ ચતુર અને બુદ્ધિમાન છે માટે ત્હેમને કોઇ વાતનો મર્મ જણાય આવે નહિ એ બાબત ઉપર ખાસ ધ્યાન આપજો અને કાળજીથી આપણું કાર્ય સિદ્ધ થાય એવી વાત ત્હેમના અંતઃકરણમાં ઉતારજો"

* * * * *

મહારાજ માનસિંહ પોતાના વિશાળ રાજ–ભવનમાં એક સુવર્ણ જડિત સિંહાસન ઉપર વિરાજમાન છે. સ્હામે દીપદાનમાં દીપક સળગી રહ્યો છે. નિર્ભય ગંભીર પદ–વિક્ષેપની સાથે સદાશિવે રાજ–ભવનમાં પ્રવેશ કર્યો. ત્હેમનો આદર સત્કાર કરી બેસવાનું કહી, મહારાજ માનસિંહે પૂછ્યું. "આપને આવતાં વાર કેમ થઇ?"

સંધ્યા સમયે એક નિર્દિષ્ટ ગ્રહનો કેવી રીતે સંયોગ થાય છે અને મ્હારી ગણનાની સાથે તે કેવી રીતે મળે છે, એ સંબંધી પ્રત્યક્ષ પરીક્ષા દ્વારા જાણવાનું કામ હતું. હરિ હરિ? આપ ઘણા ભાગ્યવાન પુરૂષ છો. સર્વ ગ્રહોનો શુભ સ્થાનમાં સંયોગ થયો છે. આ જુઓ, એમ કહીને સદાશિવ દાદાએ એક પોથીમાંથી એક પીળા રંગનો કાગળ બહાર કાઢ્યો. "આમ જુઓ, શુભ ગ્રહ મંગળે કેવી રીતે પોતાનું આધિપત્ય વિસ્તાર્યું છે. રવિની સાથે રાહુનો સંયોગ થવાથી સર્વ મનોરથ સિદ્ધજ થાય છે. આયુષ્ય વધે છે, યશ અને

ધનનો સંચય થાય છે. જુઓ, આ સ્થળે કેવા આશ્ચર્યભાવથી આ બન્ને શુભ ગ્રહો આપના ભાગ્યપટના શુભ સ્થાનમાં પરસ્પર એકત્ર થયા છે. ચંદ્ર કદી મધ્યમાં અને રોહિણી ઉર્ધ્વમાં રહે તો પુરૂષ રાજાધિરાજ ચક્રવર્તિ થાય છે. મહારાજ! આ જુઓ પુર્વથી ચંદ્ર ચાલે છે અને અહિયાં પશ્ચીમથી રોહીણી હસતી હસતી પોતાના હૃદય વલ્લભને હૃદયમાં ધારણ કરે છે. મહારાજ.......

ત્હેની વાતની વચમાજ બોલ્યા:—એ બધી વાત ઠીક છે. એનો હું સ્વીકાર કરૂં છું; પરન્તુ શું આપ એ નિશ્ચય કરી શકો છો કે આ શુભ ગ્રહોની શુભસ્થાનમાં સ્થિતિ હોવાથી મંગળનું અમંગળ નથી થતું ને?

તે વખતે સદાશિવે નિર્ભય થઇને ઉત્તર આપ્યો:—" અમંગળ થવાની કોઇ પણ સમ્ભાવના નથી. હરિ, હરિ, હરિ!!! આપને જ્યોતિષ શાસ્ત્ર ઉપર વિશ્વાસ નથી, તેથી આવી વાતો કરો છો મહારાજ ઇશ્વર એક અનુમાનિક બિન્દુ છે, તે નિરાકાર બિન્દુની ઉપર આ વિશ્વ સંસાર એક અપૂર્વ નિયમથી આધિન થઇને સ્થાપિત થયેલો છે. શું તે નિયમથી જરાપણ વિરૂદ્ધ વર્તવાથી પ્રલય સાગરમાં જગત્ નહિ ડુબી જાય? હરિ! હરિ! હરિ! પાંચમાં પાંચ ઉમેરવાથી દશ થાય છે તેવી રીતે એક નિર્દિષ્ટનું ફળ કોઇ નિર્દિષ્ટ ગ્રહની સાથે મેળાપ થવાથી નિર્દિષ્ટ ફળ ઉત્પન્ન થાય છે. કોઇપણ રીતે ત્હેમાં ફેરફાર થઇ શકતો નથી. દૈવજ્ઞ ઉપાધિધારી ઠગોએ, અસત્યને પૈસાની લાલચે સત્ય બતાવીને જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠાડી દીધો છે. પરન્તુ હું તો તેવો નથી.

માનસિંહ જરા વિચાર કરીને બોલ્યા: " હું કાંઇ આપનો અવિ-

શ્વાસ તો થોડોજ કરૂં છું ? આપની પાસે મ્હારા સંદેહનો ભંગ કરવા કરવા માટે એકાદ બે પ્રશ્ન કર્યાં ”

દૈવજ્ઞે પુછ્યું:– શું પૂછોછો કહો યથાશક્ય આપનો સંદેહ દૂર કરીશ. ”

માનસિંહ શું મ્હારા બધા ગ્રહો અનુકૂળ છે ?

સદાશિવઃ—ના હું ત્હેમ કહેવા માગતો નથી પરન્તુ દુર્ગતિ નાશિની દુર્ગાદેવી જેના પ્રતિ દયાવાન છે. ત્હેનાં દરેક કાર્ય શ્રેયજ થાય છે. ત્હેમાં જરાએ શક નથી. આપ જેવા ભાવિક અને દેવી ભક્તનું કાર્ય સિદ્ધ થાય ત્હેમાં શું નવાઇ છે ? મહારાજ ! અમારી આ વિદ્યાની આગળ કોઇ વાત ગુપ્ત રહી શકતી નથી. ”

કરડી નજરથી માનસિંહે પુનઃ એકવાર દૈવજ્ઞની તરફ જોયું કે “ શું આ ઠગ છે ? ના, ના એમ તો હોઇ શકે નહિ, આતો સંસાર ત્યાગી સંન્યાસી છે. એને જોઇને હૃદય ભક્તિ–રસથી ભીંજાઇ જાય છે એણે કેવી રીતે જાણ્યું કે મહાકાળી મ્હારા ઉપર પ્રસન્ન છે ? એ ઠગ નથી ?” આવી રીતે સોચ વિચાર કરી મહારાજે પુન એક તીક્ષ્ણ નજર દૈવજ્ઞ તરફ ફેરવી એથી જો કે દૈવજ્ઞનું મન ઉચ્ચુંનીચું થયું તથાપિ મુખ મંડળના ગમ્ભીર ઉદાર ભાવમાં જરાએ વિલક્ષણતા આવી નહિ મહારાજે સ્હેજ ગમ્ભીર સ્વરથી કહ્યું, “ હું કોણ છું તે આપ જાણો છો ?” અવિચલીત ચિત્તથી નિર્ભય થઇને સદાશિવે ઉત્તર આપ્યો, “ આપ ભાવી દિલ્લીશ્વર છો, ભારતવર્ષના રક્ષણકર્ત્તા છો અધર્મનો સંહાર કર નાર છો. હરિ ! હરિ !! સીતારામ! રામ !! રામ !! શું આપ હજી પણ મ્હને સદેહની દૃષ્ટિથી જુઓ છો ?”

મહારાજે કહ્યું:-આપ અત્યારે આપના હરિને સંભાળવવું રહેવા દ્યો, હું જે પુછું છું હેનો બરાબર ઉત્તર આપો. શું હું ખરેખર ભાવી ભારતનો સમ્રાટ થઇશ ?"

થોડીવાર શાંત રહીને સદાશિવે કહ્યું "આપ નિશ્ચય દીલ્લીપતિ થશો હેમાં જરાએ સંદેહ નથી. જુઓ જ્યોતિષ શાસ્ત્રમાં એક જગ્યા એ લખ્યું છે" એમ કહીને સદાશિવે એક બે શ્લોક ઉચ્ચૃત કર્યા પછી કહ્યું "મહારાજ ! પ્રત્યક્ષ જુઓ આ વિષ્ણુ ચક્ર છે. હેની ચારે બાજુએ તારા મણ્ડળ છે. વચમાં વિષ્ણુ ચક્ર ઘુમી રહ્યું છે. સાથમાં રવિ શશિપણ છે. અહિંયાં આ યોગાચળ જુઓ—યોગિરાજ વ્યોમ-કેશ મહાયોગમાં નિમગ્ન છે કૈલાસ-વાસિની મહાકાલી આપને અભ-યદાન આપી રહી છે મહારાજ ? આપ એક વર્ષની અંદર અવશ્ય દીલ્હીના સમ્રાટ થશો મ્હારી ગણના એમજ કહે છે, જો આપને જુઠું જણાય તો મ્હને દેહાંત દણ્ડની શિક્ષા કરશો. આગળ ઉપર જે અમંગળ ચિન્હ છે તે જગતમૈયા ભવાનીની કૃપાથી દૂર થશે.

ધુર્ત્ત ચૂડામણિ સદાશિવે એવી ખુબીથી આ સર્વ વાતો કહી કે માનસિંહને હેની એક વાત પણ જુઠી લાગી નહિ આહ્લાદિત થઇને હેને એક મણિમય હાર તથા તોડાં ઇનામ આપી કહ્યુ "આપના પરિશ્રમનો પુરસ્કાર લ્યો. આશા સફળ થયા પછી આપને સારી રીતે ખૂશી કરીશ.

સદાશિવ હેનો સ્વિકાર કરીને ત્યાંથી ચાલ્યો ગયો.



દ્વિતીય ખણ્ડ સમાપ્ત.



# તૃતીયખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ.

### કમલાદેવી.



એક દિવસ પ્રાતઃકાળે આગ્રા નગરમાં ભારે ધામધુમ થઈ રહી હતી પવિત્ર ભગવતી યમુનાના તીરપર એક યોગિની આવી છે. ત્હેની અવસ્થા આશરે ચૌદ પંદર વર્ષની હશે એમ અનુમાન થાય છે. એક સ્ત્રીના આવવાને લીધે આખા શહેરમાં આટલી બધી ધામધુમ શામાટે મચી રહી છે? ત્હેના સૌંદર્યને લીધે. ભૈરવી બાલિકા છે કે પૂર્ણ યૌવના તે માનવી છે કે દેવી, તે કોઇ સ્થિર કરી શક્યું નહિ. ત્હેના સમાન અસામાન્ય સૌંદર્ય-રાશિ, સૌંદર્યના જેવું સ્વર્ગીય લાવણ્ય દેહનું બંધારણ તે મનોહર સૌષ્ઠવ વગેરે જોઇને સર્વ મનુષ્યો અચંબો પામ્યાં અને જગતનિયંતાએ આપેલા અદ્ભુત રૂપની પ્રશંસા કરવા લાગ્યાં. ત્હેના અપૂર્વ સૌન્દર્યે અને લાવણ્યે યમુનાને આલોકિત કરી દીધી છે, ભૈરવી કોણ છે, ક્યાંથી આવી છે. એ કોઇ જાણતું

નથી. તે કોઇને વાત પણ કરતી નથી, ગંમ્ભીર ભાવથી નેત્રો બંધ કરીને એક વટવૃક્ષની નીચે બેઠી છે. લોકો વિસ્મિત ચકિત અને મોહિત થવા લાગ્યા, ચારે બાજુએથી લોકોની ભીડ એકઠી થવા લાગી અને ઇશ્વરે બનાવેલી અનુપમ સૌંદર્યની મૂર્તિને એક ચિતે નિહાળવા લાગી તથા તે જગદાધારના ગુણની પ્રશંસા મુક્ત કણ્ઠથી કરવા લાગી.

મોગલ શહેનશાહતના માલિક શહેનશાહ અકબર બાદશાહને પણ આ ખબર મળી. આ સમયે ત્હેમની ઉમ્મર ૪૪ વર્ષની હતી. પરન્તુ ત્હેમની રૂપ તૃષ્ણા તથા કામ તૃષ્ણા પાર પડી નહોતી. વૃદ્ધાવસ્થામાં પણ ત્હેમને વિષય વિલાસ અને કામ એ ત્રણે બહુ પ્રિય! અને ત્હેને લીધેજ તેઓને આ સુંદરી રમણીને જોવાને માટે બહુજ તીવ્ર જીજ્ઞાસા થઇ, તેથી તેઓ જોવા માટે આવ્યા વિશ્વ વિચલિત થાય છે તેઓ પણ મનુષ્ય હતા. તેથી ત્હેમનું મન વિચલિત થાય તે કાંઇ આશ્ચર્ય કારક નથી અકબરશાહ ઉન્મત્ત થઇ ગયા. ત્હેને કાંઇક કહ્યું પણ ત્હેણે કાંઇ જવાબ ન આપ્યો પરન્તુ ત્હેને જણાયું કે યુવતીએ ઓષ્ટ હલાવીને સ્હેજ સ્મિત કર્યું છે. બસ ત્હેનો જીવ વ્યાકુળ થઇ ગયો. પછી તે યુવતીને કોઈ પણ મનુષ્ય અડચણ ન કરે એટલા માટે એક પહેરો બેસાડયો અને અકબરશાહ રાત્રે ચુપચાપ આવતા અને ત્હેના હાથમાં રાજ્ય આપવાની પ્રતિજ્ઞા કરતા પણ યુવતી કાંઈ બોલતી નહિ આવી રીતે એક માસ વ્યતિત થયા પછી યુવતી બોલી અને સ્હેજ હાસ્ય પણ કર્યું. તે યુવતી ચાર માસ પછી દિલ્હીની અધીશ્વરી કમલાદેવી થઇ.

યુવતીનું નામ પહેલાં કોઈ જાણતું નહોતું. અકબરશાહની સાથે ત્હેણે વિવાહ કર્યા. ક્યા શાસ્ત્રની અનુસાર? તે તો અમે કહી શકતા નથી પરન્તુ મુસલમાની નામ રાખવું ત્હેને પસંદ પડયું નહિ. યુવતી

'કમળાદેવી'ના નામથી વિખ્યાત થઈ. તે રમણીની અપરૂપ રૂપરાશિ, શશિમુખનું મૃદુહાસ્ય અને સ્વભાવની સુસ્નિગ્ધતાએ સમ્રાટ અકબર શાહને એવા મુગ્ધ કરી દીધા કે રાજકાજ છોડીને તે સદા પ્રણયિના પ્રણય સાગરમાંજ ડૂબ્યા રહેતા હતા.

વાંચકો! જુઓ જગતમાં સૌન્દર્યનો કેવો વિજય થાય છે. સૌંદર્યમાન મૂર્તિનું પૂજન હમેશાં વિષયવિલાસી પુરૂષો કરે છે, અને તેમાં પોતાનો સર્વ નાશ કરે છે તથા સૌંદર્ય–મૂર્તિના દાસ બનીને ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્તીને ઇશ્વરે કરેલા કાયદાનો ભંગ કરે છે. તે સૌંદર્યના પ્રભાવથીજ વૃદ્ધ અકબરશાહ પણ એક કનિષ્ટ જાતિની નિર્ધન કમળાના પાશમાં ફસાઇને કામાંધ બન્યા. અને તેથીજ ત્હેમને ભવિષ્યમાં વિપરીત પરિણામો શોષવાં પડયાં. જે મનુષ્યો માત્ર સૌંદર્યમાંજ લુબ્ધ બની પ્રેમ કરે છે તે શુદ્ધ ને કાયમનો પ્રેમ નથી પરન્તુ તે ક્ષણિકને સર્વ નાશ કરનાર છે. જોતજોતાંમાં તે કમળાદેવીજ મોગલ સામ્રાજ્યની અધીશ્વરી થઈ. ત્હેની ભ્રુભંગીને જોઈ હિમાલયે પણ પોતાનું મસ્તક નિચું નમાવ્યું. ત્હેની કોપજાળમાં પડીને અનેક અમીર, ઉમરાવ, વજીર, અમલદારો વિવિધ પ્રકારે અપમાનિત થવા લાગ્યા.

કમળાદેવીનું રૂપ લાવણ્ય જેવું અસામાન્ય હતું તેવુંજ ત્હેની પ્રકૃતિનું ગાંભીર્ય, ચિત્તની સ્વાધિનતા તથા પ્રણયની ગંભીરતા પણ હતી. ત્હેનો પ્રણયસાગર અતિ ગંભીર, અતિ પ્રગાઢ તથા ઘણોજ વેગવાન હતો. આ રમણી પોતાના તરલ નયનકમળના ચંચળ કટાક્ષથી મોહિત કરીને દિલ્લીશ્વરને યૌવન–સાગરના પ્રબલ તરંગોમાં ગબડાવીને રૂપ લાવણ્યના મૃદુ હલકારાઓથી ત્હેમને નચાવા લાગી.

---

# દ્વિતીય પરિચ્છેદ.

## માનસિંહ.

---

માળ મનસુબાના બાંધી, મગ્ન માનવ થાય છે,
આશા–નિરાશા ઉડીખોમાં, અંધ ગોથા ખાય છે;
મધુ–બુંદ માટે જીવ–ભમરો, અહિં તહિં અથડાય છે;
આશા–ધુમાડા કેરા પ્રેમે, કમળમાં સપડાય છે.

---



મલાદેવી દિલ્હીના બાદશાહની બેગમ તો બની પરન્તુ હેનું મન વૃદ્ધ અકબરશાહના રૂપ-લાવણ્યથી તૃપ્ત ન થયું, ત્યારે માનસિંહ સાથે પ્રેમ કરવાની હેને ઇચ્છા થઈ. માનસિંહે પણ વિચાર્યું કેઃ કમલા જો મ્હારી સાથે મળી જશે તો મ્હારી સર્વ ધારણાઓ પાર પડશે. કારણકે તે અકબરશાહને જેમ નચાવે તેમ નાચે છે ને તેથી હું જેમ શિખવીશ તે પ્રમાણે તે ઉપાય કરશે તો ભવિષ્યમાં ભારત ભૂમિને તે અત્યાચારી સલીમના અત્યાચારથી બચાવી શકીશ અને ભારત માતાને સ્વતંત્ર પણ કરી શકીશ. તેથી તે સ્ત્રીના વેશમાં હમેશાં હેની પાસે આવવા જવા લાગ્યો.

* * * * * *

શાહી મહેલના એક સુસજ્જિત દિવાનખાનામાં હાથી દાંતનાં પલંગપર કમલાદેવી સૂતેલી છે. ચારે બાજુએ લાલ મખમલના પડદા

બાંધવામાં આવેલા છે. કમલાની આંખો સ્હેજ ભીંજાએલી જણાય છે. દિલ્લીશ્વરીને રડવાનું કારણ શું છે? કારણ માત્ર પ્રેમજ છે.

હજુ સુધી મ્હારા પ્રેમિક આવ્યા નહિ, ત્હેમને આવતાં કેમ વાર થઇ હશે એમ બોલતાં બોલતાં કમલાના મ્હોંમાંથી કેટલાક ઉદ્‌ગાર નિકળવા લાગ્યા. ( તે મૃદુ સ્વરથી નીચેનું ગાયન ગાવા લાગી. )

" ભોગી ભ્રમર થયો દૂર.
" ત્યાગી ભ્રમરીનો સાચો પ્રેમ, દિલે નહિ રહેમ,
" કાંટાવાળા ક્રૂરઃ—ભોગી.
" મદ ભરેલી સરિતા માંહે, આવ્યું યૌવન–પૂર.
" સાગર–પતિ ભેટવા પ્રેમે, દોડે આણી શૂર,
" જોડી કમળ સંગતે પ્રીત; ભૂલ્યો પ્રેમ-નીશે ખચીત,
" થશે વિપરીત, ધારી લેજે ઉરઃ—ભોગી.

આ પ્રમાણે કમલા બોલતી હતી એટલામાં એક બીજી સ્ત્રીએ દિવાનખાનામાં પ્રવેશ કરીને કહ્યું કેઃ–"અરે મદઘેલી ભ્રમરી, ગભરાતી નહિ, આ રહ્યો ત્હારો ભ્રમર. જો, જો," એમ કહેતાં કહેતાં તે કમલાની બગલમાં જઇને બેઠી. કમલાએ કહ્યુઃ મહારાજ! આપને માટે હું દિવાની બની રહી છું. શું આપ મ્હારાઉપર કાંઇ ક્રોધાયમાન થયા છો? શું મુસલમાની સ્હમજીને ઘૃણા કરો છો?"

તે બીજી સ્ત્રી બોલીઃ—" કમલાદેવી! બસ, હવે વધારે ન સતાવ, તું મ્હારી જીવનપ્રાણ થઈ રહી છે. ત્હારા ઉપર હું ક્રોધાયમાન થાઉં? ત્હારી ઘૃણા કરૂં? એનાથી વધારે બીજી અસંભવિત વાત શું કહી શકાય? કદી હું ત્હારા ઉપર ક્રોધાયમાન થાઉંજ નહિ.

કારણકે ત્હેં મને ત્હારા પ્રેમપિંજરમાં પુરી રાખ્યો છે તેમાંથી હું કદી પણ ઉડી શકું તેમ નથી.

વાંચકો જાણી શક્યા હશે કે, આ બીજી સ્ત્રી તે અમ્બરના મહારાજ માનસિંહ સિવાય બીજી કોઈ નથી.

કમલાઃ—"પરન્તુ મહારાજ! આપ મ્હને જ્યાં સુધી આપણી રાણી તરીકે સ્વીકારશો નહિ ત્યાં સુધી હું આપને સાચા પ્રેમી માનીશ નહિ. મ્હારી સાથે લગ્ન કરવામાં આપને કાંઈ અડચણ તો નથી ને? હું તો હવે આપની થઇ ચુકી. આપ આપનો ઉદ્દેશ પુરો કરવાની ચેષ્ટા કરો."

માનસિંહઃ-પ્રેમમયી! હૃદયેશ્વરી દેવી હું ત્હારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે જો તું મ્હારીજ થઇશ તો હું ત્હારા સિવાય અન્ય સ્ત્રીનું મુખ પણ નહિ જોઉં. કમલા? શું ત્હને મ્હારી વાતપર વિશ્વાસ નથી આવતો? આવ, એક વાર ત્હને હૃદય સાથે ચાંપીને મ્હારા પ્રાણને શીતલ કરૂં."

એમ કહીને માનસિંહે કમલાને પોતાના હૃદય સાથે ચાંપી દીધી. ત્હેના પ્રેમાલિંગનથી પોતાના શરીરને છોડાવતી, કમલાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી કહ્યું:—"મહારાજ! આટલી બધી ઉતાવળ કરવી યોગ્ય નથી. આપ ગભરાઓ નહિ; સમય આવવા દો, હું આપના સિવાય બીજા કોઇની થઈ શકીશ નહિઃ—

સ્હેજ ઉદાસ થઇને માનસિંહ બોલ્યોઃ—સલીમ અમારા માર્ગ માં કણ્ટકસમાન છે. ત્હેને ખસેડયા સિવાય અમારૂં કાર્ય સિદ્ધ થાય તેમ નથી.

કમલાઃ—ત્હેને અવશ્ય દૂર કરવો જોઇએ. પ્રયત્ન કરીને આપ દિલ્હીના બાદશાહ થાવ—હું આપની બેગમ થઇશ—પરન્તુ જો એવામાં

આપ આપની પ્રતિજ્ઞાનો ભંગ કરશો તો ધારેલ સર્વ મનોવાંચ્છનાઓ વ્યર્થ જશે અને કરેલા પ્રયત્નો વિફળ થશે તેમજ તે દિવસે આપનો નાશ થશે. હું આજથી ભીષણ પ્રતિજ્ઞા કરૂં છું કે: હું ત્હમારા સિવાય અન્ય કોઇની કદી થઇશજ નહિ, લગભગ ચાર વર્ષ થયાં આપે મ્હારી સાથે પ્રેમ કર્યો છે. ત્હેનો પુરસ્કાર એજ છે કે આજથી હું ત્હમારીજ થઇ.

માનસિંહઃ—"સ્ત્રીઓના મુખમાંથી હમેશાં શબ્દો બહુજ મધુર નિકળે છે, પરન્તુ તે પ્રમાણે તે કદીપણ વર્તતી નથી માટે હું ત્હારો વિશ્વાસ શી રીતે કરી શકું ? મ્હને વચન આપ કે જીવનપર્યંત હું ભુલીશ નહિ તથા બનતી મદદ કરીશ."

કમલાઃ આપની આ કલ્પના યથાર્થ નથી. કેમકે બધી સ્ત્રીઓનાં અંતઃકરણ એવાં મલિન હોતાં નથી. તેમ છતાં આપને મ્હારો વિશ્વાસ ન આવતો હોય તો હું વચન આપું છું કે જીવનપર્યંત આપનીજ રહીશ ને બનતી મદદ પણ કરીશ.

એમ કહીને કમલાદેવીએ ત્હેમના પગ પકડી લીધા. માનસિંહે ત્હેને હૃદય સાથે લગાવી દીધી.



# તૃતીય પરિચ્છેદ.

## બાદશાહ.



ટલોક સમય શાંત રહ્યા પછી કમલાદેવી બોલીઃ- માનસિંહ? મ્હેં ત્હમને અનેકવાર જોયા છે, અનેકવાર આ દિવાનખાનામાં આ પલંગપર બેસી આપણે બન્નેએ પ્રેમની વાતો કરી છે પરન્તુ આજે ત્હમે જેવા પ્રફુલ્લિત જણાઓ છો તેવા મ્હેં ત્હમને કદી પણ જોયા નથી. ત્હમને જોઇને મ્હારૂં હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. હું જ્યાં સુંધી બની શકશે ત્યાં સુધી સહાયતા આપીશ. જુઓ, દિલ્લીશ્વર થઇને મ્હને દિલ્લીશ્વરી તરીકે જરૂર સ્વિકારતાં ભૂલી જતા નહિં.

કમલાદેવીને ગોદમાં બેસાડીને, ત્હેના ખભાપર વામ હસ્ત રાખીને માનસિંહે કહ્યું:-"કમલા? આજે મ્હને સમ્પૂર્ણ વિશ્વાસ થઇ ગયો છે કે મ્હારા મનોરથ પૂર્ણ થશે. કમલા? ત્હને કોણે સરજી હતી? શું અમૃત વર્ષાવનાર ચંદ્રદેવે પોતાનાં અમૃતભર્યાં કિરણોથી ત્હને ઘડી હતી? વાહ! સ્વયં કામદેવે પોતાના ચિત્ત વિનોદને માટે ત્હારી

રચના કરી હતી ? યેગી, સંસાર ત્યાગી વૃદ્ધ બ્રહ્માજીએ ત્હેને સરજી હોય તો તે અસંભવિત જણાય છે. '

બન્ને પ્રપંચી પ્રેમી આ પ્રકારે પ્રણયના સમુદ્રમાં ગોથાં મારી મારીને આનંદનાં મોતિ લૂંટી રહ્યાં હતાં. આ સમયે એક દાસીએ ગુપ્ત રીતે આવીને ખબર આપી કે-" બેગમ સાહેબ ! બાદશાહ સલામત આપની મુલાકાતને માટે આવી રહ્યા છે." ગુપ્તવેશી પ્રપંચી માનસિંહ જોડેના એક ઓરડામાં છુપાઇ ગયો. કમલાદેવી પણ ગમ્ભીર ભાવથી પલંગપર બેસી ગઇ. શહેનશાહ અકબરશાહે ધીમે ધીમે જમીનપર પગ મૂકતાં મૂકતાં દિવાનખાનાના વિશાળ પ્રાસાદ-ભવનમાં પ્રવેશ કર્યો. સ્હેજ સ્મિત હાસ્યનો ભાવ દર્શાવતી કમળાદેવીએ બાદશાહનો હસ્ત ગ્રહીને ત્હેમને પોતાની જોડે બેસાડયા. અને પછી સ્ત્રી ચરિત્રનો ભાવ પ્રકટ કરીને બોલી:-" આજે આપની તબિયત કાંઇક ઉદાસ જોઉં છું. "

અકબર:—ઉદાસ! ત્હને મળવા છતાં પણ ઉદાસીનતા રહેતી હશે કે?

ચંદ્રમાના ઉગ્યા પછી અંધારૂં રહેતું હશે કે ? ત્હને જોઇને મ્હારૂં મન અતિશય પ્રસન્ન થયું છે. તુંજ મ્હારા જીવનનો સાર છો. જેમ કમલિની માટે ભ્રમર ઘેલો બને છે તેમ હું પણ ત્હારે માટે ઘેલો બન્યો છું. હે પ્યારી હૃદયેશ્વરી ! ત્હારા સિવાય મ્હને જરા પણ ગોઠતું નથી. વારંવાર તુંજ મ્હારી નજરે ચ્હડયા કરે છે. ત્હેં મ્હારાં મનને જાદુની સમાન આકર્ષી લીધું છે. માટે હું ત્હને કદી પણ વિસારી શકીશ નહિ.

બાદશાહના આવા મનોહર શબ્દ સાંભળીને યુવતીનો ચહેરો પ્રફુલ્લિત થઇ ઉઠયો. ત્હેણે એક ચંચળ ચિંતવનથી અકબરશાહની

તરફ જોયું. તે નેત્ર-કટાક્ષથી અકબરશાહનું હૃદય વિચલિત થઇ ઉઠયું.

અકબરઃ—" જો, કમલા ! આજે હું ખરેખર ઉદાસજ થઇ રહ્યો છું, મ્હને એક મ્હોટી વિકટ ચિન્તા એ સતાવી રહી છે કે સલીમ કોઇ પ્રકારે પણ મ્હારૂં કહ્યું માનતો નથી. ત્હેને હજારોવાર સ્હમજાવ્યા છતાં મેહરૂન્નિસાનો ત્યાગ કરતો નથી. ભારતવર્ષનો ભાવી ભૂપતિ હોવા છતાં એક સાધારણ સૌન્દર્યમાન મહેરૂન્નિસામાં મોહી રહ્યો છે, અને મ્હારૂં તથા મોગલસલ્તનતનું નામ લજાવે છે." ઇશ્વિર આવા કુપુત્રો શામાટે આપતો હશે. હે સત્ય સ્વરૂપ ! તું સલીમને સતબુદ્ધિની પ્રેરણા કર અને મ્હારો આજ્ઞાધારક બનાવ.

કમલાઃ—હે દુનિઆના માલિક આપ આટલો બધો ખેદ શામાટે કરો છો? આપને શામાટે ચિન્તા કરવી જોઇએ. તેને વશ કરવા માટે હું યોગ્ય ઉપાય યોજું છું.

અકબરઃ—જેને મ્હેં અને બીજા અનેક પુરૂષોએ અત્યંત શિખામણ આપી છતાં માન્યો નહિ તે ત્હારાથી કદી પણ માનશે નહિ. પરન્તુ એક ઉપાય છે જે તું કરી શકશે ?

કમળાઃ—હા, સ્વામિનાથ આપ જે કહો તે કરવા હું તૈયાર છું. આપના સિવાય આ ક્ષુદ્ર અભાગિનીનો કોણ માલિક છે. આપને માટે જીવન અર્પણ કરવા પણ તૈયાર છું કહો શું આજ્ઞા છે.

અકબરઃ—" માત્ર તું ત્હારી પ્યારી સખિ મેહરૂન્નિસાને એટલું સ્હમજાવી દેજે કે તે સલીમનો આશ્રય ત્યજી દેઇ અને દિલ્લીનો ત્યાગ કરી થોડા દિવસને માટે ચાલી જાય." આમ કરવાથી સલીમ ત્હેનો પક્ષ ત્યજી દેશે અને કાંઇક સતમાર્ગપર આવી શકશે.

કમલા:—મ્હેં એક નિર્ણય કરી રાખ્યો છે કે એમ કરવાથી તે બન્ને માને તેમ નથી. પરન્તુ આપ મેહરૂન્નિસાનાં લગ્ન શેરખાંની સાથે કરીને ત્હેને બંગાલાનો સુબેદાર બનાવીને અહિં દૂર કરો. આંખનો અંતર થતાં અને ત્હેનાં લગ્ન બીજાની સાથે થએલાં જોઇને સલિમ મેહરૂન્નિસાને ભૂલી જશે. માટે આપ સત્વર તે બન્નેનાં લગ્નની તૈયારી કરો.

માનસિંહે જેવી રીતે કમલાને શિખાવી રાખ્યું હતું તેવીજ રીતે ત્હેણે તે અકબરને સ્હમજાવી દીધું. અકબરશાહને તે વાત પસંદ પડી. ત્હેણે કહ્યું: “ હા, હા ! તું બરાબર કહે છે. વારૂ જરા મેહરૂન્નિસાને બોલાવતો. ”

કમલાદેવીએ પોતાની એક દાસીને મેહરૂન્નિસાને બોલાવી લાવવાની આજ્ઞા આપી. સ્હેજવારમાં મેહરૂન્નિસા ત્યાં આવીને ઉભી રહી. ત્હેના આવવાથી ઓરડો પ્રકાશીત થઇ ઉઠયો. ત્હેના રૂપ–લાવણ્યની આગળ કમલાનું મુખમણ્ડળ ઝાંખું પડયું. મ્હેરનું અત્યંત સૌંદર્ય–લાવણ્ય, મૃદુતા વગેરે કમળાનાં ઇર્ષાકુટિલ નેત્રો જોઇ શકયાં નહિ. ત્હેના સૌંદર્યથી ત્હેને ઇર્ષા થવા લાગી. વૃદ્ધ અકબરશાહ પણ નિસ્તબ્ધ બની જઇને ત્હેના તરફ ઘણીવાર સુધી જોઇ રહ્યા. પછી કરૂણ સ્વરથી કહ્યું. હે સુકોમળાંગી મધુરી બાળા, મેહરૂન્નિસા તું જેવી સદ્વર્તન રાખનારી અને સમજુ કન્યા છે તેથી ત્હારાં લગ્ન સલીમની સાથે કરવાં એ મ્હને યોગ્ય લાગતું નથી. તે વ્યભિચારી, કામાંધ અને વ્યસની છે તેથી ભવિષ્યમાં ત્હને અડચણ ન થાય એ માટે ત્હારાં લગ્ન બંગાલાના નૂતન સુબેદાર સાથે કરવા એમ મ્હને યોગ્ય લાગ્યું છે. મ્હેં ત્હારે માટે જે પતિ નિર્માણ કર્યો છે તે કાંઇ સલીમ

**કરતાં કોઇ પ્રકારે કમ નથી. માટે હવે તું સલીમની સાથે પત્રવ્યવહાર તથા મેળાપ બંધ કરી દે. અને ત્હેની યાદગીરી ભૂલી જા.**

મેહરૂન્નિસાઃ—

" હમોને નેહ જે લાગ્યો ભુલાશે કેમ તે પ્યારો ?
" જડયું જે પ્રેમનું બંધન છોડાશે કેમ તે પ્યારો ?
" હમે શયદા થયા જેના સદા એ નામને જપતા;
" લખાયું નામ જે દિલપર ભુસાશે કેમ તે પ્યારો ?
" હમારી હુસ્નની રાખી જુદાઇ ખુદ કરી પેદા;
" કર્યાં જે ઝખ્મ મનપર છે, ભૂલાશે કેમ તે પ્યારો ?

જેને મ્હેં મ્હારા જીવનનો સાર ગણ્યો છે, તેના સિવાય મ્હારાથી આ સૃષ્ટિમાં શી રીતે ટકી શકાય માટે હું તે મનમોહક મૂર્તિને કદી પણ ભૂલી શકીશ નહિ.

કમલાઃ—અરે નાદાન છોકરી, સમસ્ત ભારતવર્ષના માલિક શહેનશાહ જે સ્હમજાવે છે ત્હેના ઉદ્ધત ઉત્તર કેમ આપે છે ? તું જાણતી નથી કે તેઓ ત્હારો ક્ષણ માત્રમાં નાશ કરશે. વ્યર્થ લવારો ન કર અને વડીલ સમ્રાટની આજ્ઞાનું પાલન કર, નહિં તો મરણને શરણ થઇશ.

મેહરૂન્નિસાઃ—

" નહિ વળશે તમારૂં કંઇ કદી લાખો યતન કરશો,
" વચન દઇ યારને મિથ્યા કરાશે કેમ તે ફોકટ ?
" ભલે મારો ભલે કાપો કરો આ દેહના ટુકડા—
" અપાયું દિલ જે પ્યારાને અપાશે કેમ તે કોઇને ?

ત્હમે કોટાન કોટિ ઉપાય કરશો તો પણ તે મ્હારા પ્રેમિકને હું ક્દાપણ વિસરી શકીશ નહિ. જો એક અબળાના ઉપર અત્યાચાર કરી ત્હેના પ્રેમપાત્ર ફોડી નાંખી ત્હેનું સર્વ નાશ કરવાની ઇચ્છા હોય તો આ શરીરના ટુકડે ટુકડા કરી નાંખો. પરન્તુ ત્હમે વિચારો કે પક્ષિઓ જેવી અવાચક જાતમાં પણ કેટલો પ્રેમ છે. ચકોરી ચંદ્રના દર્શને ખીલે છે તેમ મ્હારૂં હૃદય કમળ સલીમના દર્શનથી ખિલે છે તેથી તે વિસરી શકાશે નહિ.

અકબરઃ—મહેર! દિલ્લીના વૃદ્ધ બાદશાહની આમન્યા પાળ અને ત્હેમની આજ્ઞાનો અનાદર ન કર. મ્હારા પુત્ર ઉપરથી ત્હારો મોહ દૂર કર અને મ્હારા પર કૃપા કરી ત્હેનો ત્યાગ કર.

મેહરૂન્નિસા—પિતાશ્રી! આપ શું કહો છો–દયા? મ્હારા જેવી ક્ષુદ્ર બાળા શું દયા કરવાની? અન્નદાતા જાઓ હું આપની આજ્ઞા શિરોમાન્ય રાખું છું–એમ બોલતાં બોલતાં ત્હેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી, કમળના પુષ્પ જેવું ખિલેલું વદન કરમાઇ ગયું, ગાત્ર શિથિલ થઇ ગયા. ગુલાબી ઓષ્ટાધર ફિકા પડી ગયા. થોડીવાર પછી તે પોતાના ઘર તરફ ચાલી ગઈ. દિવાનખાનાનો ઓરડો પ્રકાશહિન થઇ ગયો.

બાદશાહ અકબર અગાધ વિચાર સાગર–સલિલમાં ડૂબતા હોય એમ જણાવા લાગ્યું. તેઓ પણ મહેરને સ્હમજાવીને પોતાના રાજ–ભવન તરફ વિદાય થયા. કમલાદેવી માનસિંહની સાથે બેસીને મોગલોના સત્યાનાશની સલાહ–મસલત કરવા લાગી.

# ચતુર્થ પરિચ્છેદ.

## પ્રેમિક પ્રેમિકા.



"શેરખાં ! ત્હેનું આટલું બધું સન્માન ?"

શાહજાદો સલીમ પોતાના વિશાળ રાજ-ભવનના એક સુસજ્જિત દિવાનખાનામાં સુવર્ણજડિત આસન પર બેસી રહ્યો હતો. એકાએક ઉપર લખેલું વાકય ત્હેના મુખમાંથી નિકળી ગયું. ત્હેનું મુખપણ લાલચોળ થઇ ગયું. નેત્રમાંથી ક્રોધાગ્નિ નિકળવા લાગ્યો. કઠોર સ્વરથી તે બોલવા લાગ્યો: "ખેર જોઇ લઇશ—બાદશાહ અથવા મહોબતખાં મ્હને શું અડચણ કરી શકે તેમ છે ? મ્હારી અર્ધાંગના હૃદયેશ્વરી પ્યારી મહેરૂન્નિસાને શેરખાં લઇ જશે અને હું નામર્દની પેઠે બેસી રહીશ તેમ કદિ પણ બનશે નહિ. મ્હારૂં સર્વનાશ થાય પરન્તુ તે મનમોહીનીને કદી પણ શેરખાંને આધિન થવા દઇશ નહિ. પિતાશ્રીની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે જેથી તેઓ કમળા જેવી કુટીલ સ્ત્રીના ફંદમાં પડયા છે, અને આ સૌંદર્યના ભંડાર જેવી કોમળ બાળાને શેરખાં જેવા સાધારણ મનુષ્યની સાથે લગ્ન કરવાને ઉપસ્થિત થયા છે. પરન્તુ તેમ કદી પણ થવા પામશે નહિ. જ્યાં સુધી મ્હારામાં પ્રાણ હશે ત્યાં સુધી હું તે વ્હાલીને ભૂલીશ નહિ."

આ પ્રકારે કેટલાક સમય સુધી બેઠા બેઠા અનંત વિચાર કર્યા. અને પોતે પોતાના મનમાં ને મનમાં કોણ જાણે શું બડબડવા લાગ્યો. ત્યાર પછી તે પત્ર બહાર કાઢીને પુન: વાંચવા લાગ્યો:—

" પ્યારા સલીમ

હવેની મ્હારી અને ત્હમારી અંતિમ મુલાકાત છે, મ્હારી સર્વે આશાઓ પર પાણી ફરી ગયું. ધારેલી અનેક ધારણાઓ પાર ન પડી. મનમાં ઇચ્છેલું મનમાંજ રહ્યું, ખુલ્લું કરી શકી નહિ. કાલેજ શેર-ખાંની બીબી થઇ જઇશ. હવે હું કદી પણ ત્હમને મળી શકીશ નહિ કે ત્હમારી થઇ પણ શકીશ નહિ સલીમ! જીવનાધાર, જ્યારે જ્યારે આ વાતને યાદ કરૂં છું તે વખતે મ્હારૂં હૃદય કમ્પિ ઉઠે છે, આંખો-માંથી આંસુઓની ધારાઓ વહી વહીને વસુંધરાને ભિની કરી દે છે.

આ સમયે ત્હમારી પાસે પત્ર લખી રહું છું પરન્તુ શું લખું છું તે કાંઈ પણ જાણુતી નથી. મ્હારા જીવનું કાંઇ ઠેકાણું નથી. સલીમ! તે રાત્રે ત્હમે મ્હને શામાટે ડૂબી મરવા ન દીધી? જો મ્હને તે દિવસે ડૂબી મરવા દીધી હોતતો મ્હારી સર્વ ચિન્તાઓનો અને વિઘ્નોનો તેજ દિવસે નાશ થઇ જાત. પરંતુ ત્હમે મ્હને ન ડૂબવા દીધી એ ઘણુંજ કાર્ય ખોટું કર્યું છે. આજની રાત્રિ વિતી જતાં મ્હારે શેરખાંની પત્ની થવું પડશે.

શહેનશાહનો હુકમ છે કેઃ—કદી પણ સલીમનાં ખ્યાલ ત્હારા અંતઃકરણમાં હવે લાવતી નહિ, ત્હેની પાસે ચિઠ્ઠી—પત્ર પણ મોકલીશ નહિ. સલિમ ત્હને મળવા આવે તો ત્હેનું અપમાન કરજે. પરન્તુ મ્હારૂં અંતઃકરણ તો ત્હમને મળ્યા સિવાય ગભરાઇ રહ્યું છે તેથી બાદશાહ સાહેબની આજ્ઞાનું પાલન કરી શકી નહિ. વ્હાલા, આ અભાગિની ઉપર કૃપા કરીને આજ સ્હાંજે યમુનાના કિનારા પર દર્શનનો લાભ આપજો.

અભાગિની

" મેહરૂન્નિસા."

સલીમે તે પત્રને પોતાના ખિસ્સામાં મૂકી દીધો. કાંઇક સોચ વિચાર કરી એક પત્ર લખીને પોતાના નોકરના હાથમાં આપ્યો, પછી હેણે કહ્યું કે: "હાલ ને હાલ જઇને આ પત્ર શેરખાંને સત્વર પહોંચાડી આવ,"

× × × × ×

રાત્રિનો સમય છે. જગતને હસાવતો ચંદ્રમા આકાશમાં હસે છે, પૂર્ણ ચંદ્ર, પૂર્ણ પ્રેમના ઉચ્છવાસથી સુંદરી વસુમતીને પૂર્ણ સુખે હસાવે છે. ચંદ્રના શિતળ કિરણોમાં આનંદનું અમૃત ઝરે છે. પ્રિયતમા ધરાસુંદરી પોતાનું હૃદય ખોલી અમૃત ઝીલે છે, રાત્રિના મલિન મુખને ઉજળું કરીને નક્ષત્ર મંડળને અમૃત પ્રવાહમાં તરતું મૂકીને, ચકોરના ચંચળ હૃદયમાં સુખમય સુધા–ધારા રેડીને, કુસુમના હૃદયદ્રાવક પરિમલ સાથે પોતાના પીયુષને મેળવીને, પપૈયાના લલિત તાનને અમૃત બિંદુથી ભીંજાવીને, પુષ્પોદ્યાનને પ્રેમ પ્રવાહથી શીતળ કરીને, અને એ પ્રમાણે સકળ સૃષ્ટિને હસાવીને પૂનેમનો પૂર્ણ ચંદ્ર પૂર્ણ આનંદથી હસે છે, આ સમયે ભગવતી યમુનાના કિનારા પર એક યુવતી કામિની પોતાના હૃદયને બાળતી બેઠેલી છે. કુદરતના કાયદાને ઉલટાવી નાખનારો એ કેવો પ્રસંગ? જે વસ્તુ સઘળી સૃષ્ટિને સુખરૂપ જણાય છે, તેજ વસ્તુ એક માત્ર અભાગી મનુષ્યને શા માટે ઉલટી દુ:ખ રૂપ થતી હશે? જે પદાર્થ બધાંને માટે અમૃતરૂપ છે, તેજ પદાર્થ દુર્ભાગીને માટે શા કારણથી ઝેર મય થતો હશે? દૈવ જાણે. જે દૈવે પોતાની ગહનકળાનું કૌશલ દર્શાવવા વિચિત્ર માયાની રચના કરી છે, હેના આભાસ અને વિરોધાભાસની એ વિચિત્ર દૈવ વિના બીજું કોણ મીમાંસા કરી શકે તેમ છે? હેનાં કાર્યો આંખે જોવા છતાં એ કાર્યની કારણની બીજું કોણ કલ્પના કરી શકે તેમ છે:

ભગવતી પવિત્ર યમુના નદીના તટપર આવેલું ઉપવન પક્ષિયોના કુંજનથી, ભ્રમર દલના ગુંજનથી અને અમૃતના સીંચનથી નંદનવનની શોભા વિસ્તારી રહ્યું છે, પરિમલ ભીના વાયુથી જે ઉપવન સૂવાસિત બની રહ્યું છે, ત્હેમાં પ્રવેશ કરતાં કોના પ્રાણ શીતળ થતા નથી. અમૃત વર્ષાવતા, આકાશ નીચે પુષ્પોથી ઢંકાયેલા લતાકુંજમાં બેસીને સૃષ્ટિનું સૌંદર્ય વિલોકતાં કોની આંખો પરિતૃપ્ત થતી નથી. એક માત્ર મિત્યને માટે વિરહણિ થનાર, એક માત્ર અભાગિની, એક માત્ર દુઃખિની, મહેરૂન્નિસાને એ તૃપ્તિ નહોતી--તે અભાગી હતી—મહેર વિરહ રોગથી પીડિત હતી એથી ત્હેને લલાટે આ અલૌકિક આનંદની શાન્તિ ક્યાંથી લખી હોય ? જે આનંદને લઇને સકળ સૃષ્ટિ આ વખતે મસ્ત હતી, તે આનંદના ખોળામાં મહેરૂન્નિસા ખેદનોજ અનુભવ કરતી હતી. જે આનંદથી સકળ બ્રહ્માંડ હસી રહ્યું હતુ, તે આનંદના પ્રકાશમાં મહેરનું મલિન—મુખ વધારે મ્લાન અને ફિક્કું જણાતું હતું. આ નિર્જન સ્થાનની એકાંતમાં ભૂતકાળની પોતાના પ્યારાની સાથે થયેલી અનેક વાતો એકાએક ત્હેના હૃદયદેશમાં ઉદય પામી પ્રિય—સખા સલીમનું રસભરિત, પ્રીતિમય, વદન—મંડળ આ વખતે અતિ ઉજ્વળ રંગે ત્હેના હૃદયપટ ઉપર ચિતરાઇ રહ્યું. મહેરૂન્નિસા લાંબો નિઃસાસો મૂકીને દાસી તરફ નજર કરી એકાએક બોલી ઉઠીઃ—"ક્યાં છે ? મ્હારા હૃદયેશ્વર સલીમ અહિં ક્યાં છે ? તું કહેતી નહોતી કે શાહજાદા સાહેબ આ ઠેકાણે મ્હારી રાહ જોતા બેઠલા છે.

દાસી કાંઇ પણ ઉત્તર ન આપતાં તરતજ મ્હોટેથી હસી એ ઠેકાણેથી ન્હાસી ગઇ, બીજી પળે પછવાડેથી કોઈ કંપિત કણ્ઠે બોલી

ઉઠયું:—"મહેર ! પ્યારી ! વ્હાલી મહેર ! ! હૃદયેશ્વરી ! ! !

મહેરૂન્નિસાએ એકાએક ચમકીને પાછું વાળી જોયું:—ત્હેણે શું જોયું ? ત્હેણે જોયું કે નજીકમાંજ પોતાના તરફ અનિમિષ-નેત્રે નજર કરતો સલીમ આપોઆપ ઉભેલો છે. કેવું આશ્ચર્ય !

'જે જેનાં મનમાં તે ત્હેની પાસે." એ કહેવત શું સત્ય હશે. આ વખતે તો મહેરૂન્નિસાને ત્હેની સત્યતાનો અનુભવ થયો હતો. કેટલોક વખત બન્ને પ્રેમમસ્ત પંખીડાં એક બીજાની સ્હામે સ્થિર સ્થિર દૃષ્ટિએ જોતાં જ્યાંને ત્યાંજ સ્તંભી રહ્યાં, મુંગે મ્હોડે આંખો માત્ર પોતાનું કામ કરતી હતી-સલીમની આંખોમાં ઉદાસી છવાઇ હતી-મહેરની આંખોમાંથી આંસુધાર વહેતી હતી-આ પ્રમાણે કેટલો વખત દૃષ્ટિયોગ ચાલ્યો હશે તે કંઇ અમે કહી શકતા નથી-છેવટે મહેરે પોતાના અંચલ વડે અશ્રુપ્રવાહનું મોચન કરી, ધીમા વીણા સ્વરથી કહ્યું:—શાહજાદા સલીમ ? આપ આવી પહોંચ્યા ?"

સલીમ:—'હા હૃદયેશ્વરી હું આવી પહોંચ્યો."

મહેરૂન્નિસાને કાને આ શબ્દો સંભળાતાં પુનઃ ત્હેનું હૃદય ભરાઇ આવ્યું આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી-એ જોઇને સલીમે પોતાના હૃદય સરખી ચાંપીને કહ્યું:—"મહેર ? રડે છે શા માટે ? ત્હારી આંખોમાં આંસુ જોઇને મ્હારૂં હૃદય કમ્પિ ઉઠે છે. શું જગતનિયંતા કરૂણાસાગર પરમાત્માએ આંખો રડવાને માટેજ બનાવી છે ? વ્હાલી મિહર:—

આ શું ? વ્હાલી ! તુજ મુખ બધું આંસુથી ભીંજવે કાં,<br>
હું વિચારૂં સહજ કંઇ છું દર્દ તો શુંજ છે ત્હને.

આ સંસારે કંઈ ફિકર છે, કાંઇ ત્હેને વિચાર.
રે! રે! તેથી રૂદન કરતું આમ, વ્હાલી ઘટે શું?

ઘણાજ મધુર અને ઉદાસી ભરેલા સ્વરમાં મહેરૂન્નિસા બોલી:—
"હા વ્હાલા સલીમ? રડવાને માટે નહિ તો પછી શા માટે?

" આંખ દી અલ્લાહને, આંસુ વહાનેકે લિયે,
દિલ દિયા હર રોજ કે, સદમે ઉઠાનેકે લિયે. "

પ્યારા સલીમ? જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તો આ આંખોને રડવાનુંજ છે. પરન્તુ પ્યારા? જ્યારે ત્હમે મારા વિયોગી થશો ત્યારે મારી આંખોનાં આપની માફક સ્નેહથી આંસુ કોણ લૂછશે?

સલીમ: વ્હાલી તું પ્રાણાંતે પણ અન્યને હસ્ત જનાર નથી. આ શરીર સલીમશાહ સમસ્ત સંસારને પોતાની હથેળીમાં નચાવવાને શક્તિમાન છે. દુનિયાના દરેક મનુષ્યને વશ કરવાને શક્તિમાન છે. માટે તું શાંત થા. રડ નહિ! વ્હાલી!

" રડી શાને વેરે તુજ નયન મોતી અણમૂલાં?
ન દે મીઠા ભાવો જલકણ મહીં આમ વહવા?
તને જે ભાસે છે તુજ હૃદયના ભાર કડવા,
અરે! એતો મીઠા મુજ હૃદયના લ્હાવ સઘળા.
પ્રિયે! તોયે તું જો તુજ હૃદય આવું ઢલવશે,
પ્રતિ બિન્દુ એવું ગણીશ નિરખી એક નજરે,
એકે બિન્દુડે દઇશ નવી હું આલમ ત્હને,[1]
નક્કી એ બિન્દુડાં ટપકી ટપકી વ્યર્થ ન જશે. "

---

૧ કલાપી.

વ્હાલી! હું ત્હારૂં રડવું વ્યર્થ જવા દેનાર નથી તું જે માટે રડે છે તે બદલ પુરતો ઉપાય સત્વર લઉં છું. તું સલીમશાહની પત્નીજ થનાર છો ત્હેમાં વિઘ્ન નાખવાને કોઇ પણ શકિતમાન નથી. સ્વયં અકબરશાહને પણ હું એ કાર્યથી વિમુખ રહેવાની હાલજ સૂચના આપું છું. માટે તું વ્યર્થ શોક ન કર ને સલીમશાહની સાથે આનંદને ઉપભોગથી રહી મજા ભોગવ

મહેરૂન્નિસા: વ્હાલા! આપ હવે મ્હને રડવાજ દ્યો, કારણ કે હવે હું શેરખાંની બેગમ થવાની છું. આપથી વિમુખ થનાર છું. માટે શાહજાદા સાહેબ આ દીન અબળા ઉપરના પ્રેમને વિસરી જાઓ અને જનાનખાનાની બીબીઓના પ્રેમના ભોકતા બનો. ત્યાં ત્હમને જે આનંદ મળશે તેવો આનંદ હવે મ્હારા તરફથી મળવાની આશા આપ ત્યજી દ્યો. આપ સુખેથી ત્યાં પધારો અને આ રડતી અબળાને રડવાજ દ્યો—પ્યારા!

[1]રોનારાંને રોવા દેજો;
હસવાનું ત્હેને ના કહેજો;
શીદ દયા ખાલી ખોવાની
રોતી આંખો રોવાની!
રોનારાંએ રોવું લીધું,
આંસુડાંને હૈડું દીધું;
આંખે ઘેલું અમૃત પીધું,
પી પી રોવાની!

---

૧ કલાપી.

સલીમનું વીરહૃદય પણ આ વાક્યો સાંભળીને પીગળી ગયું. હેણે ઘણા હેત સાથે મેહરૂન્નિસાને પોતાના હૃદય સાથે લગાવીને હેનાં આંસુ પોતાના રૂમાલથી લૂછ્યાં. તે બોલી:—પ્યારા ! હું ક્યા હૃદયથી હમને વિસારી શકું ? મન મુંઝાય છે. શરીર વ્યાકુળ થાય છે. હાય ! સલીમ ? હમને આ આંખોએ શા માટે જોયા હતા ?

સલીમે કહ્યું:—પ્યારી ! હું ક્યા મુખથી કહું કે તું શેરખાંની થા. જે પ્રેમની સાંકળથી મ્હને હેં બાંધી રાખ્યો છે તે કદી ટૂટી શકતી હશે કે ? તું રડ નહિ શાંત થા મહેર ! હું હજી પણ કહું છું કે: તું મ્હારીજ છે તે બીજાની કદી પણ થનાર નથી. તું અવશ્ય દિલ્હીના રાજ્યાસનપર મ્હારી સાથે બેસીશ હેમાં જરા પણ સંદેહ નથી. આ કાયાનો વિનાશ થશે તોપણ હું હને ત્યજનાર નથી. શાંત થા ! વ્હાલી હૃદયેશ્વરી શાંત થા ! !

સલીમની તરફ જોતાં જોતાં કહ્યું "આપ આ શું બોલો છો ? હમે તો ભારતના ભાવી ભૂપતિ થશો એટલે આ હતભાગિને વિસરી જશો. આપના અંતઃપુરમાં આપ અંબરકુમારી વગેરે અનેક રમણીઓની સાથે વિલાસ અને મોજશોખમાં પડશો એટલે આ દિન અબળાને કદી યાદ પણ નહિ કરો.

સલીમ: વ્હાલી ! હારા આવા માર્મિક શબ્દો સાંભળીને મ્હારૂં મન ચંચળ થઇ જાય છે, હૃદય વિચલિત થઇ જાય છે. મહેર ! અંબરકુમારી તો શું પરન્તુ ઇંદ્રની અપ્સરાઓ જેવી સુંદર રમણીઓ મળે તોપણ હું હને કદી પણ વિસરૂં નહિ. તુંજ મ્હારા જીવનનું સારરત્ન છે. તુંજ મ્હારા શરીરનું વ્હેતું રક્ત છે. તુંજ મ્હારૂં સર્વસ્વ છે. તેથી હું કદી પણ વિસરીશ નહિ. માટે વ્યર્થ શોક ન કર. હારી જે ઇચ્છા હોય તે માગી લે.

મહેરૂન્નિસાઃ—પ્રાણાધાર હવે શું માગું ? મ્હારાથી હવે કાંઇ પણ માગણી કરવાની હિમ્મત થતી નથી."

સલીમઃ—મહેર, વ્હાલી મહેર ! શા માટે હિમ્મત નથી ? જે ઇચ્છા હોય તે ખુશીથી માગી લે. સલીમ ત્હારી સર્વ માગણી પૂરી કરશે."

ચમકીને મહેરૂનિસાએ કહ્યું:—"હવે મ્હને કંઇપણ માગણી કરવાની ઇચ્છા નથી. સલીમ ! હવે મ્હને મુક્ત કરો. પરમ પવિત્ર પરમાત્મા ત્હમને સુખી–આબાદ રાખે અને ત્હમને દિલ્હીનું તખ્ત અર્પણ કરે, એજ મ્હારી તે પરમકૃપાળુ પાસે માગણી છે, હવે બીજી કોઇપણ બાબતની મ્હને ઇચ્છા નથી. સલીમ ! મ્હારા જે કાંઇ અપરાધ હોય તે સર્વ આપ માફ કરજો.

એમ કહેતાં કહેતાં ત્હેની આંખો ભરાઈ આવી. સલીમે કહ્યું:—"પ્યારી મહેરૂન્નિસા ! ચાલ દિલ્લીના તખ્તની મ્હને કાંઇપણ પરવા નથી. આપણે દુનિયાને ત્યજીને કોઇ અરણ્ય પ્રદેશમાં જઇને નિવાસ કરીએ. તે શાંત અરણ્યમાં મ્હારા મનને જે આનંદ મળશે તે આનંદ ત્હારાથી જુદા પડયા પછી દિલ્હીના શાહી મહેલમાં પણ મળી શકશે નહિ. સલીમ પોતાનો પ્રાણ જતાં પણ પોતાની પ્યારી મેહરૂન્નિસાને કદી પણ છોડી શકે તેમ નથી."

મહેરૂન્નિસા ચાલવા લાગી સલીમે ત્હેનો હાથ પકડી લીધો અને કહ્યું:—'મહેર ! હું ત્હને છોડવાનો નથી. હાલમાં આગ્રાને ત્યજી મ્હારી સાથે ન્હાસી ચાલ–હું તરત આગ્રા ત્યજી દઇશ." પરંતુ તે વાત તરફ ધ્યાન ન આપતાં મેહરૂન્નિસા જલદીથી પોતાનો હાથ છોડાવી ન્હાસી ગઇ. સલીમ કાષ્ટની મૂર્તિની પેઠે ત્યાંને ત્યાં ઉભો રહ્યો અને અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. થોડીવાર પછી ઉપવનની બહાર આવીને ઘોડેસ્વાર થઇને ત્વરિતગતિથી ચાલ્યો ગયો.

* * * * *

અહિંયાં કમલાદેવીના રંગમહેલથી આવીને બાદશાહે શેરખાંને બોલાવ્યો. બાદશાહે ત્હેને મેરૂન્નિસાની સાથે ત્હેના લગ્ન કરવાની તથા ત્હેને બંગાલામાં સૂબેદાર તરીકે જવાની વાત કહી શેરખાંને આ સર્વ વાત સ્વપ્નસમાન માલુમ પડી તે પહેલેથી મેહરૂન્નિસાને ચ્હાતો હતો, પરન્તુ શાહજાદા સલીમના ભયથી તે પ્રેમની વાત પોતાના મુખપર લાવતો નહોતો. હવે સ્વયં બાદશાહનાજ મુખથી આ સમાચાર સાંભળીને ત્હેને ઘણો આનંદ થયો. તે બોલ્યોઃ—અન્નદાતા! જો આપે આપના મુખથી ન કહ્યું હોત તો હું મહેરના પ્રેમની વાત મ્હારી જીભથી કહેત નહિ. હું ત્હેને અંતઃકરણથી ચાહુંછું. હજૂરની આ આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં મ્હારી મૂર્ખાઇ પ્રકટ થશે. પરન્તુ........

બાદશાહઃ—“ સલીમને માટે ચિન્તા ન કરો. મહેરનાં લગ્ન ત્હેની સાથે થઇ શકશે નહિ. ત્હેમાં મ્હારો જરા પણ મત નથી. હું ત્હેનાં લગ્ન ત્હમારી સાથેજ કરી દેવા ધારૂં છું. થોડાજ સમયમાં હું ત્હમને બંગાલાનો હાકેમ બનાવીને મોકલીશ. ”

શેરખાંએ મસ્તક નમાવીને બાદશાહને નમન કર્યું. અકબરશાહ ચાલ્યા ગયા. શેરખાં આનંદસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. આ સમયે સલીમશાહના નોકરે આવીને ત્હેના હાથમાં પત્ર આપ્યો. પત્ર વાંચીને તે એક ઘૃણાની સાથે હસ્યો, પોતે ને પોતે બોલવા લાગ્યો; “તફાવત એટલોજ છે કે હું બાદશાહનો પુત્ર નથી, નહિ તો સલીમ મ્હારી ગુલામીને માટે પણ લાયક નથી.” એમ કહીને ત્હેણે પત્રના કટકે કટકા કરીને ફેંકી દીધો.

ધીમે ધીમે રાત્રિ આવી પહોંચી—ઓરડામાંથી એક ખુલ્લી તલવાર લટકાવીને, શેરખાં ચુપચાપ એકલોજ ઘરમાંથી બહાર નિકળી પડયો.

ૐ




## એક મ્યાનની બે તલવાર.




આથી થોડે વેગળે એક અતિપ્રાચીન તૂટયા ફૂટયા ખંડિયેરના જેવું મકાન છે. રાત્રિને સમયે શેરખાં તે ખંડિયેરમાં દાખલ થયો. ત્યાં કોઇ પણ માણસના પગરવનો સંચાર નથી, એ સમયે એક શિયાળ ત્યાં બેઠું હતું તે પણ આવેલા પુરૂષને જોઇને ન્હાસી ગયું. ચારે બાજુએ તમરાંઓના વિકટ ઝંકાર સિવાય અન્ય કાંઇ સાંભળવામાં આવતું નથી.

ખંડિએરની ચારે તરફ દુર્ભેદ્ય અરણ્યો આવેલાં છે. ત્હેની દિવાલોપર ઘાસ ઉગેલું છે. ત્હેના ઉપર ચળકતાં ચંદ્રમાનાં કિરણો પડીને ત્હેની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે શેરખાં ચુપચાપ ઉભો ઉભો રાત્રિના સમયની તે નીરવ રમણીય–સુંદરતાની શોભા નિહાળવા લાગ્યો. થોડીજ વાર થઈ કે એક અન્ય અશ્વારોહી પુરૂષ સ્વાર ત્યાં આવી પહોંચ્યો.

શેરખાંને જોઇને નવા આવેલા પુરૂષે હસતાં હસતાં કહ્યું:– થોડાજ સમય પછી કુદરતની આ મજા નહિ ચાખી શકો તેથી જોઇ

રહ્યા ? મ્હેં ધાર્યું હતું કે: ત્હમે બ્હીકણ છો, અહિં સુધી આવવાની ત્હમારામાં હિમ્મત નહિ હોય.

શેરખાંએ સ્હેજ સ્મિત કરીને કહ્યું: "શાહજાદા સાહેબ ? હવે મશ્કરીની વાત જવાદો. શા માટે બોલાવ્યો હતો તે કહો મ્હને આપે બ્હીકણ શા માટે ધાર્યો હતો તે પણ કૃપા કરીને જણાવો"

ક્રોધથી કંપિત થએલા સલીમે કહ્યું:—"શું હું ત્હારી મશ્કરી કરૂં છું? ત્હારી સાથે મશ્કરી કરીને બોલવું, ત્હેના કરતાં મ્હારે માટે બીજી વધારે લજ્જાસ્પદ વાત કઇ છે? તું નાદાન, નામર્દ છે–"

શેરખાંએ વિનીત ભાવથી કહ્યું:–' શાહજાદા આવી ક્ષુદ્ર ક્ષુદ્ર વ.તો આપના મુખમાંથી કેમ બહાર કાઢો છો ? હું આપનો ગુલામ અને તાબેદાર છું. જો કાંઈ અપરાધ હોય તો ક્ષમા કરો, ક્રોધને શાંત કરો–"

"બેશરમ ?" ઘણા ગંભીર સ્વરથી સલીમે કહ્યું, બેશરમ ! જેવો તું છે તેવીજ વાતો કરે છે. જાણતો નથી કે હું કોણ છું ?– મ્હેં તને સજા કરવાને માટે અહિંયાં બોલાવ્યો છે."

શેરખાંની ધીરતા અને ગંભીરતા લુપ્ત થઇ ગઇ. ત્હેની આંખો- માંથી ક્રોધના અંગારા નિકળવા લાગ્યા. ક્રોધને લીધે ત્હેનું શરીર થરથર કંપવા લાગ્યું. અત્યાર સુધી તે સલીમની હૃદયભેદક વાતો સહન કરી રહ્યો હતો પરન્તુ હવે તે સહન કરી શક્યો નહિ. તો પણ સલીમ સ્હમજી શક્યો નહિ કે તેણે સૂતેલા સિંહને જગાડયો છે. શેરખાં થોડા સમય સુધી શાંત રહીને બોલ્યો:–'આપ અત્યારે ક્રોધને લીધે અન્ધ બની રહ્યા છો તેથી હું કાંઇ પણ વાત કહેવા ચાહતો નથી, જે કાંઇ કહેવું હશે તે કાલે કહીશ.

એમ કહીને શેરખાં જવાને માટે ઉપસ્થિત થયો; પરન્તુ સલીમ રસ્તો રોકીને ઉભો રહ્યો તે બોલ્યોઃ—" નાદાન ! નામર્દ ! ! તું બ્હીકણ ખરો કે નહિ તું બહાદુર હોવાનો દંભ બતાવે છે તો પછી શા માટે ન્હાસે છે ? પ્રાણ જવાના ભયથી ન્હાસી રહ્યો છે કેમ ? ત્હને એટલું પણ ભાન નથી કે એક વનરાજ કેસરી સિંહના હાથમાંથી છૂટીને ક્યાં જઇશ ?"

શેરખાંને સલીમના બોલ વજ્ર જેવા લાગ્યા. તે એકદમ ઉભો થઇ રહ્યો અને ક્હેવા લાગ્યોઃ—

" શાહજાદા ! શું આપ દિવાના બની ગયા છો ? માની લેજો કે હું બ્હીકણ છું.—નામર્દ છું, પરન્તુ હું તો અહિંયાં કાંઇ બહાદુરી બતાવા આવ્યો નથી. આપ આ દીન સેવક ઉપર આટલો બધો ગુસ્સો શા માટે કરો છો ?

શાહજાદા સલીમે કહ્યુંઃ હે મૂર્ખ ! તું મ્હને દિવાનો કહેનાર કોણ ? મ્હને ગુસ્સે થવાનું કારણ તું નથી જાણતો ? ત્હને મ્હારી પ્યારી મેહરૂન્નિસાના શરીરનો સ્પર્શ કરવાનો શું અધિકાર છે ? ત્હેં બાદશાહની સમક્ષ મેહરૂન્નિસાની વાત શા માટે યાદ કરી ?

શેરખાંઃ—સલીમ ? ત્હમે મ્હારા ન્હાના ભાઈ સમાન છો હું ત્હારા બુરામાં જરાએ રાજી નથી આ વખતે આપ ક્રોધથી દિવાના બની રહ્યા છો, તેથી અત્યારે હું ત્હમને કાંઇ કહેવા માગતો નથી. ચાલો, આપણે આપણે ઘેર જઇએ.

સલીમે ગર્જના કરીને કહ્યુંઃ—" મૂર્ખ, લુચ્ચા ! ઘેર જવું છે ? જો પુરૂષનો બચ્ચો હો તો હવે તલવાર ઉઠાવ."

સલીમે એમ કહીને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. પોતાના

રક્ષણને માટે શેરખાંને પણ તલવાર ઉઠાવવી પડી. પોતાની છાતી ઉંચી કરીને શેરખાંએ કહ્યું, "હજી સુધી મ્હને ક્રોધ ચ્હડયો નથી. ચાલ્યા ઘેર ચાલો-આ દુનિયામાં એવો કોઇ નથી કે જે શેરખાંને ક્રોધ ચ્હડયા પછી ત્હેની સ્હામેઉભો રહી શકે. હું મિહરૂન્નિસાને ચાહું છું ખરો, પરન્તુ ત્હેના ઉપર તહમારો પ્રેમ જોઇ મ્હેં આજ સુધી મ્હારા હૃદયની વાત કોઇને કહી નથી. જ્યારે સ્વયં બાદશાહેજ કહ્યું ત્યારે મ્હારે ત્હેમની આજ્ઞા માન્ય કરવી પડી મ્હારો એમાં કાંઈ પણ અપરાધ નથી,"

સલીમઃ ત્હારી કોઇ વાત હું સાંભળવા માગતો નથી. જો પ્રાણની દરકાર હોય તો આજ રાત્રેજ અહિંથી ચાલ્યો જા. કદી પણ આગ્રામાં આવતો નહિ. મ્હારા સિવાય મેહરૂન્નિસાની અન્ય કોઇ થઇ શકશે નહિ.

શેરખાંઃ-શાહજાદા! જો મેરૂન્નિસાનાં લગ્ન કોઇ પણ રીતે આપની સાથે થયાં હોત તો હું અપમાન સહન કરીને પણ મેહરૂન્નિસાને ત્યજી દેત, પણ બાદશાહનો હુકમ છે તેથી હવે હું કાંઇ કરી શકું તેમ નથી. આપના કહેવાથી હું શહેર ત્યજી શકીશ નહિ.

શેરખાંની આ વાતે સાંભળતાંજ સલીમના અંગમાંથી અંગારા નિકળવા લાગ્યા. તે બોલ્યોઃ-"ઉઠાવ ત્હારી તલવાર." એમ કહીને ત્હેણે શેરખાં તરફ તરવારનો પ્રહાર કર્યો.

શેરખાંઃ-શાહજાદા! આપના તરફ તરવાર ઉગામતાં મ્હને શરમ આવેછે પરન્તુ આપ માનતાજ નથી. સૂતેલા શેરખાંને જગાડીને આપસાહેબે સારૂં કાર્ય કર્યું નથી. બનતાં સુધી હું તહમારા પર તલવારનાં પ્રહાર કરીશ નહિં." એમ કહીને તલવાર ફેરવી ફેરવીને શેરખાં સ-

લીમના હુમલાને વ્યર્થ કરવા લાગ્યો. આખરે સલીમ એક સખ્ત ઘાપ ખાઇને અશ્વપરથી નીચે ઢળી પડયો. પડતાંની સાથેજ તે બેહોશ થઇ ગયો. અશ્વપરથી ઉતરીને શેરખાં જોવા લાગ્યો કે સલીમને કેવો ઘાપ લાગ્યો છે. ત્હેને જણાયું કે ઘાપ અતિશય સખ્ત લાગ્યો નથી. તે જોઇને ત્હેને ઘણી પ્રસન્નતા થઇ. થોડાજ સમયમાં સલીમને હોંશ આવી, ત્યારે ત્હેણે નેત્ર ખુલ્યાં.

શેરખાં અતિ વિનીત ભાવથી બોલ્યોઃ–" સલીમ ! આપે પોતેજ આપના આ હાલ કરાવ્યા છે. મ્હારી કાંઇ પણ કસૂર નથી, ઘાપ સખ્ત નથી. પ્રાણ જવાનો ભય નથી. મ્હારો અપરાધ ક્ષમા કરજો.

ઘાપ વાગવાની વાત સલીમે શરમને લીધે અન્ય કોઇ પણ વ્યક્તિને કદી પણ પ્રકાશિત થવા દીધી નહિ.

સલીમ કાંઇપણ બોલ્યો નહિ. લજ્જાથી મસ્તક નીચું નમાવીને થોડા સમય સુધી બેસી રહ્યો. પછી પોતાના અશ્વઉપર સ્વાર થઇને ચાલ્યો ગયો. પાછળ તરફ ફરીને જોયું પણ નહિ.

બીજે દિવસ શેરખાંની સાથે સૌન્દર્યમયી મેહરૂન્નિસાના લગ્ન થઇ ગયાં. લગ્નને ત્રિજેજ દિવસે, તે બંગાળાના સુબેદાર તરીકે આગ્રાથી વિદાય થયો. આ સમયે પંજાબમાં બળવો મચી રહ્યો હતો. ત્હેને શાંત કરવાને માટે સલીમને સેનાપતિ તરીકે લાહોર મોકલવામાં આવ્યો.





# ચતુર્થ ખણ્ડ.

## પ્રથમ પરિચ્છેદ.

### હેમલતા.

અમ્બર નગરથી પૂર્વે ત્રીશ કોસ ઉપર "સુવર્ણ ગ્રામ" નામનું એક નગર છે. આ ગ્રામની પૂર્વ દિશામાં એક સુરમ્ય પુષ્પોદ્યાન સુવાસિત ફળ ફુલથી શોભી રહ્યું છે. ત્હેની અંદર શ્વેત પત્થરના બનેલો અતિ મનોહર, રાજમહેલ આવેલો છે. ઉદ્યાનની ચારે બાજુએ ઉંચી ઉંચી ઇંટોની દિવાલો બનેલી છે. વચ્ચે વચ્ચે વિવિધ સુસ્વાદુ ફળોનાં વૃક્ષ છે અને કોઇક કોઇક સ્થળે રમણીય ઉપવનો છે. કુસુમ લતિકાઓમાં વિવિધ કુસુમ સર્વદા વિકસિત રહે છે. ભ્રમરોનો મધુર ગુંજાર અને વિહંગોનો મધુર કલરવ દિગ્-મંડળને નિરંતર આનંદિત કરે છે.

આજે પ્રભાત સમયે, એક નવયૌવના પરમ સુન્દરી એકલી એ કુસુમોદ્યાનમાં ફરી રહી હતી-પ્રાતઃકાળે જેમ નીલ કમળ સરોવરમાં ધીમે ધીમે ખીલે છે તે પ્રમાણે યૌવન રૂપ પ્રાતઃકાળમાં તે યુવતીના

શરિર રૂપ સરોવરમાં સુંદરતા રૂપ કમળ ખીલવા માંડયું છે. પૂર્ણિમાના સ્વચ્છ ચંદ્ર જેવું નિર્મ્લાન મુખ, અમૃત સુધાથી ભરેલા પ્રવાલસમાન અધરોષ્ટ, સ્ફાટિકના ઝીણા ઝીણા કટકાઓ જેવી શુભ્રદંત પંક્તિ, શંખના પૂઠ ભાગ જેવા ચઢ ઉતર ઘાટનો ગળાનાં ભાગ, સુવર્ણ મૌક્તિક ના અલંકારોસહિત મનોહર બંને હાથ, લોહી માંસથી ભરેલા ઉપસાયલા અને યુવાવસ્થાનું ચિન્હ બતાવતા બન્ને ખભાનો વચલો ભાગ, કદળીપત્ર જેવી શરીરની ચામડી, પાતળો કટિપ્રદેશ, હરિણના જેવાં ચંચળ, પાણીદાર નેત્રો, માધૂર્ય પૂર્ણ રહસ્ય છટા ચતુરાઇથી મનુષ્યો પ્રતિ દૃષ્ટિ નાંખી ક્ષણવારમાં નીચું જોવું. વારંવાર વસ્ત્ર સંકુચિત કરી કોઇનો સ્પર્શ ન કરવો. અને કોઈ એક વસ્તુનુંજ ધ્યાન ધરી હમેશાં ઉદાસ રહેવું આ સઘળું તે યુવતીમાં જણાતું હતું તે યુવાવસ્થામાં આવેલી એક બાલિકા હતી, ત્હેની અસામાન્ય સુંદરતાથી આખું ઉદ્યાન શોભિત થઇ રહ્યું હતું. યુવતી પોતેને પોતેજ બોલી રહી હતી: "સ્ત્રીઓ નિરંતર પરાધિનજ રહે છે; નહીં તો અજયસિંહની કન્યા—મહારાજ માનસિંહની મહિષી—હું આજે કેદીની હાલતમાં કેમ દિન વ્યતિત કરી રહી છું. પ્રાણેશ્વરની ઇચ્છા પ્રમાણે મ્હારે વર્તવું જોઇએ ત્હેમાંજ સર્વ સુખ સમાએલું છે. ત્હેમની ઇચ્છાજ મ્હને કેદી બનાવીને રાખવાની છે. પરન્તુ તેથી મ્હને જરાએ દુઃખ થતું નથી. પણ મ્હને હરકત એ વાતનીજ છે કે આ પાપી મ્હને અતિ દુઃખ આપે છે. ત્હેનો અત્યાચાર હવે સહન થઇ શકતો નથી. જો મહારાજ વખતે વખતે દર્શનનો લાભ આપે તો દુઃખ માલુમ પડે નહિ—" તે સુકોમળ આર્યબાળા આ પ્રકારે મનમાં ને મનમાં બકતી હતી. તેવામાં એકાએક, એક પચીસ વર્ષનો યુવક આવીને ત્હેની

સ્હામે ઉભો રહ્યો, ત્હેની સાથેજ યુવતીના ચ્હેરાનો રંગ ઉડી ગયો. જાણે પૂર્ણિમાનો ચંદ્રમા વાદળાંઓથી ઢંકાઇ ગયો. આંખની પલક ઝંપી ગઇ. તે ન્હાસવા લાગી. ત્હેને ન્હાસતી જોઇને યુવાન ત્હેની પાસે જઇને બોલ્યો:—

"હેમલતા? બ્હીવાનું કાંઇ પ્રયોજન નથી. શું તું મ્હને નથી ઓળખતી?" હેમલતા ચુપ રહી. ત્હેનાથી બોલી શકાયું નહિ.

યુવાને કહ્યું:—"હેમલતા? શું ત્હારા મનમાં એમજ હતું. અમૃતમાં વિષ કોણે ભેળવ્યું? ત્હને જેણે કલંકિત કરી છે તે નરાધમ પાપિષ્ટ દુરાત્મા ક્યાં છે તે બતાવ? હું અત્યારેજ ત્હેના પાપનો બદલો આપીશ—એવુ કોઇ પણ સ્થળ નહિ હોય કે, જ્યાં હું ત્હને ખોળ્યા સિવાય રહ્યો હોઉં. હેમ! કોની ભૂલવણીમાં પડીને ત્હેં ત્હારા બાલ્યાવસ્થાના પ્રેમી સુરંજનને વિસારી દીધો. વ્હાલી હેમ? મ્હને જણાય આવે છે કે ત્હેણે ત્હને અસહાય જોઇ બળાત્કારે લાવીને ત્હને કેદ કરી—ખેર, જે બન્યું તે ખરૂં હવે તું મ્હારી સાથે ચાલ. જો ત્હારે વૃદ્ધ પિતાનાં દર્શન કરવાં હોય તો સત્વર ચાલ.



## દ્વિતીય પરિચ્છેદ.

### નંદકિશોર અને સુરંજન.

હેમલતા ડગી પણ નહિ—સુરંજને કહ્યું "હેમ! હું છું કે તું તદ્દ। અજ્ઞાન અને મૂર્ખ સમાન બની ગઇ છે તું શામાટે આ કારા ગૃહમાં પડી છે. શું તું દિવાની બની ગઇ છે?"

આ સાંભળીને હેમલતાનું મુખ ઉઘડયું, તે બોલી:-"ના સુરં-જન! હું તો દિવાની નથી પણ ત્હમેજ દિવાના હો એમ જણાય આવે છે. ત્હમે મ્હારે માટે સોચ ન કરો, હું સુખી છું, પિતાશ્રીને જઇને કહેજો કે હેમતના ખુશીમાં છે ત્હેની—"

સુરંજનઃ—વચ્ચમાંજ શું હું સ્વપ્ન દેખું છું? તું જેને મ્હારા કરતાં ઉચ્ચ સ્હમજે છે તે નીચ છે, અધમ છે, જાતિયદ્રોહી છે. જેને સમસ્ત ભારતવર્ષની પ્રજા તિરસ્કારની લાગણીથી જુવે છે. ત્હેમણે પોતાની ભગિની તથા પુત્રી યવનોને આપી છે એ સર્વ વાત તું જાણે છે છતાં પણ નંદકિશોરની ભૂલાવણીમાં આવીને ત્હેને ઉચ્ચ વંશનો સ્હમજે છે. ત્હારાજ સુખમાં મ્હારૂં સુખ પણ સમાએલું છે. પિતાએ ત્હને બોલાવી છે માટે ચાલ."

હેમલતા સ્થિર થઇને બોલી:—"ત્હમે મ્હારી આશા છોડી દો—નંદકિશોર સાથે મ્હારે કાંઇ સંબંધ નથી. હું જાણું છું કે ત્હમે

મ્હારા બાલ્યાવસ્થાના સહચર, મ્હારૂં હિત ચાહવાવાળા બંધુ છે. જો હું ત્હમને ચાહતી હોત તો ત્હમારી સાથે વિવાહ કરત—સારૂં, જવાદો એ વાતને એમજ માની લેજો કે હું કોઇ પણ સામાન્ય મનુષ્યની સ્ત્રી નથી. સોચ ન કરો. પિતાશ્રીની પાસે ચાલ્યા જાઓ ”

“ ના, ના હેમલતા, હું ત્હારી વાત નહિ સાંભળું. ત્હારૂં જ્ઞાન અત્યારે લુપ્ત થઇ ગયું છે. જો સીધી રીતે નહિ આવે તો પછી બળાત્કારે લઇ જાઇશ. એમ કહીને, જ્યારે સુરજને ત્હેનો કોમળ હસ્ત પકડ્યો કે તે ચિહડાઇ ઉઠી. ત્હેનો કોલાહલ સાંભળીને પહેરેગિર એકદમ ત્યાં આવી પહોંચ્યો. સુરંજન ત્યાંથી જટપટ ન્હાસી ગયો. ઉદ્યાનની બહાર નીકળ્યા પછી એક સ્વારને જોઇને બોલી ઉઠયો નંદકિશોર ?

નંદકિશોરે ઉત્તર આપ્યોઃ—“ કોણ છે ? સુરંજન ? બસ, કોઇના મુખમાંથી બીજી કાંઇપણ વાત નિકળી શકી નહિ. નંદકિશોર જવા લાગ્યો પરન્તુ કર્કશ સ્વરથી સુરંજને કહ્યુંઃ—“ આજ સુધી જેને શોધતો હતો, વિધાતાએ કૃપા કરીને ત્હને મ્હારી પાસે મોકલી આપ્યો. નંદકિશોર, તું ઘોર નીચ પાપિષ્ઠ છે. આજે તું જીવતો જઇ શકીશ નહિ. જો, હું પાયદળ છું તેથી તું પણ અશ્વપરથી ઉતરીને તલવાર ઉઠાવ. ”

સહેજ હાસ્ય કરીને નંદકિશોરે કહ્યુંઃ—“ હું ત્હારી સાથે તકરાર કરવા માંગતો નથી. ”

રે નામર્દ ! શું ત્હને માન અપમાનનું જ્ઞાન પણ નથી ? શત્રુ તલવાર લઇને ત્હને બોલાવે છે ત્યારે તું પ્રાણ જવાના ભયથી ન્હાસી જવા ધારે છે ? આજે હું ત્હને છોડવાનો નથી. લે તલવાર પકડ.

એટલું કહીને સુરંજને તલવાર કાઢીને અશ્વપર બેઠેલા નંદકિશોરપર આક્રમણ કર્યું. નંદકિશોર પણ તલવાર લઇને પોતાના પ્રાણની રક્ષા કરવા લાગ્યો. આ પ્રકારે થોડીવાર સુધી તલવારો ચમકવા લાગી; પરન્તુ કોઇ કોઇને પરાસ્ત કરી શક્યા નહિ. સુરંજન સરંજન સમયની રાહ જોઇ રહ્યો હતો. ત્હેણે નંદકિશોરનું સ્હેજ ધ્યાનભંગ થએલો જોઇને, ત્હેના અશ્વની પીઠ ઉપર એક તલવાર લગાવી ! અશ્વનું મસ્તક ધડથી વિખુટું થઇ પડયું. અશ્વની સાથેને સાથેજ નંદકિશોર પણ જમીનપર ગબડી પડયો. સુરંજન એકદમ નંદકિશોરની છાતી ઉપર મુષ્ટિનો પ્રહાર કરવા લાગ્યો અને ત્હેની તલવાર પણ છીનવી લીધી. તે બોલ્યો:—"બોલ, પાપી, ચાણ્ડાળ અત્યારે ત્હારી કોણ રક્ષા કરે તેમ છે ? ત્હારી ભૂલ કબૂલ કર. હાલને હાલ હેમલતાને ત્હેના પિતાની પાસે લઇને મ્હારી સાથે ચાલ, નહિં તો ત્હારૂં જીવન આ ક્ષણે ને આ સ્થળેજ પુરૂં થશે.

ધીરે ધીરે નંદકિશોરે કહ્યું:—"સુરંજન ! તું મ્હને વ્યર્થ અપરાધી ધારે છે. મ્હેં હેમલતાને ધર્મભ્રષ્ટ કરી નથી."

ક્રોધથી કંપિત થએલો સુરંજન બોલ્યો:—"પાપી ! નરાધમ !! નરપિશાચ !!: આ વાત કહેતાં ત્હને શરમ પણ નથી આવતી ? આજ ત્હારા રૂધિરથી હેમલતાનું કલંક ધોઇશ અને મ્હારા મનની ઉત્તેજના શાંત કરીશ."

પરન્તુ ત્હેની મનસ્કામના પૂર્ણ ન થઇ. પહેરેગારે પાછળથી આવીને ત્હેનો હાથ પકડી લીધો. પછી તે બોલ્યો:—"તપસ્વીના પવિત્ર આશ્રમમાં મનુષ્યહત્યા કરવા માંગો છો ? ત્યાર પછી નંદકિશોર પોતાને ઘેર ચાલ્યો ગયો, અને સુરંજન પણ મોચની સાથે ઘર તરફ વિદાય થયો.

## તૃતીય પરિચ્છેદ.

### તપસ્વની પર્ણકુટી,

---



અજયસિંહ એક ધનવાન જમીનદાર હતો. તેણે હેમલતા નામની એક કન્યા હતી. સુરંજન કોઈ એક મિત્રનો પુત્ર હતો. તેના પિતાનું મૃત્યુ થવાથી અજયસિંહ તેને પોતાને ઘેર લઈ આવ્યો અને ત્હેનું પ્રતિપાલન કરવા લાગ્યો. અજયસિંહ ત્હેને પોતાના પુત્રની સમાન ચાહતો હતો, અને પોતાની મિલ્કત વગેરે સર્વસ્વ ત્હેનેજ આપવાનો નિશ્ચય કર્યો હતો.

બાલ્યાવસ્થાથીજ સુરંજન અને હેમલતા ઉભય એક સાથે રહેતાં હતાં ઉભયમાં પ્રેમનાં બીજ રોપાઇ ગયા હતાં. વિવાહની વાતથી તેઓને અતિ આનંદ થતો હતો; પરન્તુ પરમેશ્વરને તે જોડું પ્રસંદ આવ્યું નહિ. નંદકિશોર નામે એક યુવક અજયસિંહનો દૂરનો કુટુંબી હતો. તે મહારાજ માનસિંહનો પ્રિય મિત્ર હતો. તે જેવાં ચતુર હતો તેવોજ મિઠા–બોલો અને ધુર્ત પણ હતો. ત્હેના જીવનનો ઉદ્દેશ માત્ર એક સ્વાર્થ સાધન હતું. માનસિંહ હેમલતાની અસમાન્ય સુંદરતાની ચર્ચા સાંભળી મોહિત થયો ત્હેના મનમાં એવી આકાંક્ષા થઇ આવી કે ત્હેના દર્શન હું કેવી રીતે શકું ત્હેને ન જાંવી એજ ઉત્તમ હતું, કેમકે જોયા પછી તે મહા વિપદમાં પડયા. તે અનુપમ સુંદરીને માટે તેઓ ગાંડા બની ગયા. માલિકના ચિત્ત વિનોદને માટે સંકલ્પ કરીને નંદકિશોર

પોતાનો સંબંધ બતાવવાને માટે અજયસિંહને ઘેર ગયો. વૃદ્ધ અજયસિંહે તેનો અતિ આદર સત્કાર કર્યો. તે ત્યાં રહેવા લાગ્યો અને હેમલતાની સાથે ઘનિષ્ઠતા ઉત્પન્ન કરી તેને ફોસલાવવા લાગ્યો. સમય આવ્યે માનસિંહના રૂપ, ગુણ, વીરત્વ, વિક્રમ, ગૌરવ, ધન સમ્પત્તિની પ્રશંસા પણ કરતો. હેમલતાનાં લગ્ન સુરંજનની સાથે થવાની વાત સંભળાતી હતી. પરન્તુ હવે હેમલતાનો અનુરાગ ત્હેનાપરથી દૂર થવા લાગ્યો. સૂર્યની જ્યોતિની સ્હામે દિપકની જ્યોતિ મ્લાન થઇ. સ્ત્રીયોનાં હૃદય "**जलवत् तरलम्**" છે. હેમલતા માનસિંહની પ્રશંસાથી મુગ્ધ થઇ ગઈ. વિશેષે સોનામાં સુગંધ ભળી. માનસિંહ વખતે વખતે ગુપ્ત રીતે આવીને ત્હેને મળવા લાગ્યો. ત્હેની ઘનિષ્ટાને જોઇ સરલ ચિત્તનો સુરંજન ઇર્ષાની અગ્નિમાં ભસ્મ થવા લાગ્યો.

સુરંજન દરિદ્ર હતો પરન્તુ ભણેલો ગણેલો ને વિદ્વાન હતો— ત્હેના સરલ ચિત્તમાં એવો સંકલ્પ કદી પણ થયો ન્હોતો કે હેમલતા પોતાને ત્યજીને માનસિંહની સાથે પ્રેમમાં પડશે અને પિતાને ત્યજી નંદકિશોરની સાથે ન્હાસી જશે. તે જાણતો હતો કે મ્હારીજ સાથે ત્હેનાં લગ્ન થશે. નંદકિશોરને કદી પણ અજયસિંહ પોતાની કન્યા નહિ આપે. જો તે જાણતો હોત કે પડદાની ઓટમાં માનસિંહ છે તો પ્રથમથીજ સાવધાન થઇ જાત. અંતે હેમલતાની દગાબાજીથી સુરંજનની આશા નિર્મૂળ થઇ ગઈ.

હેમલતા મળી તો ખરી, પરન્તુ ત્હેને લીધે માનસિંહ મહાન વિપદ્‌માં સપડાયા. તે મોગલોનો સત્યાનાશ કરવામાં લાગેલા હતા, અકબરશાહની પ્રધાન મહિષી "કમલાદેવી"ની સાથે ત્હેમને પ્રેમ બંધાયો હતો. ત્હેની સમક્ષ ત્હેણે સોગન ખાધા હતા કે "પ્રાણાન્ત થવા છતાં પણ કદી અન્ય સ્ત્રીના મુખ સ્હામું હું જોઇશ નહિ."

હેમલતાનો ભેદ ખોલવાથી ત્હેનું સર્વ કર્યું કરાવ્યું વ્યર્થ જશે અને ત્હેનો પ્રાણ સુદ્ધાંત નહિ બચે ત્હેનો પણ ભય હતો—આ ભયથી ત્હેણે હેમલતા સાથે ગુપ્ત રીતે લગ્ન કર્યું. એક મહેલ બનાવ્યો અને એક પહેરેગીરને ત્હેની રક્ષાને માટે નિયુક્ત કર્યો. માનસિંહ ત્હેને મળવાને માટે વચ્ચમાં બે ચાર વાર આવ્યા પણ હતા.

* * * * *

હેમલતા પોતાના રાજભવના એક સુસજ્જિત ખણ્ડમાં સુવર્ણ-જડિત આસન ઉપર બેઠેલી છે. દિપકોના પ્રકાશથી આખો ઓરડો સુ-શોભિત થઇ રહ્યો છે. તેમાં સર્વપ્રકારની વિલાસની સામગ્રીઓ એકત્ર કરવામાં આવેલી છે. દિવાલો પર સારાં સારાં ચિત્રો લટકાવેલાં છે. મણિ–મુક્તા, રત્ન વગેરેના ઢગલાઓ દૃષ્ટિગોચર થાય છે. જ્યાં જુઓ ત્યાં મહારાજ માનસિંહનું સુરૂચિક પ્રમાણ વર્તમાન છે. હેમલતા એક સાધારણ મનુષ્ય–વૃદ્ધ અજયસિંહની કન્યા હતી. ત્હેણે કદી આવાં વસ્ત્ર અલંકાર, આવી સુંદર સામગ્રીઓ, પ્રવાલ અને મુક્તાઓ જોયાં ન્હોતાં. બાલ્યાવસ્થામાંજ ત્હેની માતા ગુજરી ગઇ હતી. પછી ત્હેને કોણ બતાવે, કોણ ત્હેનો વેશ વિન્યાસ કરે ? આજે ત્હેનું ચિત્ત ઉન્મત્ત થઇ ગયું. બાલ્યાવસ્થાથી હેમલતા નિર્જનમાં પિતાની સાથે રહેતી હતી. સુરંજનજ ત્હેનો સહચર હતો. તેથી તે હાવભાવ વગેરે કાંઇ જાણતી નહોતી, પરન્તુ તે પોતાની મધુમય સુંદરતાની વાત અવશ્ય જાણતી હતી. આજે પોતાના ગૃહની માધુરીમય શોભા જોઇ ત્હેનું હૃદય પ્રફુ-લ્લિત થવા લાગ્યું. દિવાનીની પેઠે તે આમ તેમ ઘુમવા લાગી. વાંચકો ! આ સમયે ત્હેના રૂપે જે અપૂર્વ શોભા ધારણ કરી છે ત્હેનું વર્ણન અમારી ક્ષુદ્ર નિર્જીવ લેખિનીથી કદીપણ થાય તેમ નથી. ત્હેના અંગ પર લીલા રંગની સુંદર સાડી છે. વાંચક ! જુઓ એ કોમ્ર ભુવન—

મોહિની મૂર્તિ છે. અંચલ પૃથ્વી ઉપર આળોટી રહ્યો છે, મુખ-મણ્ડલની શોભા અપૂર્વ થઇ રહી છે. સરસ બિમ્બાધર તામ્બુલથી રંગિત થઇને એક અતુલનિય શોભાનો પ્રકાશ કરી રહ્યા છે. હૃદયની લાવણ્ય-લહરી ઉછળી પડે છે. માથાપરથી કપડું સરકી રહ્યું છે. અને ઉન્નત સ્તનોની ઉપર પડેલી અમુલ્ય ગજમુક્તાની માલા એક અદ્‌ભુત છટા બતાવી રહી છે નીલામ્બર હૃદયામ્બરથી ધીમે ધીમે મેઘ મણ્ડલની પેઠે ખસી રહ્યું છે અને ત્હેની અંદરથી સ્તનોનો મધુર પ્રકાશ પ્રકટ થઇ રહ્યો છે. વાંચકો! જો કાંઇપણ ભાવના કરતા હો, તો એક વાર ચિત્તમાં આ રૂપની ભાવના કરી આનંદને લૂંટો.

જ્યાં ત્હેની દૃષ્ટિ પડતી ત્યાં રત્ન, પ્રવાલ, મુક્તા, વગેરેના ઢગલાઓ નજરે પડતા હતા.

અતિ મધુર સ્વરથી શૈલબાળાએ કહ્યું:-"રાજ-મહિષી! આપ આ રત્નજડિત સિંહાસન ઉપર વિરાજો. હું આપના મસ્તક ઉપર આ મણિમય મુકુટ ધરીને આપને ચમ્મર ઢાળું છું."

હેમલતાએ કોણ જાણે કાંઇક વિચાર કર્યા, પછી બોલી:-"ના સખિ! હમણાં હું ત્યાં બેસીશ નહિ. જેના પ્રસાદથી મ્હેં આ ઐશ્વર્ય મેળવ્યું છે તે પોતેજ મ્હને આ સિંહાસનપર બેસાડશે."

શૈલબાલા કાંઇ જવાબ આપી શકી નહિ. હેમલતા એક ચિત્રની પાસે જઇને બોલી:-'અહા! કેવું સુંદર ચિત્ર છે. એ મનુષ્યનું બનાવેલું હોય એમ જણાતું નથી, વળી ત્હેમાં જીવ પણ નથી." પુનઃ બીજી બાજુએ એક સુંદર દર્પણ જોઇને કહેવા લાગી, "અહા! કેવું મનોહર દર્પણ છે? સખિ! આજે આપણે માટે કેવા આનંદનો દિન આવ્યો છે!!! સખિ! હવે દિવસ કેટલોક બાકી છે?"

---

## ચતુર્થ પરિચ્છેદ.

### સ્નેહિયોનું સંમિલન.



ન–મણિ ભગવાન અસ્તાચળમાં પ્રવેશ કરી ચુક્યા છે. સન્ધ્યા થઇ ગઇ છે. 'રંગ–મહેલમાં સેંકડો પ્રદીપ પ્રકાશિત થયા–તે મધુર પ્રદીપ રશ્મિથી રંગ-મહેલની શોભા સેંકડો ગણી વધી ગઇ છે, હજી પણ હેમલતા પોતાની પ્યારી સખિ શૈલબાલાની સાથે બેસીને વાતો કરી રહી છે. હેમલતાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખીને કહ્યું:—પણ સખિ! હું આટલું બધું ઐશ્વર્ય મેળવીને પણ સુખી થઇ નથી. જ્યારે મ્હારે આ અરણ્યની અંદર કુટીરમાં રહીને દિન વ્યતિત કરવા પડે છે, તો પછી આ સર્વ ઐશ્વર્ય મ્હારે શું કામનું? તે ઉપરાંત ત્હારા પિતા અને અને નંદકિશોરના પ્રપંચોથી દુઃખ ભોગવી રહી છું. આજે મહારાજના આવ્યા પછી હું ત્હેના ત્રાસની વાત કહી સંભળાવીશ." એમ કહેતાં કહેતાં ત્હેનાં કમળ સમાન નેત્રોમા આંસુ ભરાઇ આવ્યાં. તે એક ઉંડો નિઃશ્વાસ નાંખીને બોલી:—"સખિ! મ્હારા દુઃખનું એક અન્ય કારણ પણ છે. માટે મ્હારૂં મન તલપી રહ્યું છે. મ્હારા આ સુખની વાત સાંભળીને તેમને જરૂર આનંદ થશે અને તેઓ નિરોગી થઇ જશે."

હેમનાં આંસુ પોતાના અંચલથી લૂછતાં લૂછતાં શૈલબાલાએ કહ્યું: "રાજ–મહિષી! આજે આપને આંસૂ વહેવડાવવાં જોઇએ નહિ."

હેમલતા: તું ખરૂં કહે છે, પરન્તુ પિતાશ્રી યાદ આવવાથી મ્હારૂં હૃદય ભરાઇ આવ્યું છે. ક્યાં સુધી ચાતકની માફક ટળવળી રહું? જો સખિ! રાત્રિ ગંભીર થઇને મ્હને કાળ–ભુજંગીની પેઠે કરડવા દોડી રહી છે.

* * * * *

જે સમયે હેમલતા અને શૈલબાળા વચ્ચે આ પ્રકારની વાતો થઈ રહી હતી, બરાબર તેજ સમયે બીજા ખણ્ડમાં તપસ્વી અને નંદકિશોરની વચ્ચે એક જુદીજ સલાહ મસલત ચાલી રહી હતી. નંદકિશોરને અમારા વાંચકો જાણે છે અને આ તપસ્વી તે હેમલતાનો પિતા છે.

કૌતુહલાક્રાન્ત થઇ હેમલતા ઘણી વાર સુધી આમ તેમ જોઇ રહી. અન્તે એક પુષ્પોથી સજ્જિત થયેલી શય્યાપર બેઠી. શૈલબાલા જે પહેરેગીર રક્ષકની પાલિતા કન્યા અને ત્હેની સખિ હતી તે પણ ત્યાંજ હતી. જ્યારે હેમલતા પલંગ પર બેઠી ત્યારે તે ઉભી થઇ ને પંખાથી પવન નાંખવા લાગી.

હેમલતા:—શૈલબાળા! કેવો સુંદર રાજમહેલ, કેવું સુંદર આ દિવાનખાનું! શું આ રત્નોના ઢગલાની હું જ માલીક છું? સખી! શું મ્હારા સમાન બીજી કોઇ પણ સ્ત્રી સૌભાગ્યવતી છે? મ્હને તો આજેજ માલુમ થાય છે કે હું માનસિંહની મહીષી છું. અહા! મહારાજમાં કોણ જાણે કેટલું ઐશ્વર્ય છે!"

શૈલબાળા:—રાજકુમારી! આવો, આપને મનગમતો પોષાક પહેરાવું!

હેમલતા:—આજે મહારાજ પધારશે સખિ! મ્હારો સારી રીતે

વેશ વિન્યાસ કરી આપ, જેથી મહારાજને એમ ન લાગે કે હવે હું હેના પ્રેમને પાત્ર નથી. શૈલબાળાએ ત્યારે હેના કાળાકાળા કેશ-કલાપને શિતળ તેલથી માર્જીત કરીને હેનો અંબોડો બાંધી લીધો. હેમાં સ્થળે સ્થળે મણિ મુક્તા અને ફુલ લગાવી દીધાં. હેના કુસુમ કમનિય દેહને અત્તરથી સુવાસિત કરી, એક અપૂર્વ માણિક જડિત સાડી હેને પહેરાવી. હેના ઉન્નત યુગલ સ્તનને ઝીણી કારીગરીથી બનાવેલી ચોળીથી ઢાંકી દેવામાં આવ્યાં. તે સિવાય વલય, હાર વગેરે અલંકાર યોગ્ય સ્થાને પહેરાવી આપ્યા. અત્તર ગુલાબ આદિની સુગંધિથી ગૃહ આમોદિત થઈ ગયું. વેશ વિન્યાસ સમાપ્ત કર્યા પછી શૈલબાળા હેને એક બીજા ખણ્ડમાં લઇ ગઇ. એ ખણ્ડમાં હાથી-દાંતનો એક પલંગ પડયો હતો. હેની સ્હામે મયૂર-પુચ્છોપશોભિત રત્ન ખચિત એક જડાઉ સિંહાસન રાખેલું હતું. સિંહાસનની બન્ને બાજુએ બે ચંમર અને સ્હામે બે મુકુટ રાખવામાં આવ્યા હતા. ત્યાં અનેક પ્રકારની વિલાસ કરવાની ચીજો એકત્ર કરી રાખવામાં આવી હતી. આખો ખણ્ડ સુગંધિથી બહેકી રહ્યો હતો. રાજ-મહિષી વિસ્મિત અને ચમત્કૃત થઇને નિર્નિમેષ લોચનોથી તે વિપુલ વૈભવની તરફ જોવા લાગી. કોઇ ચીજથી પણ હેનાં બન્ને નેત્રોને પરિ-તૃપ્તિ ન થઇ.

પર્ણકુટીમાં નંદકિશોર ને તપસ્વી ઉભય નીચે પ્રમાણે વાતો કરી રહ્યા હતા.

અભિભાવક (રક્ષકપિતા) તે અજયસિંહ પોતેજ છે.

નંદકિશોર:—"જુઓ છો મહારાજ! હવે હેમલતાના પગ જમીન ઉપર નથી પડતા. જેની કૃપાથી છોકરીને આટલું સુખ મળ્યું હેની સાથે પણ આવુંજ વર્તન! જે ડાળ ઉપર બેસવું હેનોજ નાશ

કરવો ! જેનું ખાવું તેનુંજ ખોદવું !! કેટલું બધું અયોગ્ય આચરણ !

તપસ્વી :—ભાઇ! કાંઇ ન પૂછો, મ્હારે તો ડગણે ડગલે અપમાન સહન કરવું પડે છે. કન્યા ઘણી અભિમાનિ છે.

નંદકિશોર :—(હસતાં હસતાં) ખેર ! દુઝણી ગાયની બે લાત પણ ભલી હોય છે. ત્હેની કૃપાથી તો આપણું બધાનું કલ્યાણ થવાનું છે.

હેમલતા બેઠી છે—ધીમે ધીમે પગલાં ભરતો ભરતો નંદકિશોર તે ઓરડામાં આવી પહોંચ્યો. ત્હેને જોઇને હેમલતા હસતાં હસતાં બોલી ઉઠી : "સવારે મહારાજને આવવાના સમાચાર સંભળાવીને ત્હમે મ્હને અતિ આનંદિત કરી; પરન્તુ તે વખતે હું આપનો યોગ્ય આદર સત્કાર કરી શકી નહોતી—તો ક્ષમા કરશો."

નંદકિશોર ગંભિર સ્વરથી બોલ્યો : "રાજ—મહિષી ! મહારાજની આજ્ઞાનું પાલણ કરવું એ મ્હારૂં કર્તવ્ય છે. અમે જે કાંઇ કરીએ છીએ તે બધું આપના અને મહારાજના કલ્યાણને જ માટે. હું વખતે આપની આજ્ઞાનુસાર કાર્ય કરી શકતો નથી ત્હેનું કારણ માત્ર એજ છે કે, આપની સાથે મહારાજના વિવાહની વાત હજુ છુપાવી રાખવામાંજ મહારાજનું કલ્યાણ છે. ભેદ ખુલ્લો કરવાથી ખરેખર ખરાબીજ થશે. પરમ કૃપાળુ પરમાત્મા ત્હમને એવા પણ દિન બતાવશે કે અત્યારે ત્હમે જે દુઃખ ભોગવો છો તે સુખરૂપ થઇ પડશે. હમ્મેશાં મનુષ્યને દુઃખ ભોગવવું પડતું નથી. સુખ દુઃખ ક્ષણિક છે. માટે શાંતિથી ઇશ્વરે આપેલા સુખથી સંતુષ્ટ થાઓ. માફ કરજો, ક્રોધ ન કરશો." ઘણીજ દીલગીરીની સાથે હેમલતાએ કહ્યું :—નંદકિશોર ! જો કે ત્હમારાં સર્વ કાર્ય મ્હને પસંદ પડતાં નથી તો પણ હું ત્હેને વિધિનું વિધાન—અને મ્હારા ભાગ્યનો લેખ સમજીને ચુપચાપ સર્વ સહન કરી લઉં છું."

આ વાતનો ઉત્તર ન આપતાં નંદકિશોરે પૂછ્યું : "આજે સુરંજન અહિં આવ્યો હતો કે નહિ ?"

હેમલતા :—હા આવ્યા હતા; સાંભળ્યું છે કે પિતાશ્રી બહુજ આજારી છે.

નંદકિશોર :—તદ્દન અસત્ય વાત છે. મ્હારા મિત્રોએ ત્હેમને હરતા ફરતા જોયા છે.

હેમલતા :—નંદકિશોર! સુરંજન જુઠું બોલે તેવો મનુષ્ય નથી. મહારાજના આવ્યા પછી હું એકવાર પિતાશ્રીને મળવા માટે જઇશ.

નંદકિશોર :—મહારાણી ! તે આ સુખના સમયે આપને દુઃખી કરવાની દાનતથી જ આવ્યો હતો, ત્હેમાં લેશ માત્ર પણ સંદેહ નથી. વારૂ ત્યારે આપ મહારાજને ત્હેની વાત કહેશો ?

હેમલતા :—કહેવામાં શું હરકત છે ?

નંદકિશોર :—ઘણીજ હરકત છે. આપ જાણતાં નથી કે, આ વિવાહની વાતને હજુ કેટલાક દિવસ સુધી ગુપ્ત રાખવામાં મહારાજનું કેટલું કલ્યાણ છે. જો મહારાજ જાણશે કે સુરંજન આ સર્વ વાત જાણી ગયો છે તો તેઓ અતિશય ગભરાશે.

હેમલતા :—ત્યારે શું ત્હેમને કાંઇ પણ હકીકત કહેવી જ નહિ ?

નંદકિશોર :—ના એક અક્ષર પણ નહિ.

આ સમયે બહારથી કોઇનો પગરવ સંભળાયો. "મહારાજ પધાર્યા." એમ બોલતાં બોલતાં હેમલતા આનંદને લીધે ઉછળી પડી. ત્હેના મધુર ગુલાબી અધરોમાં જાણે કોઇએ સ્વર્ગીય લાવણ્ય લાવીને મેળવી દીધું.

"જો જો મહારાજ, મ્હારા ઉપર ક્રોધ ન કરતા–" કહીને નંદકિશોર ચાલ્યો ગયો, મહારાજ ઓરડાની અંદર આવી પહોંચ્યા, ઘણા દિવસે પોતાના પ્રાણનાથને જોઇ, સુલોચના હેમલતા હસતી હસતી આગળ આવીને બોલવા લાગી: મહારાજ! આ દિન દાસીની સંભાળ લેવાનો વખત આજે જ મળ્યો ને?"

પ્રેમથી હેમલતાને આલિંગન કરીને મહારાજ બોલ્યા, "હેમ-લતા! શું હું ત્હને કદી પણ વીસરી શકું તેમ છું? તું મ્હારા મનની સાથે મળી ગઇ છે."

હેમલતા:—"તે વાત તો ઠીક છે, પરન્તુ પ્રાણાધાર! આ દાસી ઉપર આપ આટલી બધી નિર્દયતા કેમ કરો છો? રાત દિવસ હું આપનુંજ ધ્યાન ધરીને જીવું છું. આપને ઘણા દિવસ થયાં ન મળવાથી મ્હારો પ્રાણ વ્યાકુળ થવા લાગ્યો હતો. આવી રીતે હું કેમ કરીને દિન વ્યતિત કરી શકું વારૂ?"

હેમલતાનો આવો મધુર અને લલિત સ્વર સાંભળતાંજ મહા-રાજનું મન પાણી પાણી થઈ ગયું. હેમલતાની કમળ સમાન આંખો-માં આંસુનાં એક બે બિંદુ જોઇ મહારાજે કહ્યું: પ્રેમમયી! રડ નહિં, શાંત થા. ત્હેમાં અપરાધ મ્હારે'જ છે પરન્તુ શું કરૂં! મ્હારે ડગલે ડગલે વિપદ છે. વિશેષે રાજ્યના કામમાં એટલો ગુંથાઇ રહું છું કે અહિં સુધી આવવાનો સમય પણ મળતો નથી.

આશ્ચર્યથી હેમલતાએ કહ્યું: મહારાજને ડગલે ડગલે વિપદ! પણ ખેર! આપ પોતેજ જ્યારે આમ કહો છો ત્યારે હું અવિશ્વાસ કેવી રીતે કરી શકું? જો બીજું કોઇ હોત તો હું કદી પણ તેની વાત પર વિશ્વાસ રાખત નહિં."

માનસિંહ : હવે તે દુઃખ ત્હારે બહુ દિવસ સુધી સહન કરવું પડશે નહિ. પ્યારી! હું ત્હારી સાથે ઠગાઇ કરતો નથી. મ્હારા ઉપર ભગવાન ભવાનિપતિ તથા માત ચણ્ડી પ્રસન્ન છે. ત્હેમની પરમ કૃપાથી થોડાજ દિવસમાં હું નિષ્કણ્ટક થઇને ત્હને લઇને દીલ્હીના રાજ્યાસન પર વિરાજીશ.

હેમલતા :—મહારાજ! “ત્યારે શું હું ત્યાં સુધી આ વિરહ સમુદ્રમાં ડૂબતીજ રહું? આપ અહિંથી ગયા પછી પત્રદ્વારા પણ મ્હારી ખબર લેતા નથી, તેથી મ્હને બહુજ ચિંતા થાય છે.”

એમ કહેતાં કહેતાં હેમલતાની આંખોમાં આંસૂ આવી ગયાં. મહારાજ કહેવા લાગ્યા : પ્રિયા ગભરા નહિ; હું થોડાજ સમય પછી ત્હને ઘેર તેડી જઇશ. હમણાં તો મ્હારી સમક્ષ આ મુકુટ મસ્તક ઉપર ધારણ કરીને આ સિંહાસન ઉપર બેસ. ત્હારૂં રાજરાજેશ્વરી રૂપ જોવાને માટે મ્હારાં નેત્રો ઉત્સુક થઇ રહ્યાં છે.” કહીને મહારાજે પોતાના હાથથી હેમલતાના શિર ઉપર મુકુટ પહેરાવીને ત્હેને સિંહાસન ઉપર બેસાડી અને બાજુમાં પોતે પણ વિરાજ્યા. શૈલબાળા ઉભી ઉભી ત્હેમને ચંમર ઢોળવા લાગી. દમ્પતીના તે સમયના આનંદનું વર્ણન કરવાને આ ક્ષુદ્ર ગ્રંથકારની કલ્પના ચાલી શકતી નથી.

## પંચમ પરિચ્છેદ.

### રસ્તામાં.



"હવે જો નંદકિશોર મ્હારી ખબર મેળવશેતો બુરા હાલ થશે." એમ ધારીને સુરંજન તે દિવસે સુવર્ણ ગ્રામનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. આ પહેલાં તે કદી પણ અહિંયાં આવ્યો નહોતો; તેથી જ્યાં ત્હેનો ઘોડો ત્હેને લઇ જતો તે તરફજ તે ચાલ્યો જતો હતો. ભવિષ્યમાં જે થવાનું છે તે કોઇ મિથ્યા કરી શકતું નથી. થોડેજ દૂર ગયા પછી તે બિચારાના ઘોડાનો નાલજ ટૂટી ગયો. તેથી ઘોડો બહુજ ધીરે ધીરે ચાલવા લાગ્યો. આખિ રાત ચાલવા છતાં પણ તે માત્ર ચાર કોસનોજ પંથ કાપી શક્યો.

હવે ત્હેને જણાયું કે ઘોડાનો નાલ જડાવ્યા સિવાય કામ ચાલે તેમ નથી. અતિશય પ્રયત્ન કરવાથી તે બે કોસ આગળ ચાલ્યો ગયો ત્યારે સ્હામે જુજ માણસોનું વસેલું એક ન્હાનું એવું ગામડું ત્હેની નજરે પડયું. વસ્તીમાં જઇને ત્હેણે પૂછ્યું કે અહિંયા ઘોડાની નાળ કોણ દુરસ્ત કરે છે; પરન્તુ કોઇએ ત્હેની વાતનો ઉત્તર આપ્યો નહિ. આખરે તે લાચાર થઇને ઘોડા ઉપરથી ઉતરી ત્હેની લગામ હાથમાં લઇને ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એક મકાનના દરવાજાપર એક વૃદ્ધ સ્ત્રી ત્હેની નજરે પડી. ત્હેને પણ ત્હેણે પૂછ્યું કે અહિંયાં કોઇ ઘોડાનો નાલ જડી શકે છે? પણ તે સ્ત્રી કાંઇ સ્હમજી શકી

નહિ. તે એક છોકરાને પૂછવા લાગી: " બેટા? સાંભળ તો આ પુરૂષ શું કહે છે?" આગળ આવીને બાલકે પૂછ્યું: " આપ શું કહેવા માંગો છો?" સુરંજને પુન: તેજ વાત પૂછી?

બાલકે કહ્યું:—" ઘરના માલિક ત્હમારી વાતનો જવાબ આપશે." અંદર આવો.

ઘોડાને બહાર બાંધીને સુરંજન અંદર ગયો. ત્યાં ત્હેણે એક વૃદ્ધને બેઠેલો જોયો. ત્હેની ઉમ્મર આશરે પચાસેક વર્ષની થઇ હોય એમ જણાય આવે છે. વૃદ્ધ આ ગામમાં મહા વિદ્વાન પણ્ડિત ગણાય છે. ત્હેમનું નામ ' લવારપાંડે ' છે તે પોતે પોતાના મુખથી કહે છે કે મ્હારા સમાન પણ્ડિત આ જગતમાં બીજો કોઇ છેજ નહિ. કહેવાનું માત્ર એટલુંજ કે લવારપાંડેને પોતાની વિદ્યાનું બહુજ અભિમાન છે.

તે પોતાની વિદ્વતા બતાવાને માટે સંસ્કૃતભાષામાંજ બોલ્યા:— " **को भवान्?** " (આપ કોણ છો?)

સુરંજન પણ સંસ્કૃત સારી રીતે જાણતો હતો તેથી પણ્ડિતજીને પ્રસન્ન કરવા માટે બોલ્યો: " **पथिकोऽस्मि** " (હું પથિક છું.)

સુરંજનને સંસ્કૃત ભાષામાં બોલતો જોઇને ત્હેણે ધાર્યું કે આજે મ્હારી વિદ્યા બતાવવાનો સારો સમય મળ્યો છે. આજ સુધી ત્હેને કોઇ મન માન્યો પુરૂષ મળ્યો નહોતો. આજે સુરંજનને મેળવવાથી તે આનંદને લીધે ઉછલી પડયો. ત્હેણે ધાર્યું કે, જો કે મ્હારા સમાન પણ્ડિત તો મળી શકે તેમ નથી તોપણ સુરંજનને સંસ્કૃતનું કાંઇક જ્ઞાન તો અવશ્ય છે."

એથી ત્હેણે સુરંજનને ઘણા સન્માનથી આસનપર બેસાડયો.

જરા ગમત કરવાની ખાતર સુરંજને ત્હેને સંસ્કૃતમાંજ પૂછ્યું:—"હે પણ્ડિત–કુલ–શેખર ! આપની સજ્જનતાથી મ્હને ઘણો આનંદ થયો; પણ ઘણું જરૂરી કામ હાથમાં હોવાને લીધે રોકાઇ શકું તેમ નથી. ઘોડાનો નાલ ઉખડી ગયો છે તેથી મ્હને મુસાફરી કરવામાં ઘણું કષ્ટ થાય છે. કૃપા કરીને બતાવો કે, અહિંયાં કોઈ લુહારની દુકાન છે કે નહિં ?

સુરંજનનું વિશુદ્ધ સંસ્કૃત સાંભળીને ગુરૂજી પિગળીને પાણી થઇ ગયા. હાથ પકડી ત્હેણે પથિકને બગલમાં બેસાડયો. વૃદ્ધાને બોલાવીને કહ્યું: "આર્યા ! આ પથિક આજે અહિં જમશે. રસોઈ તૈયાર કરો. [ બાળકને કહ્યું ] કેવળ ! તું જઇને ઘોડાને ઘાસચારો નાંખ્ય ?"

ડોસી કાંઇક બકતી બકતી ત્યાંથી ચાલી ગઇ. કેવળ ત્યાંને ત્યાંજ બેસી રહ્યો. ગુરૂજી બોલ્યા: મહાશય ? ગુણવાનજ ગુણવાનનો આદર સત્કાર કરે છે, જવેરીજ હીરાનું મૂલ્ય જાણે છે. આપજ મ્હારા ગુણોને સ્હમજી શકો છો તે સિવાય બીજું કોઇ સ્હમજી શકે તેમ નથી. આજે આપને મળવાથી મ્હારા આનંદની સીમા રહી નથી. આપ મ્હારા સુખના આધાર છો. આપનું પણ પરમ સૌભાગ્ય છે જે આપે મ્હારાં દર્શન કર્યાં. આ સ્થળે વિશ્રામ આહાર કરો. આપ હમણાં કયાં જશો ? જવાનું તો સર્વને છે, આપ પણ જશો, હું પણ જઇશ. જન્મયું તે તો જવાનું જ છે ને. કોઇનો પણ નિસ્તાર નથી. આપ જ્ઞાની છો, પછી ઉતાવળ શા માટે કરો છો ? સર્વને જવુંજ પડશે તેમાં જરાએ સંદેહ નથી."

પંણ્ડિતજીએ ઉપરની સર્વ વાતો સંસ્કૃતમાં કહી. પરન્તુ ત્હેનું સંસ્કૃત ખાસ ત્હેને માટે ઇલાયદુંજ છે તેથી વાંચકોની સગવડની ખાતર

અમે ગુર્જર ભાષામાં જ ત્હેની વાતો લખી છે.

સુરંજનઃ— ગુરૂજી? વિશેષ પ્રયોજન ન હોત તો હું આપ જેવા વિદ્વાનનો સહવાસ છોડી શકત નહિ. બહુજ જરૂરી કાર્ય પ્રસંગે મ્હને જવા દો ઇશ્વિર ઇચ્છા હશે તો પુનઃ પાછા મળીશું. કૃપા કરીને કહો કે ઘોડાનો નાલ જડનાર ક્યાં રહે છે?"

ગુરૂજીઃ—અહિંયાં તે મળી શકશે કે કેમ તે કાંઇ કહી શકાતું નથી. પરન્તુ આટલા બધા ગભરાઓ છો શા માટે? વારૂ, કહો મહાશય! આપના ઘોડાનો નાલ કેમ કરતાં ઉખડી ગયો? ભાગવત યા વિષ્ણુપુરાણમાં અથવા તો બીજા કોઇ ગ્રંથમાં મ્હેં વાંચ્યું હતું કે દિલીપ રાજા એકવાર ઇન્દ્રને મળવા માટે ઘોડાપર સ્વાર થઇને અમરાવતી જઇ રહ્યા હતા. મહાશય! ત્હેનો ઘોડો પણ વિચિત્રજ હતો. ત્હેની પીઠપર બેસીને મહારાજે ચાબુક લગાવી કે તરતજ તે તીરની માફક સપાટાબંધ દોડવા લાગ્યો, પરન્તુ રસ્તા વચ્ચેજ ત્હેના ઘોડાનો નાલ ખરાબ થઇ ગયો સ્હામેજ મ્હોટો પર્વત હતો, અને રસ્તો કાંકરા અને પત્થરથી ભરેલો હતો તેથી ઘોડો ચાલી શક્યો નહિ. બીજો કાંઇ ઉપાય ન જડવાથી, મહારાજ ઘોડાપરથી નીચે ઉતરીને એક દરિદ્ર બ્રાહ્મણની કુટીરમાં આવ્યા. તેજ મુજબ અત્યારે આપના હાલ પણ તેવાજ છે. બ્રાહ્મણી '—

" મહારાજ! હવે તો હું જઉંછું " કહીને સુરંજન ધીરે ધીરે હસવા લાગ્યો હાસ્ય કરતા લવાર પાંડેએ કહ્યું: "હું આપને લુહારની દુકાન બતાવીશ, ન બતાવવાનું કાંઈ કારણ નથી. ઋગવેદમાં લખ્યું છે. '**विलम्बे न कार्य सिद्धि**' (વિલંબથી કાર્ય સિદ્ધિ થતી નથી) જ્યારે હું ઋગવેદ ભણતો હતો—હરે! હરે!! બાલ્યાવસ્થાની

વાત યાદ આવતાં રડવું આવે છે. સદાનંદ વેદ વ્રત અમારા આચાર્ય હતા ત્હેનું નામ કોણ નહિ જાણતું ? શું આપે પણ ત્હેમની પાસેથી સંસ્કૃત શિક્ષણ લીધું છે ?" સુરંજનનો જીવ ઉડી ગયો. તે ગભરાઇને બોલ્યો. "ગુરૂજી ! આપનું જ્ઞાન ઘણું છે, ત્હેનો વિલક્ષણ પરિચય આજે મ્હને મળ્યો છે. અત્યારે મ્હને ઘોડાને નાલ જડાવવાની ઘણી ચિન્તા છે. કૃપા કરી આપ આપની વાત બંધ કરો."

"પંણ્ડિતજીઃ—હું આપને લુહારનું મકાન તો અવશ્ય બતાવીશજ; પણ આપ શું કરો છો તે તો કહો ? શું કોઈ પાઠશાળાના અધ્યાપક છો ? હું એકવાર ગિરિજા ભૂષણ વેદાન્તીને ત્યાં ગયો હતો અહા ! ચારે વેદ તો ત્હેને કણ્ઠેજ વસેલા છે. સરસ્વતી માતાની ત્હેના ઉપર સમ્પૂર્ણ કૃપા છે. તે ઘણોજ ભલો માણસ છે. ત્હેની અવસ્થા સિત્તેર વર્ષ ઉપરાંતની છે. અને રંગ"

સુરંજનઃ સારૂં એ પંચાતને બાજુએ મૂકો ને મ્હને લુહારનું ઘર બતાવા ચાલો 'હું તો જઉં છું—'

એમ કહીને સુરંજન ઉઠવા લાગ્યો. "ત્હેને બેસવાની ખેંચતાણ કરીને ગુરૂજીએ કહ્યું: "આપને જ્યોતિષ પર વિશ્વાસ છે કે નહિ ? જ્યોતિષના સમાન બીજી કોઈ વિદ્યા નથી. હું તેજ ગિરિજા ભૂષણ પાસેથી જ્યોતિષ શિખ્યો હતો.

ઘણીજ મહેનતથી હાસ્ય રોકીને સુરંજને કહ્યું:—" આપ જ્યારે જ્યોતિષ વિદ્યામાં પણ પૂર્ણ નિપુણ જણાઓ છો ત્યારે હું જે પ્રશ્ન પૂછું ત્હેનો ઉત્તર આપશો ?

ગુરૂજીઃ—સારૂં, જે પૂછવું હોય તે પૂછો આપનો હાથ બતાવોતો

સુરંજનઃ "હું પૂછું કે લુહારનું ઘર ક્યાં છે ?"

ગુરૂજીઃ—"હા ! હા ! હી ! હી ! બીજાું બધું પૂછવાનું મૂકીને માત્ર લુહારનુંજ ઘર" એમ કહીને લુહાર પાંડેએ પુનઃ હસવાનું શરૂ કર્યું. ત્હેના હસવાના અવાજથી કાનના પડદા ફાટવા લાગ્યા.

આવી રીતે વિના કારણે વાતોની પંચાતમાં નાંખીને લવાર પાંડેએ અમારા હતભાગ્ય પથિકને કેટલું કષ્ટ આપ્યું, તે સુજ્ઞ વાંચકો પોતેજ અનુભવી શકયા છે. માટે આ સ્થળે ત્હેનું વર્ણન કરવાની આવશ્યકતા નથી.

એવામાં ઘરમાંથી કેવળરામે બુમ પાડી કહ્યું કે, "પિતાશ્રી રસોઇ તૈયાર છે. આપ બન્ને જમવા પધારો." પંણ્ડિતજીએ સુરંજને સાથે સાથે ભોજન કર્યું. જમી રહ્યા પછી પણ પાંડે મહારાજ શાસ્ત્રના તર્ક વિર્તક છેડવા ચાહતા હતા. પરન્તુ સુરંજન એકદમ બોલી ઉઠયોઃ-મ્હને આપે આશ્રય આપ્યો તે બદલ તમારો ઉપકાર માનું છું. પણ હવે મ્હને સમય નથી.

લવાર પાંડેએ પણ સ્હમજી લીધું કે હવે સુરંજનનું મગજ ખૂબ કંટાળી ગયું છે. તેથી હવે વધારે દુઃખ આપવું અનુચિત સ્હમજીને ત્હેણે છોકરાને બોલાવીને કહ્યું: "કેવળરામ ! અહિં આવ આમને લુહારની દુકાન પહોંચાડી આવ.

ગુરૂજીના વૃદ્ધ પત્નિ ઘરમાંથી બહાર આવીને બોલ્યાંઃ કેવલ ને કયાં મોકલો છો ? તેને કયાંય પણ મોકલશો નહિ.

"જા જા તું તારે ઘરનું કામ કર" એમ કહીને પાંડેએ વૃદ્ધાને ધમકાવી—અને કેવલને સુરંજનની સાથે લુહારની દુકાન બતાવા મોકલ્યો.

## ષષ્ઠ પરિચ્છેદ.

### ભૂતનું ડેરૂં.



રંજન ચાલવા લાગ્યો, ગામ પાછળ રહી ગયું; તો પણ લુહારની દુકાન નજરે પડી શકી નહિ. તેથી ગભરાઇને સુરંજને પૂછ્યું: “ કેમ કેવલરામ ? લુહારની દુકાન ક્યાં છે ?

કેવલરામઃ—ભાઇ દુકાન વિષે તો હું કાંઇ જાણતો નથી.

સુરંજનઃ—જુઓ મશ્કરી ન કરો કામની વાતમાં મશ્કરી કરવી એ યોગ્ય નથી. મ્હને જલદી લુહારની દુકાન બતાવો, નહિ તો હેરાન થશો.

થોડેક દૂર ઉભેલા કેવળરામે દાંત પીસીને કહ્યું, ત્હમે તો મૂર્ખ જણાઓ છો. હું જાણતો નથી તેથી કેવી રીતે બતાવી શકું ?

સુરંજનઃ—ભાઇ મારાપર ક્રોધ ન ચઢાઓ કૃપા કરીને લુહારનું ઘર ક્યાં છે તે જણાઓ.

કેવલરામઃ—જુઓ સ્હામે આ પર્વત જણાય છે ત્હેને ઓળંગીને જરા આગળ જશો એટલે એક વિશાળ મેદાન આવશે ત્યાં આપ આપના ઘોડાને બાંધજો અને જે સ્થળે ઘોડો બાંધો તે સ્થળે

આઠ આનાના પૈસા મૂકી રાખજો. એટલે આપના ઘોડાના નાલ જડાઇ જશે. હવે હું આગળ આવી શકીશ નહિ. તે લુહાર જેવો તેવો પુરૂષ નથી. માટે આપ ઘોડાને બાંધી, ત્યાંથી ખસી જજો અને અને એક વૃક્ષની ઓટમાં છુપાઇને ત્રણ વાર જોરથી તાળી વગાડજો. તે વખતે આપને હથોડી વગેરેનો અવાજ સંભળાશે. જ્યાં સુધી કોઇ પ્રકારનો અવાજ કાને સંભળાવ્યા કરે ત્યાં સુધી ઓટમાંથી બહાર આવશો નહિ.

સુરંજન આથી ચ્હડાઇને બોલ્યો:—“બદમાશ ! શું તું જાણતો નથી કે કોની સાથે ઠઠ્ઠા મશ્કરી કરી રહ્યો છે? એટલું કહીને તે જેવો ત્હેને પકડવા ચાલ્યો કે તરતજ કેવળરામ ત્યાંથી ન્હાસી ગયો. સુરંજન પણ ત્હેની પાછળ પાછળ દોડયો પરતુ ત્હેને પહોંચી શકયો નહિ. કેવળ સ્હામે ઉભો રહીને હસતાં હસતાં બોલ્યો: “આહા ! આપને ઘણું કષ્ટ ભોગવવું પડયું હોય એમ જણાય છે.”

અમે પહેલેથીજ કહી ચુક્યા છીએ કે કેવલની ઉમર ૧૨ વર્ષની છે. ત્હેનો રંગ અમાવાસ્યાના ઘોર અંધારાથી પણ અધિક કાળો છે. શરીરે લાંબો પણ પાતળો અને દુર્બળ છે. નાક બેઠેલું છે. હોઠ તો એટલા મોટા મોટા છે કે હરે કૃષ્ણ ! દાંત પણ એટલા મોટા છે કે કે હંમેશાં હોઠની બહારજ દેખાયા કરે છે. ત્હેનો સ્વર એટલો તો કઠોર હતો કે તે સાંભળીને માથું ચ્હડી આવતુ હતું. તેથી તે બેડોળ ચ્હેરાવાળા કેવળરામના હસવાથી સુરંજનને બહુજ ગુસ્સો ચઢતો હતો. તો પણ કાંઇ ઉપાય ન હોવાથી ત્હેને ફોસલાવવાને માટે એક રૂપીઓ કાઢીને ત્હેને બતાવ્યો. પણ કેવળ રૂપીઓ જોઇને લલચાય જાય તેવો નહોતો.

કેવળરામઃ—પહેલાં આપ એટલું વચન આપો કે હું ત્હને મારીશ પીટીશ નહિ; તો હું આપની પાસે આવીશ નહિ તો આવી શકીશ નહી.

લાચાર સુરંજનને કેવળરામની વાત માનવી પડી. તે નજીક આવીને કહેવા લાગ્યો. " મહાશય ? મ્હેં આપને કાંઇ જુઠ્ઠી વાત નથી કહી. હમણાં આપને મ્હારી સત્યતા માલુમ પડશે. સાંભળ્યું છે કેટલાંક વર્ષ પહેલાં એક હકીમ અહિંયાં આવ્યો હતો. ત્હેણે વૈતાલની સાધના કરી હતી તેથી તે ત્હેના ઉપર પ્રસન્ન હતો. ભૂત, પ્રેત, પિશાચ સર્વ ત્હેના તાબામાં હતાં. તે દિવસને રાત્રિ અને રાત્રિને દિવસ કરી નાંખતો હતો. એક ભૂત ત્હેનો ચેલો હતો કોઇ જાણતું નહોતું કે તે તાંત્રિક ક્યારે અને ક્યાં રહે છે. એક દિવસ બપોરને વખતે, જે ગામમાં તે રહેતો હતો ત્હેના મધ્ય ભાગમાં એક ઘણો મોટો જ્વાળા મુખિ પહાડ ફાટયો અને ત્હેની સાથેજ લોકનાથ હકીમ પણ અંતર્ધ્યાન થઈ ગયા. હવે ત્હેનો ચેલો તે મેદાનમાં રહે છે અને તંત્રવિદ્યા મૂકીને લુહારી કામ કરે છે પણ જેને કાંઇ કામ લેવું હોય છે તે ત્યાં જઇને છુપાઇ રહે છે અને ત્રણ વાર તાળી વગાડયા પછી તે આવીને ત્હેનું કામ કરી આપે છે. કોઇક કોઇક કહે છે કે તે ત્યાંથી સો કોસ દૂર રહે છે પરન્તુ તાળી વગાડવાનો અવાજ સાંભળતાંજ આવી પહોંચે છે. બાપરે બાપ ? હું હવે આગળ આવીશ નહિ. મ્હેં જેમ કહ્યું છે તે પ્રમાણેજ કરજો એટલે તમારૂં કાર્ય સંપૂર્ણ થશે.

એમ કહીને તે જવા લાગ્યો પણ સુરંજને ત્હેને જવા દીધો નહિ. અને સાથે લીધો ત્હેણે ધાર્યું કે અવશ્ય કાંઇક આમાં ભેદ છે અને જો ત્હેની વાત જુઠી નીકળશે તો બચાજીને તરતજ મજા બતાવી

આપીશ. આ પ્રકારનો વિચાર કરી ત્હેણે કહેલા સ્થળે ઘોડાને બાંધીને આઠ આનાના પૈસા બાજુએ મૂકીને, ત્હેણે ત્રણવાર તાળી વગાડી. અને બન્ને એક વૃક્ષની ઓટમાં છુપાઇ ગયા.

એ ત્રણ મિનિટ પછી હથોડાનો અવાજ સંભળાવા લાગ્યો. સુરંજને ચમકીને જોયું તો એક શેતાનના જેવા બીહામણા મ્હેરાવાળો પુરૂષ ત્હેના ઘોડાનો નાલ ઠોકી રહ્યો છે. ધીમેથી સુરંજને કેવળરામને કહ્યું: "આપણે ત્હેનું ઘર જોવું જોઇએ. તે ભૂત છે કે પુરૂષ તે પણ જાણવું જોઇએ. માટે આપણે ત્હેનો પરિચય કરવા માટે શું ઉપાય કરવો જોઇએ ?"

કેવળરામ: "એવું સાહસ ન કરો."

થોડીવાર પછી હથોડાનો અવાજ બંધ થઈ ગયો. તે શેતાન જમીન ઉપરથી નીચો નમીને પૈસા લેવા ચાહતો હતો ત્યારે હાથમાં ખુલ્લી તરવાર લઇને સુરંજન ત્હેની સ્હામે આવીને બોલ્યો:— કોણ છે? સાચે સાચું કહે કહ્યા સિવાય છુટકો નથી."

જેને હમણાં શેતાન કહ્યો છે તે પુરૂષની મૂર્તિ અને પોષાક ઘણાં ભયંકર હતાં. મસ્તકપર મ્હોટા મ્હોટા વાળ હતા, આખા શરીર ઉપર વરૂના ચામડાનો પોષાક હતો; માથા અને મ્હોઢાનો અધિક અંશ વરૂના ચામડાની ટોપીથી ઢંકાએલો હતો. ત્હેની લાંબી દાઢી છાતી સુધી લટકી રહી હતી. એકાએક અંધકારમાં ત્હેને જોવાથી દૈત્યનું અનુમાન થતું હતું."

પોતાની મ્હોટી હથોડી ઉંચી કરીને ભૂત બોલ્યો:—તું કોણ છે? અહિંથી સત્વર ચાલ્યો જા, નહિં તો માથું ફોડી નાંખીશ."

સુરંજને નિર્ભય થઇને કહ્યું:– અરે નરપિશાચ પહેલાં તું તો

ત્હારો પરિચય આપ."

શેતાને કહ્યું:—ત્હારૂંજ નામ સુરંજન છે કે?

સુરંજનને ત્હેના મ્હોંએથી પોતાનું નામ સાંભળીને આશ્ચર્ય લાગ્યું પણ પોતાનું આશ્ચર્ય મનમાંજ દબાવીને ત્હેણે કહ્યું. મ્હારૂં નામ ગમે તે છે તે વિષે ત્હારે પૂછવાનું શું પ્રયાજન છે?

કેવલરામ દૂર ઉભો ઉભો આ બન્નેની વાતો :સાંભળીને હસી રહ્યો હતો.

"ત્હમે આજે મ્હને બહુ હેરાન કર્યો? જરા ધીરા રહો, હમણાં "ત્હમારૂં ગળું દબાવીને ત્હમારા જીવનનો અંત લાવું છું" કહીને તે સુરંજન પર ધસવાની તૈયારી કરી." કેવલરામ જીવ લઇને નાઠો. સુરંજને કહ્યું:– જો તું ત્હારૂં ભલું ચાહતો હોતો ત્હારા સર્વ પ્રપંચ મ્હને બરાબર બતાવી આપ: નહિ તો ત્હેનું પરિણામ વિપરિત આવશે. હથોડી દૂર ફેંકીને તે શેતાને કહ્યું:– "હું આપને શરણે છું મ્હને બચાવો જો આપને મ્હારી સ્થિતિ જાણવાનીજ અભિલાષા છે તો ચાલો, આવો. આવી રીતે ખુલ્લી રીતે :મ્હારો પરિચય આપવાની હિમ્મત મ્હારાથી થતી નથી. ત્હેનું એક કારણ છે."

આગળ આગળ ભૂત અને પાછળ પાછળ સુરંજન ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એક પહાડી પ્રદેશ આવ્યો. ત્યાં જઇને તે શેતાને એક દરવાજો બતાવ્યો. તે દરવાજાને રસ્તેથી સુરંજનને અંદર લઇ ગયો. જમીનની અંદર બનેલા એક ઘોર અંધારા મકાનમાં પહોંચ્યા. સુરંજને પોતાના મનમાં વિચાર્યું કે, "શું આ ખરેખર પ્રેત છે? ત્હેના હાવ ભાવ, ત્હેની વાત ચીત, રહેવાનું ઘર ઇત્યાદિ તો સર્વ ભયંકરજ છે. મ્હારૂં નામજ કેવી રીતે જાણી શક્યો?"

ઘણી સાવધાનીથી પોતાની તલવારની મૂઠ પકડીને તે ધીરે ધીરે આગળ વધતો ગયો. થોડે દૂર ગયા પછી જોયું કે ધમણ ચાલી રહીછે. લુહારોનાં કામમાં આવનાર હથીઆરો રાખેલાં છે. એક તરફ ભઠ્ઠીમાં અગ્નિ સળગી રહ્યો છે.

સુરંજનને બેસવાનું આસન આપીને ત્હેણે કહ્યું કે, "આપ અહિં આરામ લ્યો, હું હમણાં આવું છું."

બેએક કલાક પછી એક સફેદ વસ્ત્ર અને એક સાફ ટોપી પહેરીને તે સુરંજનની સ્હામે આવ્યો અને પૂછવા લાગ્યો. આપ મ્હને ઓળખી શકો છો?"

આશ્ચર્ય પામીને સુરંજને કહ્યુઃ–હું ત્હમને શી રીતે ઓળખી શકું વારૂ?

શેતાનઃ–ગોર મહારાજ આપને સર્વ હકીકત જણાવશે એટલે આપ મ્હને ઓળખી શકશો."

થોડીવાર સુધી ગોર મહારાજ તથા શેતાનની તરફ જોઇ રહ્યા પછી સુરંજને કહ્યુંઃ આપને કદાપિ મ્હેં અજયસિંહના મકાનપર જોયા હોય એમ સ્હેજ યાદ આવે છે. વારૂ આપ એક બાજીગરની સાથે રહેતા હતા કે?

શેતાનઃ–હા, હું ત્હેમનોજ શિષ્ય છું.

સુરંજનઃ–ત્યારે ત્હમારી આવી દશા કેમ છે?

શેતાનઃ ભાઈ! પહેલાં લોકનાથ દાદા મ્હને બહુ વ્હાલા હતા અને પ્રેમની દ્રષ્ટિથી જોતા હતા. તેઓ ચિકિત્સા શાસ્ત્રમાં બહુ પ્રવીણ હતા. હું ત્હેમની પાસે રહીને અનેક અવ્યર્થ; ઔષધિઓ બનાવતાં

શિખ્યો છું. થોડી મુદત પછી અમારા બન્નેમાં સ્હેજ તકરાર થઇ. ત્હેમણે મ્હારા પ્રાણ વધની પણ ચેષ્ટા કરી હતી. આ ભુગર્ભસ્થિત મકાનમાં તેઓ રસાયણ વિદ્યાની પરિક્ષાઓ કરતા હતા. એક દિવસ મ્હને એક પદાર્થના રસાયણીની પરિક્ષા કરવાને માટે મોકલ્યો. હું ત્હેને બહુજ શોધતો હતો. અહિંયાં આવીને ચારે બાજુએ જોયું, પણ કાંઈ કામ નજરે ચઢયું નહિ. પરન્તુ ત્યાં તો ચારે બાજુએ મ્હને બાળી મૂકે તેવો અગ્નિ સળગતો હતો. સૌભાગ્ય ક્રમથી ગુરૂનો ઉદ્દેશ સિદ્ધ થયો નહિ. પણ તેઓ મ્હારૂં મૃત્યુ નિશ્ચય ધારીને અંતર્ધ્યાન થઈ ગયા. જો હું તે સમયે આ વાત કોઇને જાહેર કરત તો લોકો મ્હને મૂર્ખ ગણી હસી કાઢત અને વિશ્વાસ પણ ન કરત. વળી મ્હને ઠગ તરીકે પકડવા માટે રાજ–કર્મચારીઓ ફરી રહ્યા છે. જો તેઓ મ્હને પકડી જાત તો ફરી મ્હારો નિસ્તાર નહોતો. એમ ધારીને આ ગામના ગુરૂ મહારાજને મહીમાં કરી લીધા અને ત્હેમણે મ્હને અન્ન જળનું સ્થાન આપ્યું.

આ સમયે ત્યાં કેવલ પણ ભય દૂર થયો એમ ધારીને આવ્યો. શાંત રીતે આ વૃતાંત સાંભળી રહ્યા પછી સુરંજન બોલ્યો. "ત્હમે મ્હારી સાથે આવશો કે?"

બાજીગર ( શેતાન ): અત્યારે આવવા તૈયાર છું પરન્તુ પાછળ રાજ–કર્મચારીઓ પગનાં ચિન્હ લઇ મ્હારો પત્તો મેળવશે તે વખતે શું દશા થશે?"

સુરંજન: કાંઇ પરવા નહિ હું ત્હમારી રક્ષા કરવા તૈયાર છું.

થોડાજ સમયમાં ચાણ્ડાળનો સર્વ પોશાક દુરસ્ત થયો. વાળ કતરાવી, દાઢી મુંડાવી, તેલ લગાવી સ્નાન કરવાથી જણાય આવતું

હતું કે જાણે નવો વર વિવાહને માટે જાય છે.

દુઃખિત થઇને કેવલરામે પૂછ્યું: " શું આપ બન્ને મ્હને ખરેખર ત્યજીને જ જતા રહેશો, મ્હારી શી દશા થશે ?

બાજીગરઃ હા કેવલરામ ત્હને અહિંજ મૂકીને અમે જવા ધારીએ છીએ તું ત્હારી મરજીમાં આવે ત્યાં ચાલ્યો જા. શું અમે ચાલ્યા જવાથી ત્હને દુઃખ થાય છે ?

કેવલરામઃ દુઃખ તો કાંઇ નહિ ? જાઓ ત્હમારી ઇચ્છા પ્રમાણે વર્તો હું પણ હમણાંજ અહિંથી ચાલ્યો જાઉં છું.

ત્રણે પુરૂષો તે પાતાલપુરીમાંથી બહાર નિકળ્યા. " કેવલ ? હમણાં તો મ્હારૂં ઘર સૂનું છે, માટે તું ધ્યાન રાખજે અમે જઇએ છીએ.

એમ કહીને બાજીગરે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તે લોકો થોડેક દૂર નહિ ગયા હોય એટલામાં તો એક ગગતભેદી શબ્દ ત્હેમને કાને પડયો. સુરંજને ચકિત થઇને પાછળ જોયું કે, બાજીગરના મકાનમાં સ્તંભાકાર નિવિડ ધૂમ્રરાશિ નિકળીને આકાશને સ્પર્શ કરી રહી હતી.

" હાય ! મ્હારૂં ઘર ?! અવશ્ય આ કામ દુષ્ટ કેવલરામનુંજ છે. ' એમ કહીને તે ચ્હીડાઇ ઉઠયો.

વાસ્તવિક રીતે આ વાત પણ સત્ય હતી. કેવળરામે ઘરની અંદર ઘાસના ઢગલા એકત્ર કરીને ત્હેમાં આગ લગાવી દીધી. થોડીજ વારમાં શેતાનું મકાન બળીને ભસ્મ થઇ ગયું.



## સપ્તમ પરિચ્છેદ.

### પ્રત્યુપકાર !



રસ્તામાં બીજો કાંઇ બનાવ બન્યો નહિ. ત્રીજે પ્રહર તેઓ એક ધર્મશાળામાં આવી પહોંચ્યા. પરન્તુ ઘણા આશ્ચર્યની વાત તો એ છે કે તે લોકોને ત્યાં પહોંચ્યાં પહેલાંજ શેતાનના પલાયન થવાની ખબર ત્યાં સુધી પહોંચી ગઇ હતી.

તે ધર્મશાળાના માલિકે પોતાની પાસે ઉભેલા એક પુરૂપને કહ્યું કે, "ચેલાની દશા પણ ગુરૂના જેવીજ થઇ. શેતાન ધીરે ધીરે પોતાના સાથીઓને બોલાવી રહ્યો છે."

એક બીજો બોલી ઉઠયો. "ભાઈ સાહેબ! આવો બનાવ તો કદી બન્યો નથી અને બનવાનો સંભવ પણ નથી. દિવસના દશ વાગ્યાને સુમારે જાણે અમાવાસ્યાની અંધારી રાત્રિ જેવો ગાઢ અંધ-કાર છવાઇ ગયો અને ત્હેમાંથી એક જ્યોનિ નિકળી અને થોડીજ વારમાં ત્રીસ હાથ લાંબો, હાથીના જેવો ભયાનક, ઘોર કાલા વર્ણનો દૈત્ય નિકળી આવ્યો, ત્હેના માથાપર ૪—૫ હાથ લાંબી જટા હતી, મ્હોં જોઇને કલેજું કમ્પિ ઉઠતું હતું. દાંત તો હાથીના દાંતના કરતાં પણ વધારે લાંબા હતા. ચાર લાંબા લાંબા હાથ હતા; પીઠના બન્ને ભાગપર બે પાંખો હતી તથા ચાર પગ હતા, તે જોરથી ગર્જના કરીને લોકનાથ બાવાના ચેલાની પાસે આવ્યો અને ત્હેને લઇને

આકાશમાં ઉડી ગયો. મહાશય! આવું આશ્ચર્ય તો મ્હેં મ્હારી આખી જીંદગીમાં પણ કદી જોયું નથી.” આ સર્વ વાતો સુરંજન સાંભળતો હતો. તેથી તેણે બહુજ મુસ્કેલીથી હસવું રોકીને બાજીગરની સર્વવાત એક ચિત્તે સાંભળી. જેટલા નવા નવા લોકો ત્યાં આવતા ગયા તેટલીજ નવી નવી વાતો ઉડવા લાગી. એકે કહ્યું કેઃ જે સમયે તે બીહામણો દૈત્ય બાજીગરને લઇને આકાશમાં ઉડયો તે સમયે ત્હેની મૂર્તિ એવી ભયંકર થઇ ગઇ હતી કે તે યાદ આવતાં હજુ પણ રૂવાં ઉભાં થઇ જાય છે.

× × × × ×

આખી રાત તે ધર્મશાળામાં વ્યતીત કરીને સ્હવારે તે બન્ને જણા ત્યાંથી રવાના થયા. વચમાં એક જગાએ વિશ્રામ કરીને તેઓ સ્હાંજ થયા પહેલાંજ અજયસિંહને અમે આગળ ઉપર ‘ તપસ્વીની કુટિર ’ એ પરિચ્છેદમાં હેમલતાના પિતા તરિકે અમારા પાઠકોને પરિશ્રમ આપી ચુકયા છીએ તેજ અજયસિંહ પાછો મહેલથી આવીને અહિં રહ્યો હતો. અજયસિંહના મકાન આગળ આવી પહોંચ્યા. તે રાજ-મહેલ જેવું મકાન આ સમયે શૂન્ય સમાન થઇ રહ્યું છે. અજયસિંહને માત્ર હેમલતા સિવાય બીજું કોઇ નહોતું. ત્હેની વ્હાલી કન્યા ત્હેને છોડીને ચાલી ગઇ; તેથી તે દિવાના જેવો થઇ ગયો હતો. ત્હેને એક ભયંકર રોગ લાગુ પડયો હતો. મ્હોટા મ્હોટા વૈદ્ય ત્હેની દવા કરીને હારી ગયા. કન્યાની શોધમાં સુરંજનને મોકલીને તે હેમલતાના શું લાવે છે સમાચાર તે સાંભળવાની આતુરતાથી રાહ જોતો હતો. મ્હારી પ્રાણાધિકા કન્યા ક્યારે મ્હને મળે એજ તે હરઘડીએ જપ્યા કરતો હતો.

સુરંજન આવ્યો. આવીને ત્હેણે સર્વ હકીકત કહી સંભળાવી. અજયસિંહે સ્થિર ભાવથી તે સર્વ વાત સાંભળી લીધી. એક ઉંડો નિઃશ્વાસ નાંખીને તે બોલ્યોઃ—"આ સર્વ મ્હારા ભાગ્યનો દોષ છે." સુરંજન ! ત્હારી આશા નિર્મૂળ હવે થઇ ગઇ. હવે તું તે પાપિણીને હૃદયથી વિસરી જા. ત્હેને મ્હેં પાળી પોષીને મ્હોટો કર્યો છે. મ્હારી સર્વ સંપત્તિ તુંજ છે. આવી કુલકલંકિની કન્યા મ્હારે ઘેર ઇશ્વરે શા માટે ઉત્પન્ન કરી.

સુરંજનઃ—મહારાજ ! એમાં એમનો કે ત્હમારો કોઇનો પણ દોષ નથી. જે કાળે જે બનવાતું છે તે કદિ પણ મિથ્યા થઇ શકતું નથી માટે હવે વ્યર્થ શોક ન કરો.

અજયસિંહઃ "સુરંજન; આપણા કોઇક પ્રસિદ્ધ કવિએ કહ્યું છે કેઃ

" જનનિ જણ તો ભકત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંજણી, મત ગુમાવે નૂર."

શું આ કહેવત તું વિસરી ગયો. ઇશ્વરે મ્હને આવી કન્યા આપી ન હોત તો કદી પણ આવો પશ્ચાતાપ કરવાનો સમય આવત નહિ. એક રાજપૂત જાતિની કન્યા પોતાના પિતાની આજ્ઞા સિવાય જેની તેની સાથે સ્વેચ્છાપૂર્વક લગ્ન કરે અગર ન્હાસી જાય ત્હેના કરતાં વધારે શું મ્હારે માટે લજ્જાસ્પદ વાત છે. જો તે મ્હને મળે તો હું મ્હારી સર્વ ક્રોધાગ્નિ તો અંત લાવી ત્હેને પ્રભુને દ્વાર પહોંચાડી દઉં. પરન્તુ શું કરૂં લાચાર ? મ્હારી વૃદ્ધાવસ્થા થઈ ચાલવાની શક્તિ નથી એટલે સર્વ સંકલ્પોને મનમાંજ સ્થાન આપવું એ અયોગ્ય છે.

સુરંજનઃ—"ઠાકોર ! આપને આટલો બધો ક્રોધ ન કરવો જોઇએ. કારણકે "છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય'

માટે હવે ત્હેનાથી થઇ ગયેલી ભૂલની ક્ષમા આપો."

આવી રીતે અજયસિંહના ચિત્તને સુરંજન શાંત કરીને બહાર ચાલ્યો ગયો. અને અજયસિંહ પણ પોતાના મકાનમાં એકાગ્ર ચિત્તે કાંઇક ઉંડા વિચારમાં પડી ગયો.

* * * *

રામકિશન અજયસિંહનો એક પ્યારો નોકર હતો. ત્હેને અને સુરંજનની સાથે આવેલા બાજીગરને મિત્રતા બંધાઇ ગઇ. એક દિવસ બાજીગરે અજયસિંહની માંદગીના સમાચાર સાંભળીને કહ્યું કે, "જો હું કહું તે દવા ત્હેને ખવડાવશો તો ત્હેને તુરનજ આરામ થઇ જશે."

રામકિશને ચુપચાપ અજયસિંહને તે દવા ખવડાવી. ખાતાંની સાથેજ અજયસિંહને ગાઢ નિદ્રા આવી ગઇ. સાત આઠ કલાક વિત્યા છતાં પણ ત્હેની નિદ્રા ન તૂટી. ત્યારે સુરંજને કહ્યું:—"આથી જો મહાજનું કાંઇ અનિષ્ટ થશે તો હું ત્હને કદીપણ જીવતો છોડનાર નથી.

બાજીગરે કહ્યું:—"આપ ભય ન રાખો. મ્હેં આ દવાથી હજારો રોગીઓને સારા કર્યા છે."

ત્હેની વાત પણ સત્યજ નિવડી. આખી રાત ગાઢ નિદ્રામાં મગ્ન રહીને અજયસિંહ સ્વસ્થ થઇને સ્હવારે ઉઠયો. મ્હોટા મ્હોટા વૈદ્યોએ ત્હેને બચવાની આશા છોડી દીધી હતી. બાજીગરની દવાનો આવો વિલક્ષણ ગુણ જોઇને સર્વને અચંબો થવા લાગ્યો. સુરંજનના મનમાં ત્હેના પ્રત્યે ઘણીજ પ્રેમ-ભક્તિ ઉત્પન્ન થઇ. આ પ્રકારે તેઓ સુખમાં દિવસો વ્યતીત કરવા લાગ્યા.

આ સમયે આગ્રેથી     આવીને સુરંજનને ખબર આપી.

" મહોબ્બતખાં સખ્ત બિમાર છે. આપને એક વાર મળવા ચાહે છે."

મહોબ્બતખાં અકબરનો એક પ્રધાન તથા પ્રિય સેનાપતિ છે. તે સમયે હ્હેના સમાન સર્વ વિષયોમાં સૌભાગ્યવાન પુરૂષ ભારતવર્ષમાં અન્ય કોઈ નહોતો માનસિંહ અને મહોબ્બતખાં બન્ને જણા સમ્રાટ્ના પ્રિય પાત્ર છે. બન્ને એક બીજાના દુશ્મન છે. તે બન્નોમાં મેળાપ ન હોવાથી અકબર બાદશાહ હ્હેમને મેળવવાને માટે પૂર્ણ ચેષ્ટા કરતા હતા. જો મહોબ્બતખાં અને માનસિંહ બન્ને એકત્ર થઇને મોગલ શહેનશાહતને ક્ષણ વારમાં પાયમાલ કરી શકત, પરતુ અકબરના ભાગ્યને લીધે તે બન્નેના હૃદયમાંજ સખ્ત ઇર્ષાનો દાવાનળ સળગ તો હતો. આ સમયે રાજ-કર્મચારિઓનો બે વિભાગ હતા. એક પક્ષ માનસિંહનો, અવલંબન કરતો હતો અને બીજો પક્ષ મહોબ્બતખાંનું અવલંબન કરતો હતો. કાલક્રમથી માનસિંહનો પક્ષ પ્રતાપ શાલી થઇ ગયો અને મહોબ્બતખાના પક્ષના લોકો હંમેશાં ચિન્તામાંજ પડ્યા રહેતા હતા. માનસિંહ માત્ર પ્રતાપ શાલીજ નહિ પરન્તુ દિલ્લીશ્વરીનો હૃદયેશ્વર પણ હતો. તેથી મહોબ્બતખાંના પક્ષના અનેક લોકો માનસિંહના પક્ષમાં આવી મળ્યા.

મહોબ્બતખાં અને સુરંજનને ગાઢ મિત્રતા હતી. સુરંજન જે પદવી માગે તે મહોબ્બતમાં હ્હેને આપતો અને રાજ્યના ઉંચ્ચ દરજ્જાનું માન પણ અપાવતો હતો. પોતાને સખ્ત આભારી જોઇને મહોબ્બતે એક વાર સુરંજનને મળવા ધાર્યું.

જ્યારે સુરંજન જવા લાગ્યો ત્યારે હ્હેણે પોતાના મિત્ર બાજીગરને કહ્યું કે " હમે પણ મ્હારી સાથે આવશો ને ?

બાજીગરઃ ત્યાં આવતાં તો મ્હને ભય લાગે છે. પણ જ્યારે આપ સાથે છો તો પછી ડર કેવો ? મ્હેં ચિઠ્ઠી લાવનારના મુખથી મહોબ્બતખાંની માંદગીના સમાચાર સાંભળ્યા છે. અવશ્ય કોઇએ ત્હેને એવું વિષ આપ્યું છે કે જેથી ત્હેનું મૃત્યુ એકદમ ન થતાં થોડા દિવસ પછી તે મરણ પામશે. એ માણસના સિવાય બીજું કોઇ ત્હેની દવા જાણતું નથી.

સુરંજનઃ—ઓહ ! વિષ એ એટલી બધી ભયંકર અસર છે ! ઓહ !! મ્હોટા દરજ્જાનો મનુષ્ય હોવા છતાં કેટલી વિપદોમાં સપડાએલો છે. !!! મહોબ્બત મુસલમાન છે. ખરો, પરન્તુ મ્હારો ખાસ મિત્ર છે.

બાજીગરઃ—હું અવશ્ય ત્હેને સારૂં કરી શકું તેમ છું. પણ તે મોગલ બાદશાહના મુખ્ય પ્રધાન છે તેથી મ્હારા જેવી ક્ષુદ્ર મનુષ્યની દવા કરશે કે કેમ તે એક શંકાશીલ વાત છે.

સુરંજનઃ—હું ત્હેમને કહીશ એટલે અવશ્ય ત્હમારી દવા કરશેજ.

સુરંજને નંદકિશોરનું નામક ચેરીએ ચઢાવવાનો પાકકો ઇરાદો કર્યો હતો. તેથી ત્હેણે અજયસિંહ પાસે જઇને કહ્યું કે, " હું આગ્રા જઉંછું. આજ્ઞા આપો ત્યાં જઇને જ્યાં સુધી દુષ્ટને ત્હેનાં કુકર્મોનું ફળ નહિ ચખાડું ત્યાં સુધી મ્હારા મનને શાન્તિ મળશે નહિ. મહોબ્બત મ્હારો ખાસ મિત્ર છે. ત્હેની સહાયતાથી મ્હારા મનોરથ સિદ્ધ થશે એમાં કાંઇ પણ સંદેહ નથી.

અજયસિંહઃ—પહેલાં અકબર બાદશાહને ત્યાં મુકદ્દમો જાહેર ન કરતાં માનસિંહનેજ કહેવામાં આવે તો ? શું હરકત ? "

સુરંજનઃ—નંદકિશોર માનસિંહનો પ્રિય પાત્ર છે. તે મ્હારી વાત પર ધ્યાન આપે તેમ નથી.

અજયસિંહઃ—" ત્યારે ત્હમારી ઇચ્છા પ્રમાણે વર્તો." એમ કહીને અજયસિંહે એ સલાહ કારોને બોલાવીને સુરંજને સર્વ બાબતનું જ્ઞાન સખ્ત વપરાવ્યું.

સર્વ વાતનું સમાધાન થઇ ગયા પછી, સુરંજન પોતાના મિત્ર બાજીગરને સાથે લઇને આગ્રા તરફ વિદાય થયો. ત્યાં પહોંચ્યા પછી ત્હેણે મહોબ્બતખાંને વિષ આપવાની સર્વ હકીકત કહી સંભળાવી તે સાંભળીને મહોબ્બતખાંને ઘણો અચંબો થયો. મ્હોટા મ્હોટા વૈદ્ય અને હકીમોએ હજારો પ્રયત્ન કરવા છતાં પણ ત્હેના રોગનો પત્તો મેળવી શક્યા નહોતા—ક્ષય રોગના રોગીની પેઠે તે દિન પ્રતિદિન ક્ષીણ થતો જતો હતો. બસ, તે તરતજ બાજીગરની દવા ખાવાને તૈયાર થઇ ગયો. ત્હેણે બધાંને કહી દીધું કે હું મ્હારી પોતાની ઇચ્છાથી આની દવા ખાઉંછું. જો એથી મ્હને કાંઇ નુકસાન થશે તો ત્હેના સિવાય બીજો કોઇ જોખમદાર નથી."

થોડાજ સમયમાં ત્હેને નિદ્રા દેવીએ ઘેરી લીધો. સ્હવારે ત્હેને ઘણો આરામ થયો હોય એમ જણાયું. આ પ્રકારે બે સપ્તાહ દવા ખાવાથી તે નિરોગી બની ગયો.

મહોબ્બતખાંને સારૂં થઇ ગયા પછી સુરંજને નંદકિશોરની સર્વ વાતો ત્હેને કહીને કહ્યું, " તે દુરાત્માને કોઇ પણ પ્રકારે અવશ્ય શિક્ષા તો કરવીજ જોઇએ."

મહોબ્બતઃ—" ભાઇ ! ત્હેં મ્હારો પ્રાણ બચાવ્યો છે. મ્હને નવિન

જીવીન દાન બક્ષ્યું છે. હું ત્હારા ઋણથી મુક્ત થઈ શકું ત્હેમ નથી અને તે બદલ ત્હારા ઉપકાર માનુંછું. મ્હારાથી જ્યાં સુધી બની શકશે ત્યાં ત્યાં સુધી મદદ આપીશ. કમલાદેવી જ આજ કાલ ભારતના રાજ્ય-સિંહાસનની માલીક છે. તું ત્હેની પાસે એક અરજી લખી મોકલ પછી હું મ્હારાથી બનતા ઉપાયે ત્હારૂં કાર્ય સિદ્ધ કરાવી આપીશ. તું અરજી લખી મોકલીશ તેથી મ્હારૂં પણ એક કામ થઇ જશે.–"

સુરંજને થોડા સમય પછી કમલાદેવીની પાસે એક અરજી લખી મોકલી.





# પંચમ ખણ્ડ.

## પ્રથમ પરિચ્છેદ.

### ગણનામાં સંદેહ.

પ્રેમ પણ કેવી ભયંકર વસ્તુ છે. કેવી રીતે, ક્યારે એ પ્રેમ ઉત્પન્ન થાય છે તે કાંઇ સ્હમજી શકાતું નથી. કેટલીએક સુંદર સ્વરૂપ-વાન રમણીઓને ત્યજીને કાર્તિકેયના સમાન સૌંદર્યવાન યુવાન પુરૂષો અતિ કુરૂપા સ્ત્રીઓની સાથે પ્રેમ કરવા લાગે છે. કેટલીએક અસામાન્ય રૂપ લાવણ્ય સ્ત્રીઓ અતિ રૂપવાન પુરૂષોને ત્યજી, સમ્પદ સન્માન અને જાતિ કુળને તિલાંજલિ આપી અતિ કુરૂપ નિચ પુરૂષોની અનુ-રાગિની બને છે! પ્રેમનો કેવો દુર્જ્ઞેય, કેવો આશ્ચર્યજનક મહિમા—અદ્ભુત પ્રભાવ છે! મદ મનુષ્યને ઉન્મત્ત કરી દે છે. મન્મથમાં ડુબ્યા પછી કોઇને કાંઈ જ્ઞાન રહેતું નથી.

કમલાદેવી કોણ છે? કયા કુળમાં જન્મી છે? તે કોઇ જાણતું નથી. પરન્તુ જગદીશ્વરે ત્હેને એવી કાંઇક અપૂર્વ સૌંદર્યતા આપી

હતી કે તે સમયે તેના સમાન રૂપ લાવણ્યવતી રમણી બીજી કોઇ ન હતી. આ કામિનીની આશા સુમેરૂ પર્વતની પેઠે ઉચ્ચ હતી, સૌંદર્યે હેની તે આશાને સફળ કરી આપી–કમલા ભારતેશ્વરી તો થઈ; પણ હેને પ્રબળ પ્રણય–પિપાસાની શાન્તિ ન થઇ. માનસિંહ રૂપવાન યુવાન અને મહાવીર પુરૂષ હતો. તેના ઉપર તે પ્રેમમાં દિવાની બનેલી લલનાની દૃષ્ટિ પડે, તેમાં આશ્ચર્ય પણ શું છે? કમલા અન્ધી બની ગઇ. માનસિંહના તરફ હેનો પ્રબળ પ્રણય–પ્રવાહ તુમુલ તરંગની સાથે ઉન્મત્ત વેગથી ધાવિત થયો. પરન્તુ માનસિંહ હિન્દુ છે, શિવ–પૂજા કર્યા સિવાય અન્ન જળ પણ ગ્રહણ કરતો નથી. કમલા! તું શું પ્રેમથી ઉન્મત્ત બની છો? કેવી આશ્ચર્યકારક વાત છે? તું મુસલમાન થઇ નથી તો પછી આ દુરાશા કેવી? કમલાદેવી તે પ્રણય–પ્રવાહની અનિવાર્ય ગતિને રોકી શકી નહિ. હેણે પ્રતિજ્ઞા કરી કે મોગલ–સામ્રાજ્યનો ધ્વંસ થાય, તે પણ સ્વીકાર છે; પણ માનસિંહ મ્હારા પતિ અવશ્ય થશે? વિવાહ કરવા એ જુદી વાત છે; પરન્તુ કમલાને જોઈ કોણ નહિ ધારે કે કમલાને મળી પોતાનું જીવન કમલામય કરી દઇ ઉષાના સમાન કુસુમ–ભૂષણથી ભૂષિત થઇને, સ્વર્ગીય લાવણ્યથી સુવર્ણનું અંગ માર્જીત કરીને, યૌવનના લાવણ્યરૂપી સરોવરમાં અવગાહન કરીને, કમલા જ્યારે રત્નાસન પર બેસીને પ્રેમ–વિહ્વળ મદાલસ્યની સાથે મૃદુ હાસ્ય કરી રહી છે—આ જગત્માં કોણ એવો પુરૂષ હશે કે તે હાસ્ય, તે સોષ્ઠવ, તે અનુપમ લાવણ્ય લહરીને જોઇને હેનો પ્યાર કરવા નહિ ચાહે?

માનસિંહ યુવાન પુરૂષ હતો, વારૂ એ ભાવ ક્યાં સુધી હેનાથી ગુમ રહી શકે તેમ હતો? આજે મૃદુ હાસ્ય છે, તો કાલે તરલ–નયન

કટાક્ષ થયાં; આજે વિભંગી વિલાસ, કાલે હસ્ત સ્પર્શ થયો ! ઓહ!! આ જગત્માં ભાગ્યેજ કોઇ માણુસ સ્થિર રહી શકે તેમ છે. માનસિંહ હેમલતાને વિસરી ગયો. સૂર્યની ઉત્તપ્ત કાંચન પ્રભાની આગળ સુધાંશુનો હિમાંશુ છપાઇ ગયો. માનસિંહનું જીવન કમલામય થઇ ઉઠયું—હાસ્યમયી ઉષા દિનમણિનાં મણિમય કિરણોમાં મળી ગઇ ? તે કમલાને ચાહે છે—પરન્તુ મુસલમાનિન હોવાથી ત્હેના રાજ્યની પટ્ટરાણી કેવી રીતે થશે ? જો પરિણીતા મહીષી નહિ બનાવી શકે તો શું કમલા માનસિંહની હૃદય-વાસિની પણ નહિ થઈ શકે-એ વિચાર દૃઢ કર્યો, લોકો તે (કમલા)ને વાર-વિલાસિની કહેશે તે તેના (માનસિંહ)થી સહન થઇ શકશે નહિ. સુખ સંમિલનમાં જેટલોજ વિલંબ થવા લાગ્યો જેટલોજ પ્રતિબન્ધ જોવા લાગ્યો તેટલીજ તે પ્રણય પયોધિ ત્હેના હૃદયમાં આન્દોલિત થવા લાગી. આખરે એક દિવસ ત્હેણે માનસિંહને સ્પષ્ટ કહી દીધું કે. " મહારાજ ! વ્યર્થ સમય ગાળીને ભારત-સામ્રાજ્ય ન ગુમાવતા. "

મોગલ વંશનો ધ્વંસ એજ માનસિંહના જીવનનો ઉદ્દેશ હતો. મુસલમાન જાતિના બળ-વિક્રમને પ્રબળ સિંધુ-સલિલની પેઠે એક એક કરીને હિન્દુ રાજ્યોનો ગ્રાસ થતો જોઇને હિન્દુ નરપતિઓ વિચલિત થયા હતા, આ નૃશંસ જાતિના દારૂણુ ઉત્પીડનથી સર્વે જાગ્રત અને ઉત્તેજીત થઇ ઉઠયા હતા. પરન્તુ ત્હેના પ્રતિવિધાનમાં કોઈ યત્નવાન ન થયો. માનસિંહે બહુજ વિચાર કરીને યવનોના દાસત્વનો સ્વીકાર કર્યો, લોકો ત્હેના ગંભીર હૃદયના ગંભીર ભાવનો અનુભવ કરવામાં અસમર્થ થઇને અદ્યાપિ પર્યંત ત્હેને હિન્દુવંશના કલંક રૂપે વર્ણવે છે.

* * * *

" પ્રાણમયી ! " માનસિંહે કમલાનાં કરકમલ ધીરે ધીરે પોતાના હાથમાં ગ્રહણ કરીને કહ્યું. " પ્રાણમયી ! હૃદયેશ્વરી ! તું જો આ વાતનો સ્વીકાર કરે તો હું મુસલમાન થવાને પણ તૈયાર છું. હું ત્હારી સાથે લગ્ન કરીશ " વિસ્મયોત્ ફુલ્લ લોચનથી કમલા માનસિંહના મુખની તરફ જોતાં જોતાં બોલી, "આપ શું વિચાર કરો છો ? જો માનસિંહ દિલ્લીશ્વર થશે તોજ કમલાદેવી ત્હેની પ્રણયિની થશે ? કમલા જો દિલ્લીશ્વરી ન થઇ ત્યારે કમલા કયાં છે તે તો કમલાની છાયા માત્ર છે એમ માની લેજો. જીવ જતાં પણ હું આપને ભારત સમ્રાટ બનાવીશ અને આપની સાથે રાજયાસન ઉપર આપની અર્ધાંગના તરીકે વિરાજીશ. આજે મ્હારા નામથી વસુમતી કમ્પે છે—આજ અસંખ્ય મહારાજા મ્હારા કિંકર છે, આજે હું સર્વની અધીશ્વરી છું આપની મહિષી થઇને કાલે હું કોઇ બીજાની પદ–પૂજા કરીશ? મ્હારી જગાપર દિલ્હીના સિંહાસનપર બેસીને આપના સિવાય બીજો કોઇ અધિકાર ભોગવે ? તેમ કમલા પ્રાણાન્તે પણ બનવા દેશે નહિ. આપ પહેલાં દિલ્હીશ્વર થાવ ત્યાર પછી આ કમલા આપનીજ થાનાર છે. આપને લાખો સૈનિકો, હજારો અશ્વ તથા અનેક મનુષ્યો જે મદદ નહિ કરી શકે તેના કરતાં પણ વિશેષ મદદ આ દુર્બ્બળા રમણી કરવાને શક્તિમાન છે." સ્થિર મનથી મહારાજ કમલાની આ વાતો સાંભળી રહ્યા અને ક્ષણવાર ઉપરાંત કાંઇક ચિન્તા કરીને સહાસ્ય વદનથી બોલ્યા :—

" જીવિતેશ્વરી ? જેને ત્હારા જેવી બુદ્ધિમાન, ચાલાક ચપળ અને સુશીલ સુંદરી સહાયક હોય ત્હેને પછી અભાવ કઇ ચીજનો હોય વારૂ ? દિગ્પ્રભાનો પથિક જેવી રીતે દૂર આવેલો દીપાલોક જોઇને

પંથ શોધી શકે છે તેવી રીતે તું મ્હારા હૃદય ગગનની સુખ–તારા છે, ત્હેને જોઇને હું અવશ્ય આ માનસ–સિન્ધુને પાર કરી શકીશ ત્હેમાં જરાપણ શક નથી–માનસિંહ અવસ્ય દિલ્હીશ્વર થશેજ. કમલે! માનસિંહ શું પુરૂષ નથી ? હે હૃદયેશ્વરી જો તું મ્હને મદદ કરીશ તો આ મોગલ સલ્તનતને ક્ષણવારમાં વાયુના ગોળાની પેઠે ઉડાવી દઇશ. અનાર્યોનાં રખડતાં તુબડાંઓનાં ગામને દરવાજે તોરણો બંધાવીશ, હજારો આર્યબાળાઓપર અત્યાચાર કરનાર ભારતના ભાવિ શહેનશાહ સલીમને જમીનમાં રોળી દઇને નરકના દ્વારમાં પહોંચાડી દઇશ અને પવિત્ર ભારત માતાને દુસ્મનોના કબજામાંથી મુક્ત કરીને પુનઃઆર્યો-ના અસલ રિવાજો પ્રમાણે રાજ્ય કાર્યભાર ચલાવીશ તથા ત્હને મ્હારી અર્ધાગના બનાવીશ."

તે દિવસથી માનસિંહના ભવિષ્યનું સોપાન સ્થાપિત થઇ ગયું. મોગલવંશના ધ્વંસની સાથેને સાથેજ તે પોતે દિલ્હીશ્વર થશે આ આશાએ ત્હેને ઉન્મત કરી દીધો. કનિષ્ઠ ભ્રાતા દેવસિંહની સાથે તે એક ષંડયંત્રમાં જોડાઇ ગયો.*

તે લોકોના ગુપ્તચરો આખા મોગલ–સામ્રાજ્યમાં છવાઇ ગયા. સ્વયં માનસિંહ વચ્ચે વચ્ચે રમણી–વેશમાં ગુપ્તભાવથી મહેલની અં-દર આવતો જતો હતો, આ વાતની ખબર કમલાદેવીની એક બે દાસીઓના સિવાય બીજું કોઇ જાણતું નહોતું. તે બન્નેની વચ્ચે દિનપ્રતિદિન પ્રબળ અને પ્રગાઢ પ્રેમ વધતો ગયો. એક બીજાના નયનોનો મેળાપ થયા સિવાય બન્નેનાં હૃદયાકાશમાં અંધકાર વ્યાપી જતો હતો પરન્તુ કમળાએ કોઈ પ્રકારે કલંકિત થવાનો સ્વિકારન

* જુઓ પ્રથમ ખણ્ડ પ્રથમ પરિચ્છેદ

કર્યો માનસિંહ ચુપચાપ યુદ્ધ સજ્જા અને કમલાના કૌશલ્યથી રાજ્યના મુખ્ય મુખ્ય અમાત્યો તથા કર્મ ચારિઓને પોતાના પક્ષમાં મેળવવા લાગ્યો:—

× × × × ×

" મ્હેં અતિશય અપમાન સહન કર્યું છે. હિન્દુરાજાઓ માનસિંહના નામથી ઘૃણા કરે છે. હવે જોઇ લઇશ કે, નષ્ટ પ્રભાનો પુનરૂદ્ધાર કરી શકું છું કે નહિ. "

માનસિંહ પોતાના પ્રમોદ—કાનનના એક ખણ્ડમાં બેસીને આ પ્રકારની ચિન્તા કરી રહ્યા છે.

આવો સુયોગ ફરી મળશે નહિ, મુસલમાનોનું ઉચ્છેદ સાધન કરવાનો આજે આ શુભ દિવસ છે, માનસિંહ શિવ નામાંકિત જય પતાકા ફરકાવીને સમરાંગણમાં અવતીર્ણ થઇને ભીમ ગંભિર સ્વરથી રણ દુન્દુભી બજાવશે તે સમયે સ્વાધિનતાનો ઉદ્ધાર કરવાને માટે ખુલ્લી તરવાર ખેંચીને ' માર માર ' શબ્દ ઉચ્ચારીને કોણ સમરાંગણમાં નહિ આવે. આવશે જરૂર આવશે. આર્ય માતાનાં સંતાનો ઉપર થતો અત્યાચાર અટકાવવાને માટે ધર્મનું સંરક્ષણ કરવાને માટે, પોતાના કુળનું ગૌરવ વધારવાને માટે, પોતાની સ્વતંત્રતા પાછી મેળવવાને માટે, પોતાના દેશને સ્વતંત્ર કરવાને માટે અનેક રાજપૂત શૂરવીરો તથા ભારત માતાનાં અનેક સંતાનો યુદ્ધ ભૂમિમાં મ્હને રક્ષણ કરવાને માટે આવશે એમ માનસિંહે ધાર્યું હતું. પરન્તુ ! નંદકિશોર તો હજુ સુધી ન આવ્યો ? સદાશિવે મ્હારી સાથે કાંઇ દગો તો નથી કર્યો ને ? નાના-કોઇક આવતું હોય એમ જણાય છે.

નંદકિશોરે ધીરે ધીરે ઓરડાનું દ્વાર ખોલીને અંદર પ્રવેશ કર્યો.

માનસિંહ: નંદકિશોર! સદાશિવપર મ્હને પૂર્ણ શક આવે છે. ત્હેને ત્હેની ધુર્તતા બદલ અવશ્ય ફળ ભોગવવુંજ પડશે.

નંદકિશોર:—મહારાજ! મ્હને પણ અતિ આશ્ચર્ય લાગે છે. મહોબ્બતે આરોગ્યનો લાભ મેળવ્યો ખરો. પરન્તુ સરળ હૃદય સદાશિવ ઠાકુરેજ એમાં ચતુરાઇ વાપરી હોય એમ જણાઇ આવે છે.

માનસિંહ:—ત્હેને સ્હાંજે અહિં આવવાનું કહ્યું છે ને? આજે અમે મહાકાલિના મંદિરમાં આવવાના છીએ માટે ત્હમે જઇને પૂજાની તૈયારી કરો.

નંદકિશોર:—તે હમણાંજ આવશે. મ્હેં સાંભળ્યું છે કે સુરંજને મહોબ્તખાંની દ્વારા કમલાની પાસે મ્હારી ને તમારી વિરૂદ્ધ અરજી નોંધાવી છે.

આ સમાચાર સાંભળીને માનસિંહનું પ્રસન્ન મુખ મણ્ડળ મલિન થયું. જેવી રીતે પૂર્ણિમાના ચંદ્રમાને વાદળાંનો એક ભાગ ઢાંકી દઇને ત્હેના તેજને ઝાંખુ કરી નાંખે છે તેવીજ રીતે નંદકિશોરની ઉપલીવાતે મહારાજનું મુખ મલિન કરી દીધું. પરન્તુ તે માત્ર એક પળવારને માટેજ! થોડા સમય પછી મહારાજના મુખ મણ્ડળપર હાસ્યની છાયા છવાઇ ગઇ. પછી ત્હેણે સ્હેજ હાસ્ય કરીને ગંભીર ભાવથી પૂછ્યું:—

"શું એ વાત સત્ય છે."

નંદકિશોર:—હા, મહારાજ! મહોબ્બતખાં સમ્રાટનો પ્રિયપાત્ર છે. વિશેષે દીન દરિદ્રોની પ્રત્યે ત્હેને ઘણીજ દયા ઉત્પન્ન થાય છે. તે દુર્જનોના યમ સ્વરૂપ છે. અકબરશાહ નિશ્ચય એનું વિશેષ અનુસંધાન કરાવશેજ.

માનસિંહ:—તેમ થવાથી તો સર્વ વાતો પ્રકાશિત થઇ જશે

અને આપણું સર્વનાશ થઇ જશે ! હેમલતાની સાથે લગ્ન કર્યાં છે આ વાત પ્રકાશ થવાથી અવશ્ય મ્હારૂં પતન થઇ જશે.”

નંદકિશોરઃ—ત્હેમાં તો કાંઇ સંદેહ નથી. પરન્તુ આપે હેમલતાની સાથે લગ્ન કર્યાં છે એ વાત કેવી રીતે પ્રકાશિત થઇ શકશે ? આપ નિશ્ચિત રહો ડરવાનું કાંઇ કારણ નથી. પ્રભુ સર્વ સારૂં કરશે.

માનસિંહઃ—કેમ ? શું ત્હમે કાંઇ ઉપાય સ્થિર કરી રાખ્યો છે ? મ્હારી સમસ્ત આશાઓ, સમસ્ત પરિશ્રમ તો હવે વિફળ થવાની અણીપર છે.

નંદકિશોરઃ—ના, મહારાજ ! કાંઇ પણ વિફળ થનાર નથી. ભારત વર્ષ ઉપર મોગલો જે અત્યાચાર વર્તાવે છે તેનાથી દેવતાઓ પણ ત્રાહ ત્રાહ પોકારી રહ્યા છે, ભારત માતા પણ ત્હેમના ઉચ્છેદની માગણી પ્રભુ પાસે કરી રહી છે માટે પ્રભુ આપને સહાય થશે અને આપનો વિજય થશે. અને તે અનાર્યોનો જલદી નાશ થશે. ને આર્યો પુનઃ જીવિત થશે. નંદકિશોરનાં આ સમાસ્વાસનનાં વાક્યથી માનસિંહનું હૃદય ઉલ્લાસિત તો થયું પરન્તુ મનનો સંદેહ બિલકુલ ગયો નહિ. નંદકિશોરને વિદાય કરીને માનસિંહ ક્ષણેક ચિન્તા કરીને બોલ્યોઃ—

“જેમ થવાનું હશે તેમ થશે. પણ હવે હું જોઇ લઇશ જો આ કૌશલ એકદમ વિફળ થશે તો સર્વ સામાન પ્રસ્તુત થયો છે ખુલ્લા મેદાન સમર–ક્ષેત્રમાં મોગલ સમ્રાટના બળ વિક્રમની પરિક્ષા કરીશ. હિંદૂ જાતિની અને માનસિંહની કલંક–કાલિમા યવન–શોણિતથી ધોઇશ અથવા સૂર્યવંશના સૌભાગ્ય–સૂર્યનો એકવાર પુનઃઉદય કરીશ. એકલો મહોબ્બતખાં મ્હારી વિરૂદ્ધમાં રહીને શું કરી શકે તેમ

છે ? હું રાજપૂત સિંહ છું. તે યવન શિઆળવો છે. હું અમ્બર નરેશછું તે દિલ્હીના બાદશાહનો ગુલામ છે. તે મ્હારા આગળ શા હિસાબમાં છે. ત્હેના જેવા સેંકડો યવન યોદ્ધાઓને રણભૂમિમાં રોળવાને માટે મ્હારી સમશીર શક્તિમાન છે. મહોબ્બત જેવા એક ક્ષુદ્ર બુદ્ધિના મનુષ્યને અકબરશાહે પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો છે તો પણ તે મ્હારી આગળ કશા હિસાબમાં નથી. ત્હેનો નાશ કરવાને માત્ર એક ક્ષણવારનીજ જરૂર છે. વીર કેશરી શેરખાંને તો દૂર કર્યો અને મ્હારીજ મંત્રણાથી આજીમ અને બ્હેરામ જેવા વીર પુરૂષોનું પતન થયું છે. ફક્ત મહોબ્બતખાંનો પ્રચણ્ડ પ્રતાપ સહન થઈ શકતો નથી. તે કોણ સહન કરશે ? શું ત્હેને હું નહિં પહોંચી શકું ? નહિં, નહિં એના જેવા શિઆળવાથી માનસિંહ જેવા સિંહે ભય પામવો એ સમસ્ત રાજપૂત જાતિને લાંચ્છનાસ્પદ છે. ભારત માતાનું સંરક્ષણ કરવાને પ્રભુએ રાજપૂતોને ઉત્પન્ન કર્યા છે તે જ્યારે મ્હારી પેઠે કાયર થશે તો પછી દુનિઆમાં કાળો કેર વર્તાશે. અનાર્યો સ્થળે સ્થળે અત્યાચાર, અધર્મ અને બળાત્કાર વર્તાવી આર્યબાળાઓના પાતિવ્રતનો ભંગ કરશે તેથી મ્હારે મ્હોબ્બતનું પતન કરવું એજ આ જીવનનો ઉદ્દેશ—એજ દૃઢ પ્રતિજ્ઞા.

આવી રીતે મહારાજ માનસિંહ અનેક પ્રકારના વિચારોમાં નિમગ્ન થઇ રહ્યા હતા. આ સમયે "હરિ હરિ"નો શબ્દ કર્ણકુહરમાં પ્રવિષ્ઠ થયો. અને થોડીજવારમાં સદાશિવ દાદા ઘરમાં આવી પહોંચ્યા.

માનસિંહ:—હું આપનીજ રાહ જોઇ રહ્યો હતો. આપને આવતાં આટલી બધી વાર કેમ લાગી ?

સદાશિવઃ—ક્યા સમયે આપના ભાગ્યપટમાં કયો ગ્રહ કેવી રીતે આવશે એ ગણનામાં લાગેલો હતો તેથી સ્હેજ વાર થઇ. હરિ હરિ! રામકૃષ્ણ હરિ! હરી! હરી!!!

માનસિંહે તીખી નજરથી ત્હેની તરફ જોયું. તે દ્રષ્ટિ ત્હેના કાળજાને છેદીને આરપાર ગઇ હોય એમ ત્હેના મુખપરથી જણાઇ આવ્યું. બે ત્રણ મિનિટ સુધી ચુપ રહ્યા પછી મહારાજ બોલ્યાઃ— જુઓ હું જેવો તેવો માણસ નથી. હું કોણ છું તે ત્હમે જાણો છો? ત્હમને..............................

વિસ્મિત થઇને અવિચલિત ભાવથી મહારાજની વાતની વચ્ચેજ બોલી ઉઠયોઃ—"મહારાજ! આટલો બધો ક્રોધ કેમ કરો છો? શું આપની સાથે કાંઇ પ્રપંચ તો નથી કર્યું ને?" ચુપ રહો. મહોબ્બતને કેવી રીતે આરામ થયો?" સહસા મહારાજે ગર્જના કરીને કહ્યુંઃ— અતિ વિનીત ભાવથી સદાશિવે કહ્યુંઃ "મહારાજ? ક્ષમા કરો હું તે કહી શકીશ નહિ. હું ધર્મને સાક્ષી આપીને........................

"ત્હમારો ધર્મજ કેવો?"

માનસિંહ બેઠા હતા, આટલી વાત સાંભળીને સહસા ઉઠીને ઉભા થયા. ત્હેનાં સર્વાંગ ક્રોધને લીધે કમ્પવા લાગ્યાં 'દુરાત્મા!' એટલું બોલ્યા પછી બીજી કાંઇ પણ વાત ત્હેના મુખમાંથી નિકળી શકી નહિ પરન્તુ તેથી સદાશિવના તે અમાયિક, નિર્મળ ભાવમાં કાંઇ વિલક્ષણતા જોવામાં આવી નહિ. ધીરે ધીરે તેઓ વિનય કરવા લાગ્યા. 'વત્સ, શાન્ત થાઓ. હું વૃદ્ધ છું, ક્રોધ સર્વ અનર્થોનું મૂળ છે. માનસિંહ શું ત્હમે મ્હને ભૂલી ગયા?" આ વાતો સાંભળીને માન-

સિંહને ચૈતન્ય થયું. વૃદ્ધના ગાંભિર્યને જોઇ ત્હેણે વિસ્મિત, ચકિત તથા લજ્જિત થઇને ત્હેને પોતાની પાસે બેસાડયા.

મહારાજને લજ્જિત જોઇ, અવસર જાણી, સદાશિવે કહ્યું:— "માનસિંહ! મ્હેં ત્હમારી સાથે જરાએ લુચ્ચાઇ કરી નથી. મહોબ્બતને જે ઔષધિ આપી હતી ત્હેનો પ્રતિકાર ધન્વન્તરી પણ કરી શકે તેમ નથી. પૃથ્વીમાં એકજ ઔષધિ છે ત્હેના સિવાય કોઇથી આ વિષમ વિષને વિપદન્ત ચૂર્ણ થઇ શકશે નહિ. મ્હારા સિવાય એક બીજો માણસ પણ આ દવા જાણે છે પરન્તુ તે વ્યક્તિ, મ્હારો દ્રઢ વિશ્વાસ છે કે ઘણા દિવસ થયાં પોતાના સ્થાનપર ચાલ્યો ગયો છે. મહારાજ ? એ વિષયમાં હું બીજું કાંઇ પણ કહી શકતો નથી."

વાસ્તવિક રીતે સદાશિવની વાત યોગ્ય હતી. માનસિંહે પણ ધાર્યું કે આમાં કાંઇ પ્રપંચ કે છળ નથી. તે ઘણાજ સન્માનની સાથે બોલ્યો:— "જે થઇ ગયું તે કાંઇ મિથ્યા થનાર નથી; પરન્તુ અત્યારે જે કામને માટે બોલાવ્યા છે તે સાંભળો. આપ કાલે કમલાદેવીની પાસ જજો ત્હેને કાંઇક ગણુના કરાવવાની છે. સ્હમજ્યા ?

"હા મહારાજ સ્હમજ્યો !" સદાશિવે કહ્યું.

"ત્યારે આપ પધારો." કહીને મહારાજ ત્હેના હાથમાં રૂપીઆની એક થેલી આપવા લાગ્યા.

સદાશિવઃ મહારાજ! અત્યારે હું કાંઇ પણ લઇશ નહિ. જ્યારે આપના મનોરથ સિદ્ધ થાય ત્યારે ઇચ્છાનુસાર જે કાંઇ આપશો તેને હું માથાપર ચઢાવીને માન્ય કરીશ.

માનસિંહઃ—હું સંતુષ્ઠ થઇને જ્યારે જે કાંઇ ત્હમને આપું ત્હેનો ત્હમે સ્વીકાર કર્યા કરો એમાં ત્હમારૂં શું જાય છે? "લ્યો આ થેલી ગ્રહણ કરો.' એમ કહીને મહારાજે પાછી ત્હેને તે રૂપીઆની થેલી આપી દીધી. સદાશિવ ધીમેથી થેલી લઇને વિદાય થયો.

જેવી રીતે સિંહના મુખમાંથી શિઆળ નિકળે તેવી રીતે સદાશિવે મહારાજના મુખ આગળથી બ્હીતા બ્હીતા પલાયન કર્યું.



# દ્વિતીય પરિચ્છેદ.

## પ્રેમનો પત્ર.

પ્રેમા તણા પત્ર થકી કાળજું શાંત થાવું;
પ્રેમી તણા પત્ર થકી મન તણું દુઃખ દૂર થાવું.




હોરમાં સર્વ સ્થળે શાન્તિ વ્યાપી રહી છે. સલીમના જવાથી બળવો શાંત થયો. ચારે તરફ સલીમનાં વખાણ થવા લાગ્યાં તથા તેનો પ્રભાવ વધવા લાગ્યો. અકબરે ત્હેની પાસે વધાઈનો પત્ર મોકલ્યો. પરન્તુ એ સન્માનથી ત્હેના મનનો બળાપો શાંત ન થયો. ત્હેના હૃદયમાં વૈરનો બદલો લેવાની ઇચ્છા બળવાન થવા લાગી. ત્હેના હૃદયમાં શેરખાંને મારીને ફરી મહેરૂન્નિસાને કેવી રીતે મેળવી શકું? આ પ્રકારનીજ ચિંતા વ્યાપી રહી હતી.

* * * * * *

સલીમ લાહોરમાં પોતાના આરામગૃહમાં બેઠો બેઠો એક પત્ર વાંચી રહ્યો છે. ક્યારેક પત્ર વાંચે છે, ક્યારેક બે દાંત વચ્ચે હોઠ પીસે છે. વારંવાર અનાયાસેજ ત્હેનો હાથ તલવારની મૂઠપર પડી જાય છે. ક્યારેક ક્યારેક એક પ્રકારની ઘૃણાભરેલું હાસ્ય ત્હેના અધરો પર જણાઇ આવે છે.

"ભૂલી જઇશ" મહેર! જ્યાં સુધી સલીમના ખોળીઆમાં પ્રાણ

હશે ત્યાં સુધી તે કદી પણ ત્હને ભૂલી શકશે નહિ—" સલીમ ત્હને ભૂલી જશે એ વાત ત્હને કોણે કરી? ત્હારા પત્રમાં આ વાક્ય વાંચીને મ્હારૂં હૃદય કમ્પી ઉઠે છે. શું ત્હારા મનમાં એવો ખ્યાલ પણ ન આવ્યો કે સલીમ ત્હને કદી પણ વીસરી શકે તેમ નથી."

ઉપર લખેલી વાત કહેતા. કહેતાં તે ચંચલ ચિત્તથી તે ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. ત્હેના વિશાળ લલાટ પર પ્રસ્વેદનાં બિંદુઓ ચળકવા લાગ્યાં. તે પુનઃ પોતેજ કહેવા લાગ્યો—

"જેટલીવાર આ પત્રને હું વાંચુ છું, તેટલીજ ત્હેને મળવાની મ્હને વધારે ઉત્કંઠા થયા કરે છે. અહા! આ મોતીના જેવા મરોડદાર સુંદર અક્ષર—આ પ્રેમરસથી ભરેલો પત્ર જેટલી વાર વાંચુ છું તેટલીજ વાર ત્હેને મળવાને માટે મ્હારૂં મન તલપ્યા કરે છે, તે હૃદયેશ્વરીના પ્રેમભર્યા પત્રથી મ્હારૂં અંતઃકરણ અતિ ખુશી થાય છે. પરંતુ ત્હેને પોતાને મળ્યા સિવાય પુનઃ શોકથી દુઃખિત થઇ જાય છે. શા માટે દુઃખિત ન થાય.

એમ કહીને તે પુનઃ તે પત્રને વાંચવા લાગ્યો. ત્હેમાં લખ્યું હતું કેઃ—

"સલીમ!

ત્હમને શું કહીને બોલાવું એ વિચાર કરી રહી છું પરંતુ કોઇ વાત મ્હારા મગજમાં ઠસતી નથી. પ્યારા, હૃદયેશ્વર, આવાં અનેક નામ મ્હેં યાદ કર્યાં પરંતુ ત્હેમાંનું કાંઇ પણ પસંદ ન આવ્યું. તેથી બીજું કાંઇ ન લખતાં માત્ર 'સલીમ'જ લખ્યું છે.

"સલીમ, હાય! આજે હું ત્હમારી મટીને બીજાની પત્ની થઇ છું;—" આ વાતને હું જ્યારે જ્યારે યાદ કરૂં છું ત્યારે ત્યારે મ્હને

હસવું આવે છે, હસવું એટલા માટે આવે છે કે હું ત્હમારી હોવા છતાં બીજાની બીબી કેવી રીતે થઇ શકું ? હું તો સલીમ સિવાય અન્ય કોઇને જાણતી પણ નથી. મ્હારા હૃદયની અંદર સલીમ છે, બહાર સલીમ છે, મ્હારી આંખોમાં સલીમની મૂર્તિ વિરાજમાન છે—તો પછી હું બીજાની શા માટે થઈ? સલીમ! આ કેવો વિચિત્ર તમાશો છે? આ તમાશો જોઇને મ્હને ક્યારેક ક્યારેક હસવું આવે છે પણ થોડા સમયમાંજ પુનઃ આંખોમાંથી આંસૂઓની ધારાઓ વહેવા લાગે છે. કાળજું કમ્પવા લાગે છે, મન ઠેકાણે રહેતું નથી. સલીમ! મ્હને હવે જણાય છે કે હવે મ્હારે આ જીંદગીમાં કાયમ રડવાનું જ છે. મ્હારા નશીબમાંથી હાસ્ય ગયું, આનંદ ગયો, વૈભવ ગયો, હૃદયેશ્વર ગયો, સર્વસ્વ ગયું. વ્હાલા! પરમાત્માની કેવી વિચિત્ર ગતિ છે, આજથી થોડા દિવસ પહેલાં આપણે ઉભય કેવા આનંદમાં મસ્ત હતાં, કેવા પ્રકારના વૈભવો ભોગવતાં હતાં આજે તેથી ઉલટુંજ! જો કે પૈસે ટકે અને અન્ન વસ્ત્રે પુજ્ય પિતાશ્રી શહેનશાહ અકબરના પ્રતાપથી શેરખાંને ત્યાં આનંદ છે. પરન્તુ માનસિક વ્યથાને લીધે, આપના વિરહને લીધે અતિ પીડિત છું. આપણી ધારેલી સર્વ ધારણાઓ પાર ન પડી, ધારેલાં કાર્ય પણ ન થયાં. સર્વ અધુરાંજ રહ્યાં ને વચ્ચમાં આ જીવન પર્યંતનું મહાન વિઘ્ન આવી પડ્યું. આ ઉપરથી એટલું તો ચોક્કસ જણાઇ આવે છે કે મનુષ્ય ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ! પ્રભુની લીલા અગાધ અને અકળ છે. મનુષ્ય કહે છે કે હું કરીશ, મ્હેં કર્યું તે સર્વ વ્યર્થ છે, માત્ર કર્તા હર્તા પરમાત્મા છે. આ સુત્ર તદ્દન સત્યજ છે.

સલીમ! લોકો કહે છે કે પ્રેમ એ ઘણો નઠારો ગુણ છે, પણ

હું કહું છું કે જો 'પ્રેમ' ન હોત તો આ દુનિઆમાં પ્રેમ, વાત્સલ્ય વિગેરે કાંઇજ ન હોત અને આ ભૂમિ તે સ્મશાનવત્ જણાત. સૂર્ય નારાયણ ન ઉગવાથી કમલિની સુકાઇ જાય છે. ચંદ્રના અસ્તથી કુમુદિની કરમાઇ જાય છે, પાણી વગર માછલી તરફડી તરફડીને મૃત્યુને શરણ થાય છે પણ સલીમથી દૂર રહીને પણ મેહરૂન્નિસા જીવતી છે, ત્હેનું કારણ એ છે કે ત્હેનો સલીમના ઉપર સત્ય, દિવ્ય અને નિર્મળ પ્રેમ છે. હું મૃત્યુના નામથીજ ભય પામુ છું ત્હેનું કારણ એજ કે હજુ એકવાર તમે મ્હને મળો તો પછી હું મ્હારા મનની સર્વ વ્યગ્રતાને દૂર કરૂં. માટે વ્હાલા એકવાર આપનાં અમુલ્ય દર્શનનો લાભ આપો. સલીમ ! એક વાર હું મ્હારો પ્રાણ ખોવાની તૈયારીમાં હતી તે વખતે મ્હારો ખ્યાલ કાંઇક જુદો જ હતો, હવે આપને એક વાર મળ્યા પછી મ્હારા હૃદયની સર્વ વાતો ખુલ્લા દિલથી કરીશ. જે વખતે હું મરવાની તૈયારીમાં હતી તે વખતે આપે જ મ્હારો પ્રાણ બચાવ્યો હતો ત્યારથી મ્હેં જાણ્યું કે મહેરૂન્નિસાને ઇશ્વરે સલીમને માટે જ સરજી છે, નહિ તો ત્હેના જેવી અભાગિની અબળાની આ દુનિયામાં કાંઇ પણ જરૂર નહોતી. એમ ધારીને હું હજી સુધી જીવતી છું અને નિરંતર ત્હમારી યાદગીરીમાંજ દિન વ્યતીત કરૂં છું. પરંતુ અહિ

'હમે તો રાત દિન સાહબ ! તુમ્હારા ધ્યાન આતા હૈ.
કભી હમભી તુમ્હેં ઐ બન્દઃ પરવર ! યાદ આતે હૈ ?"

શું ત્હમે મ્હારી માનસિક વેદનાઓ જાણી શકો તેમ છો ? ના; કુસમયને યાદ કરવાની ત્હમને નવરાશ કયાં છે ? ત્હમે તો આ વખતે, બળવો શાંત કરવામાં વ્યસ્ત થયેલા છો. ત્હમે શહેનશાહ અકબરશાહના પુત્ર છો તેથી ત્હમારે શિરે હજારો કાયનો બોજો

વળગેલો છે. સલીમ! મ્હને ત્હમે ભૂલી જાઓ ત્હેમાં કાંઇ પણ હરકત નથી, પરન્તુ એટલું તો ત્હમે ચોક્કસ જાણજો કે હું ત્હમને કદી પણ વિસરી શકીશ નહિ.

પરન્તુ ના, અહિં હું કાંઇક ભૂલું છું, જેણે પ્રેમ એ બે અક્ષરના શબ્દને મનથી દૃઢ રીતે જાણ્યો છે તે કદી પણ પોતાના પ્રેમીને વિસરી શકતું નથી. ત્હમે પણ મ્હને કદી નહિ વિસરો એ હું સારી રીતે જાણું છું.

હું અત્યારે તો ખૂશીમાં છું—શેરખાં, મ્હારો માલિક, મ્હને ખૂબ ચાહે છે, હું પણ ત્હેના પ્રેમનો સ્વિકાર કરૂં છું, ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્તું છું. ત્હેમને મ્હારા માલિક સ્હમજીને હું ત્હેમની આજ્ઞાનું પાલન કરૂં છું—જે કાંઇ કાર્ય બતાવે છે તે હું ઘણી ખૂશીથી કરી આપું છુ. ત્હેમને મ્હારા પરમેશ્વર માનીને સેવા બરદાસ કરૂં છું પરન્તુ જેને દિવ્ય યાને શુદ્ધ પ્રેમ કહે છે તે કદી પણ મ્હારાથી ત્હેમના ઉપર થઇ શકશે નહિ.

લખવાનું તો ઘણુંજ હતું—પરન્તુ હવે પછી સમય મળ્યે વધારે લખી જણાવીશ. વ્હાલા માત્ર એકજવાર આપનાં દર્શનનો લાભ આપો એજ અંતિમ યાચના—બસ—દયા, ક્ષમા—શાન્તિ.

ત્હમારીજ,

હતભાગિની, મેહરૂન્નિસા

પૂરેપૂરો પત્ર વાંચી રહ્યા પછી સલીમ બોલી ઉઠ્યો:—“ હાય! જે મેહરૂન્નિસાને હું મ્હારા મનથી ચાહતો હતો ત્હે આજે શેરખાંની પત્ની બની? શું કરૂં? પિતાજીની આજ્ઞાનું પાલન કરવું પડયું નહિતર શેરખાંનો એક ક્ષણવારમાં નાશ કરીને પુનઃ મેહરૂન્નિસાને મેળવી

લેત. ખરેખર, મનુષ્યના ભાગ્યની દશા પણ વિચિત્ર છે. ખેર ! જોઇ લઇશ. સલીમની આ તલવાર શેરખાંનો એક ક્ષણવારમાં નાશ કરવાને શક્તિમાન છે. ત્હેનાથીજ મેહરૂન્નિસાને મેળવી શકાય તેમ છે. બસ, બીજો કાંઇ ઉપાય હવે રહ્યો નથી. આમ વિચાર કરીને તે પત્ર લખવા બેઠો. બે ચાર વાર પત્ર લખ્યો પરન્તુ તે ત્હેને પસંદ પડ્યો નહિ. ઘણા સમય પછી ત્હેણે ફરી એક પત્ર લખીને તૈયાર કર્યો.

" પ્યારી ?

મ્હને આ વખતે જરાપણ ભાન નથી. હું શું લખી રહ્યો છું તે પણ જાણતો નથી. પરન્તુ મ્હારી બુદ્ધિના પ્રમાણમાં જે કાંઇ લખું છું તે વાંચીને નારાજ ન થતી એમ મ્હારૂં લખવું છું.

હૃદયેશ્વરી ! ત્હને મલ્યા સિવાય મ્હારા હૃદયમાં કેટલી ચિન્તાઓ થાય છે તે લખવાને મ્હારી લેખિની પણ ઉપડતી નથી. ત્હારા સિવાય કાંઈ કામ કરવું પણ ગમતું નથી. શરીર અહિં છે જીવ ત્હારી પાસે છે. તલવારના ઘાવ કરતાં પણ ત્હારો વિયોગ મ્હને અતિ દુઃખ દાયક લાગે છે. શેરખાંએ વચ્ચમાં પડીને મ્હારી જીંદગીના આરામ અને ચેનને તદ્દન માટીમાંજ મેળવી દીધાં છે. હું આખા વિશ્વને ભૂલી શકું છું. પરન્તુ ત્હને આ હૃદયથી બિલકુલ વિસરાતી નથી. મ્હારા મનમાં ઘણીવાર એમ થઇ આવે છે કે એકવાર શેરખાંને નર્કના દ્વારમાં પહોંચાડીને પુનઃ મ્હારી હૃદયેશ્વરી મેહરને મેળવું. પરન્તુ શું કરૂં ? માત્ર સમયનીજ રાહ જોઇ રહ્યો છું. સમય આવ્યે ત્હેમ કરીને પણ ત્હને તો આવશ્ય મેળવીશજ એમાં જરાપણ સંદેહ નથી.

મહેર ! હું હજી પણ ધારૂં છું કે તું મ્હારીજ છે. આજ નહિ તો કાલે અગર અમુક કાલ વિત્યા પછી પણ તું મ્હારીજ સાથે દિ-

લ્હીના સિંહાસન ઉપર વિરાજીશ. હું પ્રતિજ્ઞાપૂર્વક લખું છું કે ત્હને મેળવ્યા સિવાય હું દિલ્હીની ગાદીએ બેસીશ નહિ. ત્હારૂં હૃદય મ્હારા હૃદયની સાથે મળી ગયું છે તે કદી પણ વિખુટું થનાર નથી. મ્હારૂં અને ત્હારૂં બન્નેનું રક્ત એક થઇ ગયું છે. જેને એકવાર ચોખ્ખા દિલથી વચન આપ્યું તે કદી તૂટી શકતું હશે કે? માટે તું નિશ્ચિંત થા. થોડાજ સમયમાં ત્હને મળીશ.

હું હવે જેમ બને તેમ સત્વર લાહોર ત્યજીને ત્યાં આવીશ. કેટલાએક બળવાખોરોને શિક્ષા આપવાની બાકી છે. માટે થોડાજ દિવસ પછી હું ત્હને આવી મળીશ.

ત્હારો પ્રેમિક
સલીમ."



## તૃતીય પરિચ્છેદ.

### સ્નેહમાં સંકટ.

"સ્નેહ તણા માર્ગમા, સંકટો અનેક આવે:
ચતુર અને નિપુણ મનુષ્ય, વીણ ત્હેને કો હટાવે ?"



સદાશિવના ચાલ્યા ગયા પછી મહારાજની પાસે આવીને નંદકિશોરે ખબર આપી કે: "પૂજાની સર્વ તૈયારિઓ થઇ ચુકી છે.

આ ખબર સાંભળતાંજ એકદમ મહારાજ માનસિંહે પોતાનો રાજકીય પોશાક ઉતારીને રેશમી વસ્ત્ર પહેરી લીધાં. પૂજાપર બેસવાને માટે તૈયાર થઇ ગયા હતા એટલામાં એક દૂતે દોડતાં દોડતાં આવીને મહારાજના કાનની પાસે જઇને કંઇક કહ્યું. સાંભળતાંની સાથેજ મહારાજના ચહેરાનો રંગ ફિકકો પડી ગયો. કેટલીક વાર સુધી કાષ્ટની પુતળીની પેઠે ચુપચાપ ઉભા રહ્યા પછી મહારાજે કહ્યું: "નંદકિશોર !"

મહારાજના ડૂબતાં નાવનો નાવિક નંદકિશોર સત્વર ત્હેમની પાસે આવી પહોંચ્યો. તે બોલ્યો "શું આજ્ઞા છે ? મહારાજ!"

માનસિંહ:—નંદકિશોર ! હવેતો આપણો સર્વ નાશ થયો.

નંદકિશોર:— એમ કેમ મહારાજ ?

માનસિંહ:—નંદકિશોર ! સત્યાનાશ વળી ગયું ?!! જો થોડા દિવસ પછી આ ભેદ બહાર પડયો હોત તો મ્હને કાંઇ પણ પરવાર

નહોતી. જાહેર યુદ્ધ થયે જણાઇ આવત કે માનસિંહની તલવાર મોગલોની સાથે લડવામાં કેવી બહાદુર છે. રાજપૂત વીરો મોગલોનો નાશ કરીને બ્રહ્માના લેખ મિથ્યા કરી શકત અને ભારતવર્ષમાંથી ત્હેમનું નામ નિશાન પણ જડમૂળથી ખોદી નાંખત. પરંતુ નંદકિશોર ! તે સમય આવી શકયો નહિ, વચ્ચમાંજ સત્યાનાશ વળી ગયું.

નંદકિશોરઃ મહારાજ ! આટલા ગભરાઓ છો શા માટે ? જો વિપદ આવવાનીજ આશંકા છે તો પછી આમ ગભરાવાથી કેવી રીતે નભી શકશે ? સ્થિર થઇને તે વિપદમાંથી બચવાનો ઉપાય કરવો જોઇએ. જુઓ અકબરશાહ માંદા છે ત્હેમના સર્વ કાર્યભાર કમલાદેવીના હાથમાં છે તો પછી ભય કોનો ? સલીમનો ?

માનસિંહઃ—" હા સલીમ પોતેજ સૈન્ય લઇને મ્હને પકડવા આવે છે. "

નંદકિશોરઃ—સલીમ તો લાહોર છે."

માનસિંહઃ—"ના, હમણાં અહિંયાં છે."

નંદકિશોરઃ—"તો પણ બ્હીવાનું કાંઈ કારણ નથી."

માનસિંહઃ—કે"મ બ્હીવાનું કાંઇ કારણ નથી વારૂ !"

નંદકિશોરઃ—"આપ સ્થિર થાઓ–સ્થિર થઇને ઉપાય કરો." હુંક હું છું કે ત્હેમાં કાઇ પણ ભય રાખવાનું પ્રયોજન નથી.

પૂજા બાજુપર રહી. માનસિંહ પોતાના મિત્રની સાથે એક શાંત ઓરડામાં જઇને સલાહ કરવા લાગ્યા. તે બોલ્યોઃ " ત્હેં શું વિચાર કરી રાખ્યો છે વારૂ ?

નંદકિશોરે ગંભીરતાથી જવાબ આપ્યો; " જેવી રીતે મંકોડી પોતાની જાળમાં પોતાની મેળેજ ફસાય જાય છે તેવી રીતે સલીમને

પણ ફસાઈ જવું પડશે. કાંટાથીજ કાંટો ખસે છે. વિષથીજ વિષ દૂર થાય છે તો શું સલીમની દ્વારા સલીમનો સત્યાનાશ નહિ થઇ શકે?

માનસિંહને આ ધુર્તતાભરેલી વાત સ્હમજવામાં કાંઇ વાર ન લાગી. નંદકિશોરનો હાથ પકડીને તે બોલ્યાઃ ભાઈ! ખરેખર તું મ્હારો મિત્ર થયો તે યોગ્યજ છે. ત્હારો બદલો હું કદી પણ વાળી શકીશ નહિ. પણ વારૂ બતાવ તો ખરો કે હવે કયા મંત્રનો પ્રયોગ કરવાથી ત્હેનો સર્વ નાશ થઇ શકે તેમ છે?"

નંદકિશોરને ત્હેની વાત સાંભળીને સ્હેજ હસવું આવ્યું. માનસિંહના તરફ તીખી નજરથી એકવાર જોઇને ચુપ થઇ ગયો. માનસિંહ કહેવા લાગ્યો.

"નંદકિશોર? ચાલો આપણે અકબરશાહની સમીપ જઇને આપણો અપરાધ સ્વીકારી લઇએ ને તેઓની કનેથી ક્ષમા યાચીએ. હું ત્હેમનો મુખ્ય પ્રધાન છું તેથી તેઓ આપણને ક્ષમા આપશેજ."

નંદકિશોર હસીને બોલ્યોઃ 'હિન્દુઓના ઉદ્ધાર કર્તા, ભારતીય રાજચૂડામણી મહારાજ માનસિંહના મુખથી આવી વાત કદી પણ ન નીકળવી જોઇએ. મહારાજ! આપ રાજપૂત શૂરવીર શિરોમણિ છો, વિશાળ અમ્બર દેશના રાજા છો અને મોગલને વંદન કરવાની ત્હેમની ક્ષમા માગવાની વગેરે જે જે વાતો કરો છો તે આપને, આપના શૂરત્વને, આપની પ્રતિભાને, અમ્બર દેશને અને સર્વ રાજપૂત જાતિને કલંક સમાન છે. આપે એકવાર ત્હેનો જડમૂળથી નાશ કરવાનું ધાર્યું અને પુનઃ પાછા ત્હેમનીજ પાસેથી ક્ષમા યાચવા ધારો છો તે આપને માટે લજ્જાસ્પદ વાત છે. વળી જઇને અકબરશાહના ચરણારવિન્દમાં મસ્તક નમાવી એક ક્ષુદ્ર જીવનની રક્ષા માટે મારી મા-

ગવી એના જેવું બીજું અનિષ્ટ કાર્ય કર્યુ છે? મહારાજ હું દરિદ્ર છું એટલે મારી સલાહ આપને યોગ્ય તો નહિ લાગતી હોય પરન્તુ આપ આપના મન સાથે પૂર્ણ વિચાર કરી જુઓ કે આનું પરિણામ કેવું આવશે. રાજપૂત વીર પુરૂષે અનાર્યને નમવું કે નહિ તે સર્વ વાતનો ન્યાય આપને આપનું મનજ આપી શકશે. મ્હને વિદાય કરો. મહારાજ મ્હારાપર ક્રોધ ન કરતા, હું તો આપનો દાસ છું, કર્તવ્યનો વિચાર કરીને આપને બે ચાર બાબતો કહેવી પડી છે તો તે બદલ ક્ષમા આપશોજી.

માનસિંહે આ સર્વ વાત શાંત મનથી સાંભળી લીધી. પુનઃ નંદકિશોર કહેવા લાગ્યોઃ "મહારાજ? આપને કદી કાંઈ ઉપાય સૂઝતો હોય તો આપને હું એક ઉત્તમ ઉપાય બતાવું? અત્યારે આ વિશાળ મોગલ સલ્તનતની માલિક કોણ છે. માત્ર કમલાદેવીજ અને તે કમલાદેવી કોના હાથમાં છે? મહારાજ માનસિંહનાજ ત્યારે આપને એક નહિ પણ સેંકડો રસ્તા છે છતાં પણ આટલાબધા મુંઝાઇ કેમ ગયા છો. સલીમ કમલાની શોક્યનો પુત્ર છે. જો સલીમ બાદશાહ થશે તો કમલાનું કયાંય ઠેકાણું પણ રહેશે નહિ.

વચ્ચમાંજ માનસિંહ બોલી ઉઠયોઃ—" નંદકિશોર! ખરેખર તારી રાજનીતિ ઘણીજ ચાતુર્યવાળી અને યુક્તિપૂર્વક કાર્ય સિદ્ધ કરાય તેવી છે.

નંદકિશોરઃ—વારૂ! અત્યારે સમય અતિ અમૂલ્ય છે માટે વ્યર્થ વખત ન ગાળો. કમલાદેવીની પાસે સત્વર જાઓ અને સલીમના વિદ્રોહી થવાની વાત ઉડાવી ઘો.

માનસિંહ એકદમ કમલાદેવીની પાસે જવાને માટે તૈયાર થઇ

ગયો. અહિંયાં કમલા પણ ત્હેનાજ ધ્યાનમાં નિમગ્ન હતી તેથી માન-સિંહને આવેલા જોઇને તે ઘણા આદર અને પ્રેમથી પોતાના પ્રેમીનો હાથ પકડીને પોતાના ઓરડામાં લઇ ગઇ અને ત્હેમના પોતાના હાથી દાંતના રત્ન જડિત પલંગપર બેસાડીને બોલી:— "કેમ વ્હાલા કુશળ છો ને ?"

માનસિંહે સ્હેજ સ્મિત હાસ્ય કરીને કહ્યુ:—" જેનાપર સાક્ષાત્ મોગલશહેનશાહતની માલિક કમલાદેવી પ્રસન્ન છે ત્હેને વારૂ કેમ કુશળતા ન હોય ?

હાવભાવ બતાવીને કમલા કહેવા લાગી:—ના, મ્હને તો કાંઇક ભય લાગે છે કે આપ કાંઇક માઠા સમાચાર લઇને આવ્યા હો એમ જણાય છે. આપના ચહેરાનો રંગ પણ ઉડેલોજ જણાય છે. મ્હારૂં અને આપનું હૃદય હવે એકજ હોય એમ જણાતું નથી. આ દાસી ઉપર આટલો બધો કોપ શા માટે ? હું આપનીજ છું અને આપનું રટણ રામની માફક કરી રહી છું છતાં મ્હને પણ સાચા સમાચાર આપતા નથી. કહો મહારાજ શું હકીકત બની છે તે કૃપા કરી જણાવો. હું હમણાંજ ત્હેને માટે યોગ્ય પગલા લઉં છું."

કમલાને હૃદય સાથે ચાંપીને માનસિંહે કહ્યુ:—" પ્રેમમયી હૃદયેશ્વરી !! વ્હાલી કમલે !! હવે તો અમારૂં રચેલું સર્વ કાવત્રું બહાર પડી ગયું છે અને સર્વ ધારેલી ધારણાઓ વ્યર્થ થઇ છે. મ્હારા દુ:ખનું વર્ણન હું કેવી રીતે કરી શકું ?

કમલાઃ વ્હાલા ? જીવિતેશ્વર !! મ્હારી આગળ વાત કહેવામાં કશી પણ અડચણ નથી. હું આપનું અર્ધું અંગ છું માટે જલદી જણાઓ એટલે આપણે બચાવ માટે યોગ્ય ઉપાય શોધી કાઢીએ.

માનસિંહ:—વ્હાલી ! આજે સલીમ ઘણીજ મોટી ફોજ લઇને

મ્હારી સાથે લડવા આવવાના સમાચાર સંભળાય છે. એ મ્હારી સર્વ આશાઓને નષ્ટ કરે ત્હેમાં જરા પણ શક નથી. હવે શું કરવું? સલીમની વિશાળ સેના આગળ હું શા વિશાદમાં? કયાં મહાન ઉન્મત બનેલો સિંહ સલીમ અને કયાં ક્ષુદ્ર સૈન્યવાળો માનસિંહ? ખરેખર હવે આ જીવનનો અંત નજીકજ છે. ત્હને આ છેલ્લી વખતનીજ ભેટ છે. પુનઃ જો ઇશ્વર ઇચ્છા હશે તો મળાશે?

આ સર્વ સંવાદ સાંભળીને કમલાનું ચંપાના પુષ્પ જેવું કોમળ મુખ સ્હેજવારમાં કરમાઇ ગયું. હૃદય કમ્પી ઉઠયું, આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે ચિત્તથી વ્યાકુળ થઇને એક ઉંડો નિઃશ્વાસ નાંખીને ઉભી ઉભી જમીન તરફ નીચું જોવા લાગી. પરન્તુ તરતજ સૌદામિનીની પેઠે એક અપૂર્વ જ્યોતિ ત્હેના અમલ વદન–કમલપર પ્રકાશિત થઇ. કમલા મસ્તક ઉંચું કરીને માનસિંહના તરફ જોતાં જોતાં સ્વાભાવિક ગંભીર ભાવથી બોલીઃ—

‘ તે નાદાન છોકરાની લડાઇની તૈયારી જોઇને આપ આટલા બધા ડરો છો શા માટે? આપ રજપૂત વીરપુરૂપ છો તેથી હું ત્હમને હિમ્મત આપું એ યોગ્ય કહેવાય? ત્હેનાથી રક્ષણ કરવા માટે શું ઉપાય કરવો જોઇએ?”

માનસિંહ આદરની સાથે ત્હેના મધુર અધરોને ચૂમતાં ત્હેના ગાલનો સ્પર્શ કરીને બોલ્યાઃ—“ પ્રિયતમે! તું એમ પ્રસિદ્ધ કરી દે કે બાદશાહની માંદગીના સમાચાર સાંભળીને સલીમ વિદ્રોહી થઇ ગયો છે અને સૈન્ય સામંત લઇને આગ્રાપર ચ્હડાઇ કરવા આવે છે. આ રાજ્યના કોઇપણ માણસો ત્હેને સહાયતા કરશે અથવા તો ત્હેને આશ્રય આપશે ત્હેને વિદ્રોહ કરવાની શિક્ષા આપવામાં આવશે અને સાથેજ કોઇ વિલક્ષણ સેનાપતિને ત્હેને શિક્ષા કરવાને માટે મોકલો.

શરૂઆતમાંજ આ કણ્ટકને દૂર નહિ કરીએ તો પાછળથી આપણુ બન્નેને પસ્તાવું પડશે. "

પ્રીતિ પ્રફુલ્લ વદનથી કમલાએ ઉત્તર આપ્યો:—મહારાજ! આપનું કહેવું બહુજ ઉત્તમ છે. જો સલીમ જીવતો રહેશે તો આપણું કલ્યાણ કદી પણ થશે નહિ. હું હાલજ ત્હેનો બદોબસ્ત કરૂંછું. આપ હમણાં દરબારમાં પધારો.

માનસિંહને વિદાય કરીને કમલાદેવીએ અમૂલ્ય વસ્ત્રાલંકારથી પોતાના કમનીય અંગને અલંકૃત કરીને રાજરાજેશ્વરી વેશથી સભા મંડપમાં ઉપસ્થિત થઇને આજીમખાં, માનસિંહ, મહોબ્બતખાં વગેરે અમાત્યોને બોલાવ્યા. સર્વના આવી ગયા પછી ત્હેમણે સલીમના ચરિત્રના સંબંધમાં એક વકૃતા એવી જ્વલન્ત જીવન્ત ભાષામાં આપી કે સર્વને બોલતાં બંધ થવું પડયું. એક તો દીપ્ત પાવકશિખા જેવી રૂપરાશિ, તથા પૂર્ણયૌવનજ જોઇને લોકો ચમત્કૃત હતા, તે ઉપરાંત તે કલકણ્ઠની કૂજન ધ્વનિ થયો; તેથી સર્વનાં મન ત્હેના તરફ આકર્ષાયાં.

ત્હમે ચુપ કેમ થઇ ગયાં છો? અકબરશાહ શું મોગલવંશના ગૌરવ સ્વરૂપ નથી? શું ત્હમે સમ્રાટ્‌ના અન્નથી સમ્રાટ્‌ના અનુગ્રહથી પ્રતિપાલિત અને વર્દ્ધિત નથી થયા? અકબરશાહ દિન પ્રતિદિન આરોગ્ય લાભ કરી રહ્યા છે, તેઓ થોડાજ દહાડામાં સારી રીતથી સ્વસ્થ તથા સબળ થઇને પુર્વાર રાજદણ્ડ ધારણ કરવામાં સમર્થ થશે. શું એ વાત સંભવિત નથી? શું ત્હમે એમ જોવા ચાહો છો કે વસુમતી વૃદ્ધ સમ્રાટના રક્તથી રંગીત થાય. જો ત્હમને ધર્માધર્મનું જ્ઞાન હોય, જો ત્હમે વિશ્વાસઘાતક અથવા નરાધમ ન હો, જો ત્હમારામાં નિમકહલાલપણું હોય, તો વૃદ્ધ અકબરની આ વિપત્તિમાંથી રક્ષા કરો.

એક તો કમલાદેવી પરમ સુંદરી પૂર્ણ યૌવના છે, તે ઉપરાંત ભારત સામ્રાજ્યની અધીશ્વરી છે, વળી આજે તે રાજ રાજેશ્વરી રૂપ ની અતુલ ભીમ ગંભીર મૂર્તિ છે પછી કોનું સામર્થ્ય છે કે ત્હેના મુખથી નિકળેલાં આ પ્રદીમ વાક્યોની અવમાનના કરે ? સર્વેએ સ- લીમના આચરણના ઉપર અસંતોષ પ્રકટ કર્યો. મહોબ્બતને અંદરની વાત માલૂમ હતી—માત્ર તેજ ચુપ રહ્યો.

માનસિંહ ગંભીર ભાવથી બોલ્યો:—“મ્હારા ધારવા પ્રમાણે તો એક ચાલાક સૈનિક સેનાપતિને સલીમની સાથે યુદ્ધ કરવા મોક- લવો એ યોગ્ય લાગે છે.”

બધાએ આ વાતને ટેકો આપ્યો. સુદક્ષ સેનાધ્યક્ષ મહમ્મદખાં કેટલાક ઘોડેસ્વાર તથા પાયદળ ઘણાએક સિપાહીઓને સાથે લઇને વિદાય થયો. આખા રાજ્યમાં આ વાત ફેલાઇ ગઇ કે સલીમ વિદ્રોહી છે. સલીમ પોતાની જાળમાં પોતેજ ફસાયો આત્મ રક્ષાને માટે રસ્તા માંથીજ પાછો પંજાબ તરફ ચાલ્યો ગયો.

લાહોર પહોંચીને સલીમે મહેરૂન્નિસાને પત્ર લખ્યો કે તે કેદા ત્હેને ભૂલતો નથી. જ્યારે સમય મળશે ત્યારે દિલ્હીના તખ્તપર સત્તા બેસાડીને મહેરને પોતાના ગળાનો હાર બનાવશે.





# ષષ્ઠ ખણ્ડ.

## પ્રથમ પરિચ્છેદ.

---

### સમ્રાટ્-સચિવ.

---

કમલાએ આજીમને સલીમને પરાસ્ત કરવાને માટે લાહોર મોકલ્યા પછી બે ત્રણ માસ સુધી માંદગીની શય્યાપર પીડિત રહીને મોગલ વંશના સમ્રાટ અકબરશાહ ક્રમે ક્રમે સુસ્થિર થવા લાગ્યા. બધાંએ ત્હેમને જીવવાની આશા પરિત્યાગ કરી દીધી હતી. વિસ્તીર્ણ ભારત-સામ્રાજ્ય શોકાવર્ણમાં ડૂબી ગયું હતું. અકબરના દેહમાં બળ સંચાર થતાંજ ચારે દિશાઓ શોભામય બની ગઇ.

મહોબ્બતખાં સલીમને બહુજ ચાહતો હતો. ત્હેના વિપુલ બાહુ-બલની દ્વારા સલીમ અપાર વિપદ-સાગરને અતિક્રમ કરીને પિતૃ-સિંહાસનપર ભવિષ્યમાં અધિષ્ઠિત થયો હતો. આ મહોબ્બતના સારા પ્રતાપે [1]જહાંગીરના રાજત્વકાલને ઉજ્જવલ કિરણમાલાથી અલંકૃત કર્યો હતો. માનસિંહ અને મહોબ્બતખાંમાં મિત્રતા નહોતી. બન્નેમાં

---

૧. સલીમેજ, રાજ્ય મેળવ્યા પછી, પોતાને 'જહાંગીર' નામથી પ્રખ્યાત કર્યો. ચં. જી. જોશી.

ઘણા દિવસ થયાં વિસમ્વાદ ચાલ્યો આવતો હતો પરન્તુ ભાગ્યબળથી માનસિંહ કમલાદેવીની શુભ દૃષ્ટિમાં પડીને થોડાજ દિવસમાં પ્રબળ પ્રતાપાન્વિત થઇ ઉઠયો. અવિચલિત ભાવથી, વિષણ્ણ ચિત્તથી મહોબતખાં તે હિન્દુ વંશધરની ઉન્નતિ જોવા લાગ્યો. માનસિંહરૂપી પ્રબળ પ્રભાકરે પ્રખર પ્રભાથી પોતાની સ્હામે સર્વને નિષ્પ્રભ કરી દીધા. વીર ચૂડામણિ મહોબ્બતખાંનું ગંભીર હૃદય ધીમે ધીમે આન્દોલિત થવા લાગ્યું. તે આ અમંગલસૂચક લક્ષણોને જોઈ મોગલ વંશનો ધ્વંશ થએલો જાણીને નિતાન્ત વ્યથિત થયો. ત્હેણે દિવ્ય નયનોથી માનસિંહને ભારતના સિંહાસનપર અધિષ્ઠિત અને મોગલ જાતિને લાંચ્છિત તથા નિર્વાસિત થતી જોઇ. પરન્તુ મનની વાત કોને કહે ? જ્યારે પરમ-રાજનીતિ વિશારદ આજીમખાં તે ( માનસિંહ ) નું સમર્થન કરે છે ત્યારે પછી બીજુ કોણ ત્હેની વાતપર ધ્યાન આપે ? સામ્રાટ તો રમણી પ્રેમમાં મુગ્ધ છે તે શું કરશે ? બહેરામખાંને દેશનિકાલનો દણ્ડ થયો, વખતે પોતાની પણ એવી દશા થાય એવા ભયથી ત્હેણે આજ-સુધી માનસિંહની વિરૂદ્ધ કોઇ વાત સમ્રાટને કહી નહોતી. આખરે ત્હેણે મોગલ વંશનો ધ્વંશ થતો જોઇને ચુપચાપ સલીમને સર્વ વૃતાન્ત લખીને મોકલી આપ્યું. સુલતાન સલીમ પંજાબના શાસન કર્તાના પદપર અધિષ્ઠિત હતા. તે ઘણા દિવસ થયાં દિલ્હીના સિંહા-સનથી વિમુખ હતા. જો અકબરનો પ્રાણ લઇ લેવાથી ત્હેને સિંહા-સન મળી શકત તો તે અવશ્ય આ નૃશંસ કાર્યને પણ તે કરતજ પરંતુ તે કામ ત્હેને સહજ લાગ્યું નહિ. ક્યારે વિકરાળ કાળ પિતાનો ગ્રાસ કરશે તેની રાહ સલીમ જોઇ રહ્યો હતો. મહોબ્બતખાંનો પત્ર અને અકબરની માંદગીએ ત્હેના હૃદયની આગમાં જાણે ફૂંક મારી. સલીમ ઉન્મત થઇ ઉઠયો. તે સમયે ત્હેણે અકબરના મૃત્યુના જુદા

સમાચાર ચારે તરફ ફેલાવ્યા. તથા સમ્રાટની પદવી ગ્રહણ કરીને પોતાના નામથી સામ્રાજ્ય શાસન કરવાનો હુકુમ સર્વે સુબેદારો તથા શાસન કર્તાઓની પાસે લખી મોકલ્યો અને પોતે ઘણી સેના તથા કેટલાએક વીર સામંતોને સાથે લઇને રાજધાની તરફ પ્રયાણ કર્યું. સલીમ જાણતો હતો કે માનસિંહ ત્હેનો પરમ શત્રુ છે. ત્હેનો સંહાર કર્યા સિવાય મ્હારૂં કલ્યાણ અગર જીત થઇ શકે ત્હેમ નથી. ત્હેણે પ્રથમ માનસિંહનો દર્પ ચૂર્ણ કરવાને માટે દૃઢ સંકલ્પ કર્યો. મ્હોબ્બતખાંને પણ આ મર્મનો એક પત્ર લખીને ત્હેને પ્રસ્તુત રહેવાનું સુચવી દીધું. એના સિવાય કમલાદેવીને કેદ કરવાને માટે પણ એક અનુમતિ પત્ર મોકલ્યો, પરન્તુ એ પત્ર મહોબ્બતખાંને પહોંચ્યો નહિ. રસ્તામાંજ પત્ર અને પત્રવાહક બન્ને અદૃશ્ય થઇ ગયાં. જો સલીમને આ વાત માલુમ હોત કે માનસિંહના દૂત સર્વત્ર ફરે છે તો અવશ્ય તે સાવધાનજ થાત. ત્હેણે સ્થિર કર્યું કે મ્હારા આવતાં પહેલાંજ મ્હોબ્બતખાં સર્વ બાબતની તૈયારી કરી રાખશે. એમ ધારીને તે તે ઘણાજ ઉલ્લાસથી પહેલાં માનસિંહનાજ દર્પને ચૂર્ણ કરવાને માટે ઉપસ્થિત થયો.

સલીમે બીજી એક ચતુરાઇ કરી. માનસિંહની પાસે આ આશયનો એક પત્ર લખી મોકલ્યો;—

" મહારાજ? આપ મોગલોના અકૃત્રિમ બંધુ છો. આપનાજ બાહુબળથી અમે નિશપદ રાજ્યશાસન કરીએ છીએ. મ્હેં સાંભળ્યું છે કે પિતાજીને ઘણી સખત માંદગી થઈ છે, હવે તે વધારે મુદ્દત સુધી જીવી શકશે નહિ. આ વિપત્તિના સમયમાં માત્ર આપનો જ વિશ્વાસ છે. આ સંકટને વખતે રાજધાનીમાં કોઇ પ્રકારની ગરબડ ન થાય એવો અનુગ્રહપૂર્વક ઉપાય કરજો. હું આ વખતે સીમાન્તવર્તી

પાર્વતીય જાતિઓની સાથે યુદ્ધ કરવામાં લાગેલો છું. જણાય છે કે રાજધાની સુધી પહોંચવામાં અતિ વિલંબ થશે. આપનાજ ઉપર બધો ભાર અર્પણ કરી દઉંછું. આપને જેમ ઉચિત લાગે તેમ કરશો. ઇત્યાદિ

પરન્તુ આ ચતુરાઇ કામ ન આવી. મહોબ્બત કેદી તથા સલીમ રાજવિદ્રોહી તરીકે ભારત સામ્રાજ્યમાં જાહેર થયા. રસ્તામાં આ ખબર સાંભળીને સુલતાન સલીમ ક્ષણ કાલ સુધી વજ્રાહતની પેઠે સ્તંભિત થઈ રહ્યો. અને પાછો પંજાબ તરફ ચાલ્યો ગયો. અહિંઆં સમ્રાટે આરોગ્ય લાભ કરીને રાજ્ય કારભાર પોતાના હાથમાં ગ્રહણ કર્યો. કિન્તુ કમલાદેવીની ક્ષમતા પહેલાંના જેવીજ રહી. કમલાદેવીએ તે વિલક્ષણ સમ્રાટને વિલક્ષણ રૂપથી પોતાની જાળમાં ફસાવી રાખ્યો હતો. પહેલે દિવસે દરબારમાં આવીને સમ્રાટે માનસિંહ, આજીમખાં મહોબ્બતખાં સિવાય બીજા બધા ત્યા આવી ઉપસ્થિત થયા. જે સમયે બાદશાહ નાદુરસ્ત હતા તે સમયે સલીમનો સહયોગી ગણાઇને મહોબ્બતખાં કારારૂદ્ધ થયો હતો. સુસ્થ થયા પછી ત્હેણે સલીમના વિદ્રોહની વાત સાંભળી પરન્તુ તે સમયે મહોબ્બતખાંવું નામ સાંભળ્યું નહિં તેથી મહોબ્બતને અનુપસ્થિત જોઇને ત્હેમણે પૂછ્યું: "આજે મહોબ્બત ગેરહાજર છે ત્હેનું શું કારણ છે?"

ગ્રંથકાર લોકો જેવી રીતે પોતાના મનમાં કલ્પેલી કલ્પનાઓ· દ્વારા જે વિષયના વર્ણનમાં સત્ય, અસત્ય, સંભવ અસંભવનો કોઇ પણ વિચાર કરતા નથી તેવી રીતે મહારાજ માનસિંહે વાતો બનાવીને કહ્યું. "મહોબ્બતખાંએજ સલીમને તે વિદ્રોહ કરવાની સલાહ આપી હતી માટે અમારે ત્હેને કિલ્લામાં રાખવો પડયો છે."

કાંઇક વિચાર કરીને અકબરશાહ બોલ્યો: "આ વાત મ્હને પહેલાં કેમ ન જણાવી વારૂં?"

"શું આપને આ વાત નથી કહેવામાં આવી?" વિસ્મિત ભાવથી માનસિંહે પૂછ્યું—

આઝીમખાંએ માનસિંહની વાતનું સમર્થન કર્યું. ક્ષણવાર સુધી ચુપ રહીને અકબરશાહ બોલ્યા; " મ્હને તો યાદ નથી. હશે, મ્હારી માંદગીના સમયમાં ત્હમારાજ હાથમાં સલ્તનતનો સર્વ કાર્ય-ભાર હતો. વિદ્રોહની શિક્ષા કરવાને માટે ત્હમે મ્હારા પુત્ર સુલ્તાનને યોગ્ય ન્યાય આપી શિક્ષા કરી તેથી હું ઘણો ખૂશી થાઉંછું. મન-સ્વિતા, સ્વાધીન ચિત્તતા અને ધીરતાએ વિચારકોને માટે શોભારૂપ છે. જે લોકો ત્રણ ગુણોથી વિમુખ ત્હેના ઉન્નતિ લાભની આશા વિ-ડમ્બના માત્ર છે. અત્યારે હું સુસ્થછું સર્વ કામ કરી શકુંછું. મહો-બ્બત હવે કેદ રાખવાની કાંઇ જરૂર નથી. જેટલા દિવસ સુધી દિલ્હી-ના તખ્ત પર હું બેઠાછું તેટલા દિવસ સુધી મોગલોનું રાજ્ય અટલ રહશે. આઝીમ ? તમે પોતે જઇને મહોબતખાંને અહિં તેડી લાવો.

અકબરની આજ્ઞાનું કોણ ઉલ્લંઘન કરી શકે તેમ છે ? બહારથી સંતોષ બતાવીને આઝીમખાં બોલ્યા:–" અમે તો અમારા કર્તવ્યનું પાલન અવશ્ય કરીશુંજ. આ સમયે આપે જે મહેરબાની બતાવીને મહોબતખાંને મુક્તિ આપી તેનાથી વધારે ખુશી થવા જેવી વાત અમારે માટે બીજી કઇ છે ? પણ જો તે વખતે અમે તે સિંહને પિંજ-રામાં બંધ કરી કરીને ન રાખત તો અત્યાર સુધીમાં મોગલોની બાદશાહ-તનો અંત પણ આવી ગયો હોત. હું જલદી તેને બોલાવી લાવું છું.

દશ ચક્રથી ભગવાન ભુત છે પછી અકબર તો મનુષ્ય છે. મહો-બ્બતને નિષ્કૃતિ તો મળી પરંતુ સાથેને સાથેજ તેના ઉપર ત્હેનો સંદેહ પણ વધવા લાગ્યો. જો કાંઇ ખાસ જરૂર નહોત તો તે મહોબ્બતને કદી પણ બોલાવત નહિ. ધીમે ધીમે મહોબ્બતખાંની પ્રતિષ્ઠા પણ ઘટવા લાગી અને તેથી તે હતાશ બન્યો.

———

## દ્વતીય પરિચ્છેદ.

### शठं प्रति शाठ्यं कुर्यात्.

— —

એક દિવસ કમલાદેવી પ્રમોદ ઉદ્યાનમાં માનસિંહની સાથે ફરતાં ફરતાં બોલી ઉઠી "વ્હાલા! હવે આપણી ધારેલી સર્વ ધારેલી ધારણાઓ માટીમાં મળી જશે કારણ કે અકબરશાહ હવે તંદુરસ્ત થવા લાગ્યા છે અને આપ પણ મ્હને મેળવવા તથા મોગલ-વંશનો ધ્વંશ કરી દિલ્હીનું રાજ્ય મેળવવા માટે કંઈ પણ ઉપાય કરતા નથી. તેથી હવે આપની સાથે ફોકટ પ્રેમ બંધનમાં સપડાવાથી શું લાભ? માનસિંહ? દરેક કાર્યનો અંત હોવો જોઇએ એ વાત સત્ય છે પરન્તુ આપ તે પ્રમાણે બિલકુલ વર્તતાજ નથી. આપ બે વચની છો તેથી આપની સાથે પાનું પાડવામાં કાંઇ ફાયદો નથી.

માનસિંહઃ "કમલા! આવાં મર્મભેદક શબ્દ બોલી મ્હને શામાટે સંતાપે છે. મ્હેં ત્હારાથી શું ગુપ્ત કાર્ય રાખ્યું છે? વ્હાલી કદીપણ કોઈ વાત ત્હારાથી ગુપ્ત રાખીજ નથી અને રાખીશ પણ નહિ."

કમલાઃ "ત્હમને ગુપ્ત રાખવાનું કોણ કહે છે? પરન્તુ આપ રાજપૂત વીર હોવા છતાં આપના વચનનો ભંગ કરો એ આપના પવિત્ર નામને કલંક સમાન છે. ત્હમારે માટે મ્હેં મ્હારા તન મન અને

ધનની આહુતિ આપી છે પરન્તુ ત્હમારા મનમાં ત્હેનો કાંઇ હિસાબ છે ?"

માનસિંહઃ "મ્હેં કદી પણ મ્હારા વચનનો ભંગ કર્યોજ નથી. ત્હારા સિવાય મ્હેં અન્ય કોઇ સ્ત્રી સાથે પ્રેમ કર્યો પણ નથી છતાં તું મ્હને શામાટે વ્યર્થ ઠપકો આપે છે ?"

કમલાઃ "માનસિંહ ! હું પરમા સુંદરી, પૂર્ણ યૌવના છું એ તો આખો સંસાર જુવે છે; પરન્તુ આપની આંખો આગળ કેવી જણાઉ છું ? શું આપે મ્હને સામાન્ય સ્ત્રીની ગણતરીમાં ગણી છે ? જો એમ હોય તો આપને રમણીઓના હૃદયની પરિક્ષા કરતાં આવડતી નથી એમ મ્હારૂં ધારવું છે. મ્હારો પ્રણય સ્વતંત્ર છે, આપ મ્હને નિર્લજ, દિવાની કે ગમે તેમ કહો પરન્તું હું—ઓઃ જવા દો એ વાત મ્હારે ત્હેની સાથે શું સંબંધ છે. અકબર હવે સ્વસ્થ થઇ ગયા છે, શું ત્હેની સાથે મ્હારી આશા લતિકા પણ સૂકાઇ જશે ? "

એટલું કહીને ઉચ્ચાભિમાનિની કામિનીએ માનસિંહના તરફ જોયું. માનસિંહ કમલાના લલિત કરકમળનો સ્પર્શ કરીને બોલ્યોઃ— આશા, ચેષ્ટા અને વિરત્વ એ ત્રણે ઉપકરણોથી માનસિંહનું હૃદય બનેલું છે, પરન્તુ ત્હેં કહ્યું કે, સર્વ કાર્યનો એક નિયમિત સમય હોય છે ? હું ત્હને કેવી સ્હમજું છું એ કેવી રીતે કહી શકું ? ત્હું મ્હારી આશાદેવી છે, તું મ્હારા અંધારા જીવનનો પૂર્ણ શશી છે, મ્હારી કાલરજનીની સુધામયી ઉષા છે—તું અમૂલ્ય અતૂલ્ય રમણીય સ્વર્ગીય પારિજાત છે—મ્હારા હૃદય મરૂની સ્વર્ગ સરોજિની છે—પ્રાણમયી ! વધારે શું કહું ? થોડાજ દિવસમાં ત્હને મેળવીને ત્હારા પ્રેમાલિંગનથી મ્હારા તાપિત હૃદયને શીતલ કરીશ. ત્હેમાં સંદેહ પણ શું છે ?

પોતાની કર લતિકા દ્વારા માનસિંહના કણ્ઠદેશનું વેષ્ટન કરીને

કમલા વિષાદ મિશ્રિત નયનોથી ત્હેના તરફ જોતાં જોતાં બોલીઃ–મ્હને આપની આ બધી વાતોપર વિશ્વાસ નથી આવતો, માનસિંહ આપ આપની આજ્ઞાનું પાલન કરી રાજપૂત ધર્મ બજાવો.

ઉલ્લાસિત મુખથી ત્હેના સુન્દર બિમ્બાધરને ચુંબન કરીને માનસિંહ બોલ્યો, "પ્રાણમયી ! પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી એક મહિના પછી માનસિંહ દિલ્લીશ્વર થશે અને ત્હને આપેલા વચનનું પાલન કરશે. પરન્તુ દુર્ભાગ્યને લીધે અથવા તો કોઇ ઇશ્વરી કોપને લીધે મ્હારાથી દિલ્લીશ્વર ન થવાય તો પછી આ કાયાનો પરમ પવિત્ર ભગવતી માતા યમુનાના અગાધ સલિલમાં ત્યાગ કરીને જગતથી વિમુખ થઇશ–પરન્તુ અત્યારે તો અહિંથી વિદાય થાઉં છું"

"જાઓ, જાઓ, પ્રતિજ્ઞાં પાલનમાં તત્પર થાઓ."

લલિત અથવા મધુર સ્વરમાં ઉપર્યુક્ત વાતને બે વાર કહી સંબધીને તે મધુર ભાષિણી ત્હેના મુખ તરફ જોતી રહી.

× × × × × ×

ચિન્તાકુળ ચિત્તથી ધીરે ધીરે પોતાને ઘેર આવીને માનસિંહે પોતાના નીરવ મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. કમલાદેવી અધિરી બની ગઇ છે. અકબરની માંદગી દૂર થઇ ગઇ, અને મહોબ્બતખાં પણ કેદમાંથી છૂટી ગયો છે, હવે તો પગલે પગલે ભયજ છે. આમ હેમલતા ચિઠ્ઠી લખી લખીને ત્હેને વ્યસ્ત કરી રહી છે; હમણાંજ ત્હેનો પત્ર એવા પ્રકારના આદેશનો આવ્યો છે કે "હવે આ બન્દી દશા મ્હારાથી સહન થઇ શકતી નથી. નાથ ! અબલા સરલા બાલિકાને પ્રલોભિત કરીને શું ત્હમારે ત્હેને અકૂલ સાગરમાં ધકેલી મૂકવી જોઇએ ? પ્રાણેશ ! આ દાસી તો આપના શિવાય બીજા કોઇને જાણતી પણ નથી.

ત્હમે મ્હને ભૂલો તો ભલે પરન્તુ હું આપને કદી પણ ભૂલી શકીશ નહિ. મનમાં જેટલી આશાઓ હતી તે સર્વ વિફળ થઇ પરન્તુ તેથી મ્હને કાંઇપણ દુઃખ થયું નથી, આપે મ્હને કેમ વિસારી દીધી તે હું સ્હમજી શકતી નથી એક સપ્તાહ સુધી આપના પત્રની રાહ જોઇશ ત્યાં સુધીમાં જો પત્ર નહિ આવે તો પછી આઠમે દહાડે હું અવશ્ય આ સ્થળેથી બીજે કોઇ પણ સ્થળે ચાલી જઇશ. પિતાશ્રીની પાસે જવાની ઇચ્છા તો નથીજ, તેથી હું ક્યાં જઇશ તે ચોક્કસ નથી.

માનસિંહ ઘણાજ સંકટમાં પડ્યો.

તે નાના પ્રકારની ચિન્તાઓમાં નિમગ્ન હતો એ વખતે અમીના[1] એ આવીને ત્હેના હાથમાં એક પત્ર આપ્યો અને ત્યાંથી પાછી પોતાના ઘર તરફ ચાલી ગઇ.

માનસિંહ પત્ર વાંચવા લાગ્યો.

" આર્ય !

મ્હને જણાય છે કે આટલા દિવસો પછી ભગવાને મનોરથ પૂર્ણ કર્યા. બ્હેરામખાંને માટે અમારે ઘણો ભય હતો ત્હેને હસ્તગત કર્યો છે. તે મ્હારો ઇસારો મળતાંની સાથેજ પોતાનું અસંખ્ય સૈન્ય લઇને સમરાંગણમાં અવતીર્ણ થશે. અકબરપર તે બહુજ કોપાયમાન છે ત્હેના દર્પચૂર્ણ કરવાને માટે તે તનમનથી ચેષ્ટા કરશે ત્હેમાં જરાએ સંદેહ નથી. મ્હેં તે શઠ શિરોમણીને સિંહાસનનો લોભ બતાવીને દિવાનો બનાવી દીધો છે. અકબરને પરાસ્ત તથા સલીમને કેદી

---

૧ અમીનાને પાઠકો વિસરી નહિ ગયા હોય, એ પ્રથમ ખણ્ડના દ્વિતીય પરિચ્છેદની ઉજ્જવલ શ્યામવર્ણ, ષોડસી યુવતી તથા તેજ ખણ્ડના સપ્તમ પરિચ્છેદની મૂંગી વિરત છે. જુઓ પ્રથમ ખણ્ડ. ત્રં. જી. જોશી.

બનાવી લીધા પછી બહેરામની આંખોમાં ધુળ નાંખતાં કેટલી વાર લાગશે? આ સમયે બહેરામ ચુપચાપ સૈન્ય એકઠું કરી રહ્યો છે. મ્હેં પતો મેળવ્યો છે કે તે ઘણા આગ્રહ તથા યત્નથી કામ કરી રહ્યો છે. મ્હારૂં કામ એક પ્રકારે પુરૂં થવા આવ્યું છે, થોડાજ સમયમાં આપના શ્રીચરણોનાં દર્શન્ કરીશ. અસ્તુ

લી. આજ્ઞાકારી,
દેવસિંહ.

આ પત્ર વાંચીને માનસિંહનું વદન મણ્ડળ પ્રફુલ્લ થયું જાણે કોઇએ વિકસિત શતદલમાં નવરવિનું આરતીય નવીન ચિત્ર મેળવી દીધું. આ પત્ર વાંચ્યા પછી તે મહોબ્બતના ઘર તરફ ચાલી નિકળ્યો.

અમ્બર નરેશ મહારાજા માનસિંહને પોતાને ત્યાં પધારેલા જોઇને મહોબ્બતખાંએ સાદર સંભાષણ પૂર્વક ત્હેને બેસવાનું કહ્યું બેઠા પછી માનસિંહ અન્ય અન્ય વાર્તાલાપ કર્યા પછી બોલ્યોઃ—
" મોગલ ચૂડામણિ? મ્હને આશા છે કે આપ મ્હારી ભૂલ માફ કરશો. જુઓ આમાં મ્હારો શું ગુન્હો હતો?"

આશ્ચર્યથી મહોબ્બતખાં બોલ્યોઃ—" આપની ભૂલજ માફ કરીશ. કહો શું વાત કહેવાની છે? ત્હમારી સાથે મ્હારે કાંઇ તકરાર તો નથી પછી શામાટે કહેતાં શરમાઓ છો. કહો જે આજ્ઞા ફરમાવવી હોય તે ફરમાવો."

માનસિંહઃ—" આપ બુદ્ધિમાન છો એક અદ્વિતીય વીર પુરૂષ છો તથા યથાર્થ રાજનિતીના જાણવાવાળા છો; પરન્તુ સલીમના તરફથી આપ હરવખત ઉપરાણું ખેંચો છો પણ તેથી કમલાદેવી તમારા ઉપર નારાજ છે. ત્હેની ઇચ્છા હતી કે આપને પ્રાણદણ્ડની શિક્ષા આપવા

પરન્તુ મ્હારા કહેવાથી તથા આઝીમખાંની સલાહથી તે બંધ શખ્શોને માત્ર આપને કેદીજ બનાવ્યા હતા."

મહોબ્બતખાં:—"તે વખતે આપે આપની ફરજ બજાવી છે તથા કમલાદેવીએ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કર્યું છે પણ તેથી હું જરાએ નારાજ થયો નથી."

માનસિંહ:—"જે માણસો ક્ષુદ્ર બુદ્ધિવાળા હોય છે તેઓજ વિપદમાં વિચલિત તથા સમ્પદમાં ઉન્નત હોય છે. બાદશાહને આરામ થઇ ગયા પછી પણ મ્હેં ત્હેમની પાસે આપને છૂટા કરવાની યાચના કરી હતી. પહેલાં તો ત્હેમણે મ્હારો તિરસ્કાર કર્યો પરન્તુ પછીથી મ્હારી યાચનાનો સ્વીકાર કર્યો."

મહોબ્બતખાં ચતુર હતો; તેથી આ સર્વ પ્રપંચ ભરેલી વાત સ્હમજી ગયો; સ્હમજીને મનમાંને મનમાં હસવા લાગ્યો. "આમ જુઓ, માનસિંહ મ્હને ભુલાવા આવ્યો છે. થોડા વધારે દિવસ સબુર કર ત્હને મહોબ્બત કોઇક વિચિત્ર પ્રકારની મજાનો રસ ચખાડશે. મહોબ્બત બે ફિકર છે." પરન્તુ મનના ભાવને છુપાવીને તે બોલ્યો મહારાજ! આપ બે ફિકર રહો મ્હને જરાએ માઠું લાગ્યું નથી."—

માનસિંહ:—"બાદશાહ તંદુરસ્ત થયા એથી હું ઘણો ખૂશી થયો છું. ત્હેમની તંદુરસ્તીને માટે વૈશાખ માસના શુકલ પક્ષમાં એક ઉત્સવ કરવા ધાર્યો છે સ્હમજ્યાને? સમ્રાટ કમલાદેવી તથા જુદા જુદા અમીર ઉમરાવ ત્યાં આવશે. આપ પણ કૃપા કરીને પધારજો."

મહોબ્બતખાંએ ભદ્રતાને માટે નિમંત્રણનો સ્વીકાર કર્યો. માનસિંહ પ્રફુલ્લ ચિતથી પોતાના ઘર તરફ વિદાય થયો.

## તૃતીય પરિચ્છેદ.

### પ્રણય-મંત્રણા.

હવે હું ત્હમારી સાથે રહેવા માગતો નથી માટે અત્યારે તો મ્હારા ઘર તરફ વિદાય થઉં છું. અતિ ત્રસ્ત ભાવથી આવીને બાજીગરે સુરંજનને કહ્યું, આશ્ચર્યાન્વિત થઇને સુરંજને પૂછ્યું. " કેમ, વળી ત્હમને શું થયું ? "

બાજીગર ( કમ્પતાં કમ્પતાં ). " હું હવે અહિંથી ચાલ્યો જઇશ. આપે મ્હારાપર જે ઉપકાર કર્યો છે તે હું કદી પણ વિસરી શકીશ નહિ. "

સુરંજનઃ—" શું ત્હમે તે કાંઇ દિવાના બની ગયા છો ? "

બાજીગરઃ—" બાપરે બાપ ! જો ત્હેઓને મને જોઇ જશે તો પછી બચવું મુસ્કેલ થઇ પડશે. "

સુરંજનઃ—" કોણ જોઇ લેશેરે ? રાજકર્મચારી લોકો ? "

બાજીગરઃ—" ના, જી ના. હું ત્હેને ઘણી સારી રીતે ઓળખું છું."

સુરંજનઃ—" કોને ઓળખો છો ? ત્હમને મ્હારી પાસે રહેવામાં શું ભય છે ? "

બાજીગર:—" આપ ત્હેને જાણુતા નથી. તે અહિંયાં આવ્યો છે. ત્હેને મરેલો જાણીને હું અત્યાર સુધી નિશ્ચિંત હતો."

સુરંજન:—" સ્થિર થાઓ. ગાંડપણ મૂકી દો ડરવાનું કાંઇ પ્રયોજન નથી.

બાજીગર:—" બાપરે બાપ ! હું ત્હેને જોતાંની સાથેજ મરી જઇશ."

સુરંજન:—" ગાંડાઇ છોડી દો, અને ખરેખરૂં કહો કે ત્હમે કોને જોયો છે ?"

સુરંજનના કાનની પાસે મુખ લઈ જઇને બાજીગર બોલ્યો: " અરે ત્હેને."

સુરંજન હસવું રોકી શક્યો નહિ. તે ક્રોધયુક્ત સ્વરે બોલ્યો. કોને દેખ્યો છે ? સાચે સાચું કહે નહિ તો મૃત્યુને શરણે થઇશ— બોલ ત્હેનું નામ ઠેકાણું વગેરે શું છે ?

ધમકી સાંભળીને ત્હેને જરા ભય લાગ્યો તેથી ત્હેણે કહ્યું કે તે આવનાર માણસનું નામ લોકનાથ હકીમ છે."

સુરંજન:—ત્હેનાથી ભય રાખવાનું પ્રયોજન શું છે? તે ત્હમને શું કરનાર છે ?

બાજીગર:—મ્હેં પહેલાંથીજ આપને કહી દીધું છે કે તે મ્હારો પરમ શત્રુ છે. તે જાણતો હતો કે હું મરી ગયો છું. પરન્તુ જ્યારે ત્હેણે સાંભળ્યું કે હું જીવતો છું એટલે મ્હને ત્હેણે સખ્ત ત્રાસ આપવા ધાર્યું હતું પરન્તુ હું છળ કરીને ત્હેના હાથમાંથી એકાદ વાર છટકી ગયો હતો, અને પછી પાછો આ શહેરમાં રહીને મહોબ્બતને બચાવ્યો છે એટલે હવે ત્હેના ત્રાસથી મ્હને કોઇ બચાવી શકે

તેમ નથી.

સુરંજનઃ—ત્યારે શું તે હરામખોર લુચ્ચાએ મહોબ્બતખાંને વિષ આપ્યું હતું ? ત્હેમ કરવાથી ત્હેને શું ફાયદો થાય ત્હેમ હતો ?"

બાજીગરઃ—" ત્હેને તેથી અત્યંત રૂપીઆ મળે તેમ હતું તેથી ત્હેણે એ પ્રપંચ રચ્યો હતો."

સુરંજનના હૃદયમાં એક ગંભીર ભાવનો ઉદય થયો. તે અત્યાર સુધી તો મશ્કરીજ સ્હમજતો હતો. પરન્તુ હવે ત્હેને સ્હમજાયું કે આનું કાંઇક ગૂઢ કારણ છે. તેથી ત્હેણે બાજીગરને પૂછ્યું કે, " ત્હેને કોણ રૂપીઆ આપે તેમ છે ?"

બાજીગરઃ—"જેને મ્હોબ્બતને મારી નાંખવાની ઇચ્છા હશે તે?"

સુરંજનઃ—" મશ્કરી છોડો. ત્હેણે કોના કહેવાથી ઝેર આપ્યું હતું તે કહો તો અહિંથી જવા દઇશ. નહિ તો જવા પામીશ નહિ."

બાજીગરઃ—" હું તે વખતે ત્યાં નહોતો."

સુરંજનઃ—" ત્યારે તહમને એમ શી રીતે માલુમ થયું કે એ ત્હેનું કામ છે ?"

બાજીગરઃ—" મ્હારા અને લોકનાથના સિવાય એ દવા બીજું કોઇ જાણતું નથી."

સુરંજનઃ—" તહમે ત્હેને ક્યાં આગળ જોયો હતો ?"

બાજીગરઃ—" માનસિંહના નોકર નંદકિશોરની સાથે."

સુરજને જાણી લીધું કે માનસિંહજ આ અનર્થનું મૂળ છે. બાજીગર સાથે બીજું કાંઇ ન બોલતાં ત્હેણે કહ્યું:—" જો અહિંયાં રહેવામાં તહમને એટલો ભય છે તો વિષ્ણુપૂર ચાલ્યા જાઓ; અને આ મુદ્રિકાને ત્યાંની ધર્મશાળાના માલિક નયનચંદને આપજો તેઓ

ત્હમને કાંઇક કહેશે. ત્હમે અહિં આવીને ત્હેની કહેલું સર્વ વૃતાંત મ્હને કહેજો. ”

તે દિવસે બાજીગર વિષ્ણુપુર ચાલ્યો ગયો.

× × × × ×

અહિંયાં માનસિંહ નંદકિશોરની સાથે નિગૂઢ મંત્રણા કરી રહ્યો હતો.

માનસિંહઃ—“ આ ઉત્સવની ખબર હેમલતાને શી રીતે મળી ?”

નંદકિશોરઃ—“ મહારાજ ! આવી મહાન વાત તે કદી છુપી રહી શકતી હશે ? ”

માનસિંહઃ—“ પરન્તુ હું ઘણીજ આફતમાં આવી પડયો છું. આ સમારોહના સમયમાં હેમ આપણે ત્યાં આવવાને વ્યાકુલ છે. શું કરૂં, કાંઈ સ્હમજમાં આવી શકતું નથી. અહા ! તે અબલા બાલિકાને ક્યાં સુધી વિરહરૂપી દુ:ખ આપ્યા કરૂં ? નંદકિશોર, ખરેખર હું હેમને મ્હારા પ્રાણ કરતાં પણ વધારે વ્હાલી ગણું છું. ત્હેને હજારો પ્રયત્નો કરવા છતાં પણ વિસરી શકાતી નથી. કમલાએ માત્ર ત્હેને પોતાનાં ઉજ્જવલ કિરણોથી ઢાંકી દીધી છે; પરંતુ જ્યારે ત્હેનો પવિત્ર પ્રેમમય સરલ સ્વભાવ, સહાસ્ય વદન યાદ આવે છે ત્યારે મ્હારૂં હૃદય કંપી ઉઠે છે. પરંતુ શું કરૂં લાચાર ! હશે જેવી ઇશ્વિરેચ્છા.

નંદકિશોરઃ—“ મહારાજ ! પરંતુ જો તે ઉત્તમ સમયે અહિં આવી ચઢશે તો આપણી ધારેલી સર્વ ભાવનાઓ વ્યર્થ થશે, અને મનની મનમાં રહી જશે. ”

માનસિંહઃ—એટલા માટે તો મ્હેં ત્હમને બોલાવ્યા છે. શું ઉપાય કરીએ કે તે ઉત્સવને સમયે ન આવી શકે ? ત્યાં રાખવામાં

તો બળ પ્રયોગ કરવો પડશે. હાય ! તે સ્વર્ણ લતિકાને હું કેવી રીતે દુઃખ આપી શકીશ ? ”

નંદકિશોરઃ—આપ ચિંતા ન કરો. હું તે બાબત યોગ્ય બંદોબસ્ત કરીશ. આ કાર્ય સદાશિવથી ઘણી સારી રીતે થઇ શકે તેમ છે.

વિષણ્ણ ભાવ તથા કરૂણ સ્વરથી માનસિંહ બોલ્યોઃ—

“ ના મિત્ર ! તે અમલ કમનીય કમલાને હું કેવી રીતે ત્હેને અર્પણ કરી શકું તેમ છું. તે મ્હારી જીવન-મરૂભૂમિનું સ્વર્ગીય પારિજાત છે. ત્હેને છિન્ન કરવાથી આ હૃદય પણ છિન્ન થઇ જશે. હું જે વખતે માયામયી નિદ્રાદેવીની ક્રોડમાં અભિભૂત રહું છું. જે વખતે સ્વપ્નદેવીની સાથે માયા કાનનમાં ભ્રમણ કરૂં છું. જે સમયે હૃદય રાજ્ય ચિંતામાં નિમગ્ન રહું છું. અથવા જ્યારે કમલવદના કમલાદેવીની સાથે પ્રેમાલાપ કરૂં છું. તે સમયે પણ તે પ્રેમની પવિત્ર પ્રતિમા ભુવન મોહિની બનીને હૃદય મંદિરમાં વિરાજીત રહે છે. રાજસભામાં, નિર્જન નિભૃત ભવનમાં અથવા તો સર્વ સ્થાનોમાં તે સંસાર—લલામભૂતા પ્રતિવ્રતા સતીને જોઉં છું. હાય ! આજ રાજ્ય લોભમાં મુગ્ધ થઇને હું તે પ્રાણ પ્રતિમાને પણ વિસર્જન કરવાને તૈયાર છું ! નંદકિશોર ! હું કેવો નરાધમ છું. ” એમ કહીને મહારાજ માનસિંહે એક દિર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. ”

નંદકિશોરે ગંભીર ભાવથી ઉત્તર આપ્યો, “ મહારાજ ! ત્યારે શું આટલા દિવસનું કર્યું કારવેલું ધૂળ થયું ? કાલે આપ દિલ્હીના સિંહાસનપર અધિષ્ટિત થઇને પ્રદીપ્ત કિરણ રાશિ વિકીર્ણ કરીને સૂર્યવંશ સંભૂત સૂર્યદેવને પરાક્રમનો પરિચય આપશો, સમસ્ત નૃપતિ મંડળી તે પ્રખર પ્રભાથી નિષ્પ્રભ થઇને નક્ષત્ર મંડળીની પેઠે આપને

ચારે બાજુએથી ઘેરીને શોભામાં વૃદ્ધિ કરશે—ઓઃ—હું શું બકવા માંડયો, હું ક્ષુદ્ર પ્રાણી છું, રાજા અને રજવાડાંઓ સાથે મ્હારે શું સંબંધ ? ”

માનસિંહઃ—નંદકિશોર ! ત્યારે હું કેવી રીતે તે પ્રાણમયી પ્રતિમાને વિસર્જન કરી શકું ? સખે ! જ્યાં સુધી મ્હારો પ્રાણ હશે ત્યાં સુધી તો હું કદી પણ આમ કરી શકીશ નહિ. તેતો મ્હારા અંધકારમય હૃદયનો શારદીય ચંદ્રમા છે. અંધકારમાં રહીને રાજભોગ કરવામાં શું સુખ છે ?”

નંદકિશોરઃ—મહારાજ ? શું આપ એમ કહી શકો છો કે કયા પાખંડી પુરૂષે આ પ્રેમની સૃષ્ટિ સરજી છે ? પ્રેમ શું છે ? કાંઇજ નહિ. એ તો માત્ર એક વિશેષણજ છે. આશાની અસાર મરીચિકાજ છે ? પ્રેમનું પારખ્યું આપજ કરી શકો તેમ છો કેમકે હું તો અપ્રેમિક છું. પ્રેમને કદી પણ ઓળખી શકયો નથી. મહારાજ પ્રેમ ક્યાં રહે છે ? જેને પોતાના મન ઉપરજ આધિપત્ય નથી તે દિલ્લીશ્વર થવાની અભિલાષા રાખે છે. કેવી ઉપહાસની વાત છે ! સાચને આંચ શું ? આપ તો એક સ્ત્રીને માટે આપનું પુરૂષત્વ ખોઇ બેઠા છો ! હાલ તો તો આપ તે મહાવીર માનસિંહ હો એમ સંભવતું નથી ? વારૂ, મહારાજ ! આપના જીવનનો શો ઉદ્દેશ્ય છે ? આ યવનોનું દાસત્વ કેવું ? શું આપે મ્હને નહોતું કહ્યું કે હું દિલ્લીશ્વર થઇશ ત્યારે ત્હને મંત્રી બનાવીશ ? તો તે પ્રતિજ્ઞાનું પાલન કરવામાં પરાઙ્મુખ કેમ થઇ રહ્યા છો. હેમલતાને ભૂલી જાઓ, હું ચોક્કસ કહું છું કે જો સમયપર સાવધાન નહિ રહો તો તે કાલ—રૂપિણી કામિનીની દ્વારા આપનો સર્વ નાશ થશે. આપ દિલ્લીશ્વર થયા પછી હું આપને

હેમલતાનો હાર અવશ્ય પહેરાવી આપીશ અને ત્હેને સાથે આપનો મેળાપ પણ કરાવી આપીશ. આપ આ સમયે જ્ઞાને શૂન્ય થઇ ગયા છો—મ્હારૂં કેવું માનો. ત્હમે તો રાજપૂત વીર પુરૂષ છો છતાં પણ એક ક્ષુદ્ર નારીના પ્રેમથી મોહાંધ બનીને આવતાં વિશાળ સામ્રાજ્યને ધક્કો મારી હડસેલો છો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે તો આપ મ્હોં ધોવા જાવ છો માટે હે મહારાજ ! આપ આપના પૂર્વજ રઘુ-કુળ તિલક સુરવંશી મહારાજ શ્રીરામચંદ્રજીનું અનુપમ દ્રષ્ટાંત સ્મૃતિમાં લાવી કર્તવ્યપરાયણ બનો અને નારીના મોહથી વિમુખ બનો. હવે હું જઉં છું આપ નિશ્ચિંત રહો; પ્રભુ ઇચ્છા હશે તો હેમલતાનું જરા પણ અનિષ્ટ થઇ શકશે નહિ.

મહારાજ ચુપ આપ નંદકિશોરની સર્વ વાત સાંભળી રહ્યા. નંદકિશોરે ત્હેના મનપર એટલું બધું આધિપત્ય વિસ્તારી રાખ્યુ હતું કે ત્હેની વાતનો પ્રતિવાદ કરવાનું ત્હેનાથી સાહસ થઇ શક્યું નહિ. નંદકિશોરની જતી વખતે ઉઠીને ત્હેના હાથ સાથે હાથ મેળવીને માનસિંહે કહ્યું:-" માનસિંહની વિનતિ સ્મરણમાં રાખજો. "

---

# ચતુર્થ પરિચ્છેદ.



## સદાશિવ અને નંદકિશોર.

સદાશિવને સાથે લઇને નંદકિશોર વિષ્ણુપુર તરફ વિદાય થયો. સંધ્યા થઇ જવાને લીધે ત્હેમને એક ધર્મશાળામાં રહેવું પડયું. બન્ને જણ મદ્યના ખાસ ભોગી હતા, તેથી એક સ્થળે બેસીને બન્ને જણા મદ્ય પીવા તથા નાના પ્રકારનાં ગપ્પાં ઉડાવા લાગ્યા.

નંદકિશોરઃ—"એ ચાર દિવસ સબુર કરો. ત્યારપછી જો જો કે હું કોણ છું અને મ્હારી મંત્રણામાં કેવો ગુણ છે. વારૂ ભાઈ! તે દિવસે મહારાજને શું ભરમાવ્યા હતા તે હું હજુ સુધી સ્હમજી શકયો નથી."

સદાશિવઃ—"વાસ્તવમાં ધર્મદ્વારાજ તે દિવસે ત્હેમની રક્ષા થઈ હતી."

નંદકિશોરઃ—"ભાઇ! કોના ભાગ્યમાં શું છે એ જાણવું બહુજ કઠણ છે આપણા ભાગ્યમાં શું છે તે તો જુઓ. પરન્તુ મૂકો એ વાતને, તે દિવસો હવે ચાલ્યા ગયા. આજ આ કામ કરવાથી તો ત્હેમ એક હોશિઆર પુરૂષની પંક્તિમાં ગણાઇ જશો."

સદાશિવઃ—"હું દરેક કાર્ય બહુજ ચોકકસાઇથી કરૂં છું. કદા કોઇનો પણ વિશ્વાસ કરતો નથી તથાપિ પણ મહેતાબખાંના જેવો

હું હોંશિયાર કેમ થઈ શકયો નહિ તે કાંઇ સ્હમજી શકાતું નથી.

નંદકિશોરઃ—"હશે એ તો ધીમે ધીમે હોંશિયારી, ચપળતા કે બુદ્ધિ પ્રાપ્ત થાય છે. ઉતાવળે આંબા પાકતા નથી. પરંતુ જો જો આ કામમાં ગફલત અથવા અસાવધાનીન રાખતા જો ત્હેમાં જરાએ ભૂલ થશે તો ત્હમારે મૃત્યુને શરણ થવું પડશે. સ્હમજ્યા ને?"

સદાશિવઃ—ભાઇ? આટલી બધી ઉતાવળ શું છે? "આપ મ્હારા પર ચ્હીડાઇ શા માટે જાઓ છો? શું હું ત્હમને પણ ઠગી જઇશ?"

નંદકિશોરઃ—"તારા જેવા અકકલના ખાં તે મ્હને શું ઠગવાના હતા અને જો ઠગ વિદ્યા મ્હારી સાથે ચલાવ તો તો ત્હારૂં આવીજ બને ને!"

સદાશિવઃ—"ના, ભાઇ સાહેબ ના, આટલો બધો રોષ ન કરો. મ્હારા વાકયપર પૂર્ણ વિશ્વાસ રાખો."

નંદકિશોરઃ—એવી કોઇ પણ વસ્તુ આપો કે જે ખાવાથી હોંશ પણ રહે અને મૃત્યુ પણ ન થાય. અને તે વસ્તુના સેવનથી માત્ર સૂતાં હોઇએ એટલીજ અસર થાય. અને જો મરણ થાય તો પછી મહારાજ અસંતુષ્ઠ થશે અને ત્હેમના કોપનો પાર નહિ રહે.

સદાશિવઃ—કાંઇ ચિંતા નહિ. એવી એક દવા આપીશ કે જે ખાવાથી એક પખવાડીયા સુધી પથારી છોડવાનો જીવ પણ નહિ ચાલે અને એક તરેહની ઘોર નિંદ્રામાં અભિભૂત રહેશે અને ચૈતન્ય પણ લોપ થશે નહિ.

નંદકિશોરઃ—હું પણ એમજ ચાહુંછું.

ધીમે ધીમે બન્નેને નિદ્રા આવવા લાગી તેથી સદાશિવ બોલતો બંધ પડીને ઉંઘી ગયો તથા નંદકિશોર પણ આખરે નિદ્રાને વશ થયો.

એક પુરૂષ એક અંધારા ખુણામાં બેસીને ત્હેની વાતચિત સાંભળી રહ્યો હતો. બન્નેને નિદ્રાવશ થએલા જોઇને તે બોલ્યોઃ—" સર્વ નાશ ? અહિંયાં પણ એજ ભય લાગ્યો છે. મ્હારાં સદ્‌ભાગ્યે મ્હને આ લોકોએ ઓળખ્યો નહિ એ બહુજ સારૂં થયું. હવે અહિંયાં વધારે વાર રોકાવું જોઇએ નહિ. "

આ પ્રમાણે દૃઢ વિચાર કરીને તે પુરૂષ ઉભો થયો. અને પોતાના ઘોડાને લઇને ગુપ્ત રીતે ત્યાંથી ન્હાસી ગયો. વાંચકો આ નાઠેલો પુરૂષ તે અન્ય કોઇ નહિ પરંતુ આપણો પૂર્વ પરિચિત બાજીગરજ છે.

---

## પંચમ પરિચ્છેદ.

### બે બાન્ધવ.



નંદકિશોરના ચાલ્યા જવાથી મ્હારાજ માનસિંહનું ચિત્ત અત્યંત અસ્થિર થઇ ઉઠયું. નંદકિશોર હેનો પરમ પ્રિય પાત્ર છે. હેની બુદ્ધિ, ચતુરતા પ્રત્યુત્પન્નમતિ અસાધારણ હતી પરન્તુ હેનામાં ધર્માધર્મ ભય નહોતો. સ્વાર્થ સિદ્ધિ થવાથીજ માત્ર તે સંતુષ્ઠ થઇ જતો હતો. આ માનસિંહને માલુમ હતું. નંદકિશોરના ગયા પછી હેને સલાહ કોણ આપે? એવો ચતુર મંત્રી કયાંથી મળે?

માનસિંહ વિચારવા લાગ્યો, ' હેમલતાને હેના હાથમાં સોંપી એ મ્હેં ખોટું કાર્ય કર્યું છે. મ્હારી બુદ્ધિ એવી ભ્રષ્ટ કેમ થઇ? હેમ! હેં સુખસંપદની આશાથી પિતાનો ત્યાગ કરીને મ્હારો આશ્રય ગ્રહણ કર્યો હતો. પરંતુ મ્હેં હારો સર્વ નાશ કર્યો. ”

પરન્તુ આ ચિંતા હેને ઝાઝીવાર સુધી સળગાવી શકી નહિ. આ વખતે ઢાલ, તલવાર ને બખ્તર ધારણ કરેલા ( વર્મ-ચર્મ—અસિ-વિભૂષિત ) અતિ ઉન્નત કાયાવાળા એક વીર રાજપૂત પુરૂપે તે ગૃહમાં પ્રવેશ કર્યો. હેના આકારમાંજ વંશનો પરિચય વિદ્યમાન છે. ગંભીર વદન મંડળપર સ્વાધીનભાવ ઝળકી રહ્યો છે. આકખું શરીર રાજકીય પોષાકથી વિભૂષિત છે. આ યુવકની અવસ્થા આશરે લગભગ પચીસેક વર્ષની હશે.

માનસિંહે એને જોઇને, હાથ પકડીને પોતાની પાસે બેસાડીને પરમાનંદથી પૂછ્યુ, "ભાઇ? તબિયત તો ખૂશીમાં છે ને? સર્વ કુશળ છે ને?

યુવકે વિનીત ભાવથી ઉત્તર આપ્યો: "આર્ય? આપના શ્રી ચરણોની કૃપાથી આ દાસનું મંગલ છે. અને આપની કુશળતા ચાહું છું?" માનસિંહે હસીને કહ્યું. "દેવ? ત્હમે જેના સહોદર છો ત્હેનું અમંગલ કદી હોઇ શકે કે? સમય સમીપ છે મ્હારો ત્હમેજ આશા-ભરોસો છો."

પાઠકો? આ યુવક તે અન્ય કોઇ નહિ પરંતુ મહારાજ માન-સિંહનો ભાઇ દેવસિંહજ છે, જે સંબંધે આપણે પૂર્વે કહી ગયા છીએ.

**દેવસિંહઃ**—"મહારાજ! મ્હારૂં સર્વસ્વ પ્રસ્તુત છે ત્હેને માટે આપ ચિંતા ન કરો. આપે કયો દિવસ સ્થિર કર્યો છે?"

**માનસિંહઃ**—વૈશાખ સુદ ૧! અહેરામનો કાંઇ પત્તો મળ્યો કે કેમ?

**દેવસિંહઃ**—"તે હાલમાં પ્રયાગ (અલ્હાબાદ)માં છે, હું ત્હેને નિશ્ચિંત રહેવા દઇશ નહિ. તે ઘણો ઉદ્યોગી અને આપણને મદદગાર થઈ પડે તેવો છે."

**માનસિંહઃ**—સલીમનો કાંઈ પત્તો મેળવ્યો કે? જો તે જીવતો રહેશે તો આપણે નિષ્કણ્ટક રહી શકીશું નહિ.

**દેવસિંહઃ**—ત્હેની સાથે ઘણી વિપુલ સેના તથા અતિશય સામાન છે. મહોબ્બત ત્હેના પક્ષમાં છે. મહોબ્બતખાંએ રાજકીય

સૈન્યને ખૂબ કવાયતી ને કેળવાયેલું બનાવ્યું છે. વળી એક બીજી ખબર મળી છે કેઃ—સમ્રાટ ત્હેનાપર અસંતુષ્ટ નહિ પરંતુ સંતુષ્ટ છે. મહોબ્બત હંમેશાં ગુપ્ત રીતે બાદશાહની પાસે જાય છે ત્હેની શું મતલબ છે તે **અમીના** કહી શકી નથી.”

**માનસિંહઃ**—“આઝીમખાંની ઇચ્છા ખુશરૂને દિલ્હીના તખ્ત પર બેસાડવાની છે. મ્હેં પણ ત્હેને એમજ દમ દિલાસો આપી રાખ્યો છે.”

**દેવસિંહઃ**—તેથી તે તો ફુલાઇ ગયો હશે?

માનસિંહઃ—એ સંબંધી પણ મ્હારે ત્હમને કાંઇક પૂછવાનું છે. પરંતુ ભાઇ! ત્હમે તો ઘણી ભયંકર વાત કરી. શું ખરેખર મહોબ્બતખાંએ સમ્રાટને પોતાના પક્ષમાં મેળવી લીધા છે? આ વાતનો પતો જરૂર મેળવો.

× × × × × × ×

અહિયાં માનસિંહ અને દેવસિંહ સલાહ કરી રહ્યા છે અને માનસિંહના મહેલથી સહજ દૂર આવેલા બગીચામાં તલાવને કિનારે બેઠેલી એક સ્ત્રી મનમાં ને મનમાં કાંઇક શોચ કરી રહી છે. એના તરફ જોવાથીજ જણાઇ આવે છે કે જાણે ત્હેના હૃદયમાં એક નહિ પરંતુ હજારો ચિંતાઓએ પોતાની જડ ઘાલી છે. ત્હેની મ્હોટી મ્હોટી આંખોની જ્યોતિ મલિન થઇ રહી છે. તે પોતે ને પોતેજ બોલી રહી છેઃ—

“વારૂ મ્હારા જેવી ગુન્હેગાર અને દુઃખી સ્ત્રી કોઇ પણ નહિ હોય? કોણ કહે છે કે હું યુવતી છું? હું અન્ય કોઇને ચાહતી નથી એ ખરૂં પરંતુ જ્યારે દેવસિંહ યાદ આવે છે ત્યારે તો મ્હારૂં

હૃદય ઉભરાઇ જાય છે. હાય ! દેવસિંહ એક વખત તો દર્શન આપ ! ”

આટલું કહીને તે સ્ત્રી ત્યાંથી ઉઠીને મહારાજ માનસિંહના રાજમહેલ તરફ વિદાય થઈ. જ્યાં માનસિંહ દેવસિંહની સાથે બેઠાં બેઠાં વાતચિત કરી રહ્યો હતો. ત્યાં જઇને ત્હેણે મહારાજના હાથમાં પત્ર આપી દીધો.

માનસિંહ:—દેવ ! આમ જુઓ, અમીના શું ખબર લાવી છે ?

યુવતી એજ અમિના છે. ઘરમાં આવતાંની સાથેજ ત્હેણે દેવસિંહના તરફ દૃષ્ટિ કરી—ત્યાર પછી મહારાજને પત્ર આપીને એક બાજુએ ઉભી રહી.

માનસિંહ પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યા:—

“ મહારાજ ! મ્હારાપર બાદશાહની ઇતરાજી છે. ત્હેનું મન મ્હારા પરથી કોઇ રીતે ફર્યું નથી. હવે આપનોજ વિશ્વાસ છે. મહોબ્બત આપનોજ છે. જો મ્હને બચાવા ચાહતા હો તો આપના ચરણમાં જગા આપશો. વધારે શું લખું ? મહોબ્બતને આપનો ન્હાનો ભાઇજ સ્હમજજો.

માનસિંહ:—“ એક વિષમ ચિંતા દૂર થઈ. ” કહીને મહોબ્બતનો પત્ર દેવસિંહને આપી દીધો.

દેવસિંહ:—મોગલો સ્વભાવનાજ વિશ્વાસઘાતી હોય છે. ત્હેમના પર વિશ્વાસ ન કરો. આમાં જરૂર કાંઇક પ્રપંચ છે. ભાઇ ! આ ઉપર જરા પણ વિશ્વાસ ન રાખતા. હું હમણાંજ ત્હેનો પતો મેળવી આપીશ. ”

માનસિંહ:—“વીર પુરૂષ શઠતા કરતા નથી, તો પણ ત્હેનો પતો મેળવવામાં કાંઇ પણ હરકત નથી.”

દેવસિંહઃ—ભાઇ જો જો અંત સમયે સાવધાન રહેજો. યવ-નોનાપર વિશ્વાસ ન રાખતા. તેઓ વિશ્વાસઘાતક છે. આપ નિશ્ચિંત રહેજો એકાદ દિવસમાં આ વાતનો પતો મેળવીને આપને કહીશ કે મહોબ્બતખાંનો શું ઉદ્દેસ્ય છે.

એટલું કહીને દેવસિંહ ચાલ્યો ગયો.





# સપ્તમ ખણ્ડ.

## પ્રથમ પરિચ્છેદ.

### ઉત્સવ અને આનન્દ ?

આજે પહેલો વૈશાખ અર્થાત્ નવી સાલનો નવીન દિવસ છે. આજે હિન્દુ જાતિના પરમાનંદનો દિવસ છે. આ પુણ્ય માસના સમાગમથી સર્વ સુખી છે. રાજા, પ્રજા, ધનવાન, દરિદ્ર, મહા કોલાહલપૂર્ણ રાજધાની, કૃષક મંડળીની પર્ણકુટીરોથી સુશોભિત પલ્લીગ્રામ વગેરે સર્વ અભિનવ અનિર્વચનીય ભાવથી ઉલ્લાસિત થઇ રહ્યાં છે. સર્વ સ્થળે ઉત્સવ થઇ રહ્યા છે. ' ભાગવતી ' નામની એક ન્હાની મૃદુમન્દ ગામિની કલકલ નાદિની તરંગિણી ( નદી ) ના તીર પર ઉચ્ચ શૈલ શિખર પર સુરમ્ય અંબર નગર પ્રતિષ્ઠિત છે. અમરાવતી નામની અમરાવતી સદશ મહારાજ માનસિંહની રાજપુરી આ નગરના પૂર્વ પ્રાંતમાં અવસ્થિત છે. એ વિશાલ પરમ રમણીય રાજ-પ્રાસાદ વિવિધ દુર્લભ પ્રસ્તરો ( પત્થરો ) થી બનેલો છે. આ દુર્ગની બનાવટમાં

શિલ્પીગણુએ પોતાની શિલ્પ—ચાતુરીની પરાકાષ્ઠા પ્રદર્શન કરી છે. અંબર દુર્ગને સંપૂર્ણ રૂપે દુર્ભેદ્ય, દુષ્પ્રવેશ્ય કહેવામાં આવે છે. નગરની ચારે બાજુએ દશ હાથ પહોળી અને પચાસ હાથ ઉંચી કાલા પત્થરની દિવાલ આવેલી છે. ત્હેના ઉપર તોપ શ્રેણી ગોઠવવામાં આવેલી છે. આ પ્રથમ પ્રાચીર ( દિવાલ ) ની પછીજ વિવિધ તરૂ રાજિ વૃક્ષ અને કુસુમલતાથી પરિ શોભિત રમણીય ઉદ્યાન છે. ત્હેની પછી તેજ પ્રકારની દિવાલ છે. ત્હેની પછી સો હાથ પહોળી અને બસો હાથ ઉંચી સ્તુપાકાર બાલુકા રાશિ છે ત્યાર પછી લોહિત વર્ણના પત્થરની દિવાલ છે તે ત્રીસ હાથ પહોળી અને પચાસ હાથ ઉંચી છે. ત્હેના ઉપર પણ તોપશ્રેણી ગોઠવવામાં આવેલી છે. ત્યાર પછી બસો હાથ પહોળી અને અતિશય લાંબી જળની એક ખાઇ છે. આવવા જવાને માટે ત્હેના ઉપર એક પૂલ છે. તે પૂલ ઉડાવી પણ શકાય છે. સર્વ પ્રથમ પ્રાચીરની પાસે પણ આ પ્રકારની એક ખાઇ છે. એક તો તે શૈલ શિખર પર આરોહણુ કરવું એજ કઠણ છે ત્હેના ઉપર નગર રક્ષાનું આવું અદ્‌ભુત કૌશલ છે. તેથી અંબર નગરને કોણુ જીતી શકે તેમ છે ? શત્રુ ગમે તેટલો પરાક્રમી, ગમે તેવો સાહસ—ઉત્સાહ—સંપન્ન, ગમે તેવો ચતુર અને દુસ્સાહસિક કેમ ન હોય, તોપણુ તે આ અદ્‌ભુત ગોઠવણુમય રચનાને ભેદીને આવી શકે તેમ નથી. વળી આ રચના આગળ ત્હેમને અવસ્ય હત્‌ બુદ્ધિ અને ભગ્નોદ્યમ થવું પડે તેમ છે. આ જગ્યાએ ત્હેમને દુર્ગ જીતવાની આશાનો પરિત્યાગ કરી દેવો પડે તેમ છે. વજ્રતુલ્ય તોપના ગોળા પણ આ દુર્ગનો ભેદ કરી શકતા નથી. પરંતુ તોપણુ ઘોર સંકટ કાલમાં કુળ—કામિનીયોની રક્ષાને માટે આ ખાઇની વચ્ચેથી એક

ગુપ્ત માર્ગ રાખેલા છે. દુર્ગાધિપતિના સિવાય બીજું કોઇ આ રસ્તાને જાણતું નથી. આ દુર્ગને દુષ્પ્રવેશ્ય અને દુર્ભેદ્ય હોવાનું એક બીજું કારણ છે—તે અત્યુચ્ચ પર્વત માલા લોહ પ્રાચીરની પેઠે સદા દુર્ગને વેષ્ટન કરીને રહે છે. એ ગિરિશ્રેણીની કેવી અનિર્વચનીય શોભા છે. શાલ, તમાલ પિયાલ વગેરે અભ્રભેદી મહીરૂહરાજી [ વૃક્ષ શ્રેણી ] મહારાજા માનસિંહના જયસ્તંભની પેઠે પ્રખર સૂર્ય—કિરણોથી મસ્તકને મણ્ડિત કરીને ઘમણ્ડની સાથે શાખા પ્રશાખા વિસ્તાર કરીને ઉભી છે. કેટલેક સ્થળે વિવિધ સુસ્વાદુ ફળ પુષ્પોથી ઉપશોભિત વૃક્ષ ફળોના ભારથી ઝુકેલાં છે. વિહંગ ગણ તે વિટપ શાખાઓ પર બેસીને આનંદથી ગાન કરી રહ્યા છે. ભ્રમર ભ્રમરી ગણ પુષ્પ પરિમલ (ફુલોની સુગંધથી) પ્રમોદિત થઇને મંદમંદ ધ્વનિ કરતા ઉડતાં બેસતાં આ ફુલના મુખને ચુંબન કરીને પેલા ફુલને આલિંગન કરે છે. ક્યાંક વનવરાહ મહિષ વગેરે વન જંતુ દલ બાંધીને ઘુમી રહ્યાં છે. વચ્ચે વચ્ચે શાર્દૂલ અથવા કેશરીની ભીમ ગર્જના પણ શ્રુતિ ગોચર થાય છે. ક્યાંક ઉંચા ગિરિશિખરથી રજત—વસ્ત્રની પેઠે અતિ શુભ્ર, અતિ ઉજ્જવળ, અતિ પ્રસારિત જલરાશિ ઉદ્ભીરિત થઇ રહી છે. તે મધુર ગંભીર ભૈરવ નિનાદથી દિગ્મંડળ આમોદિત થઈ રહ્યું છે. કેટલેક સ્થળે સ્નિગ્ધ મનોહર ઝર ઝર સ્વરથી ગિરિનિર્ઝરમાંથી નિરંતર સુચિક્કણ મુક્તાફલની પેઠે જળધારા ઝરી રહી છે. ક્યાંક પોતાની કલકલ ધ્વનિથી જીવ અને મન આકુળ કરતી કરતી સ્રોતસ્વિનિઓ [ નદીઓ ] ધીમે ધીમે વહી રહી છે. પ્રકૃતિ સર્વદા યૌવનની મૃદુ લહરીની સાથે નૃત્ય કરે છે. જાણે વસંત સર્વદા વિરાજમાન છે.

જ્યારે નિબિડ કૃષ્ણ નીરદમાલા તે ગિરિશિખરને વિમંડિત કરે છે, તે સમયે પ્રકૃતિનો કેવો મનોહર રમણીય ભાવ થઇ જાય છે. મયૂર તથા મયૂરીયો પુચ્છ ગુચ્છ ફેલાવીને નૃત્ય કરવા લાગે છે અને જ્યારે જલ ભારથી મેઘ મણ્ડળથી એકદમ અવનત થઇ જાય છે, તે સમયે સમસ્ત પ્રદેશ ગંભીર તિમિરથી આચ્છન્ન થઇ જાય છે અને પર્વતોની અત્યુચ્ચ શ્રૃંગાવલી પ્રભાકરની પ્રભારૂપી હિરણ્મય મુકુટથી મણ્ડિત થઇને હાસ્ય કરવા લાગે છે. અંબર નગરની શોભા અને નિર્માણ—કૌશલ જોઇને જણાય આવે છે કે જાણે પ્રકૃતિ દેવી પોતાના પ્રિય પુત્ર માનસિંહને પક્ષમાં ધારણ કરીને વિપક્ષને વ્યર્થ કરે છે.

આજે એ જોવામાં બિહામણી અને પરમ રમણીય પુરી=નગરી આનંદ-સાગરમાં ડૂબી ગયેલી જણાય છે. અમરાવતી નામની સાર્થકતા બતાવવાને માટે માનસિંહે ખર્ચ કરવામાં ખામી રાખી નહોતી. શૂન્ય સ્થળ, જળ-સ્થળ, રાજ-પથ, ઉદ્યાન વગેરે સર્વ સુશોભિત છે, દુર્ગની ઉપર મહાકાલ નામાંકિત સુર્યમૂર્તિથી સુશોભિત કાલા અને નીલા વસ્ત્રોની પતાકાઓ મંદ પવનથી આંદોલિત થઇને ઉડી રહી છે. ચારે બાજુએ વર્મ ચર્મ પહેરેલા, વીરનો પોષાક ધારણ કરેલા, શર શરાસન તથા અસિને ધરીને, વીર લોકો વીરદંભ તથા ગંભીર ભાવથી વિચરણ કરે છે. નાકાનાકાપર ચતુર પહેરેવાળા ઘણાજ કાળજીપણા સાથે પદાચરણ કરી રહ્યા છે.

પૂર્વ કથિત સેતુ (પૂલ) આજે ઘણી સારી રીતે શણગારવામાં આવ્યો છે, ત્હેની બન્ને બાજુએ અસ્ત્ર શસ્ત્ર ધરેલા રાજ-સૈનિકો કટાર બાંધીને ઉભા છે. નાચવા ગાવાના તથા વાજાંના શબ્દોથી દિગ્મંડળ આમોદિત થઇ રહ્યું છે. દરવાજે દરવાજે, ઘેર ઘેર, દુર્ગ-ચૂડા

પર, સર્વ સ્થળે વિકસિત પુષ્પમાળા છવાઇ ગયેલી છે. કેટલેક સ્થળે ઋષિ, મુનિ તથા બ્રાહ્મણો એકત્ર થઇને સનાતન વેદોનો પાઠ, વેદ વ્યાખ્યા અને પૂજાદિ કરી રહ્યા છે. તેઓના ઉચ્ચ મંત્રોચ્ચારણથી મહા પાપી અથવા તો પુણ્યાત્મા, હિન્દુ અથવા યવન વગેરે સર્વના અંતઃકરણમાં પવિત્ર બ્રહ્મતત્વનો ઉદય થાય છે.

આજે ઘણો ભારે ઉત્સવ છે. રાજપૂતાના વીર કોલાહલથી પૂર્ણ થઇ રહ્યું છે. દેશ દેશના રાજા મહારાજાઓને આમંત્રણ કરવામાં આવેલું છે. સ્વય સમ્રાટ (અકબર) જગદ્વિખ્યાત રૂપસી કમલાદેવી અને બીજા કેટલાક મોગલોને સાથે લઇને આ ઉત્સવમાં આવનાર છે. સલીમનો ગુન્હો માફ થયો હતો તેથી તે પણ લાહોરથી પોતાના અનુચરોને સાથે લઇને ઉત્સવમાં ભાગ લેનાર છે. આ ઉત્સવમાં કોઈ આવ્યા સિવાય રહે તેમ નથી.

ભારત વર્ષના મુખ્ય મુખ્ય હિન્દૂ રાજાઓ અસંખ્ય અનુચરોને સાથે લઇને આવ્યા છે. દરવાન ક્ષણે ક્ષણે નવીન નવીન મહારાજાઓ તથા બ્રાહ્મણ પંડિતોના આવવાની ખબર આપી રહ્યા છે. વીર પુરૂષોના વીર-વિનોદ, ઘોડાઓનો હણહણાટ, મસ્ત હાથીઓના ચિત્કાર-અને તાલેલય સંયુકત ગીતવાદ્યની મધુર સ્નિગ્ધ ધ્વનિ-આ સર્વના સંયોગથી એક પરમ શ્રુતિ રવ નિકળીને દશે દિશાઓને પુલકિત અને ચકિત કરી રહ્યા છે. દેવસિંહ વીરોના જેવો પોશાક પહેરીને, આવેલા લોકોની અભ્યર્થના કરી રહ્યા છે. ધીમે ધીમે જેમ જેમ દિન વીતતા જાય છે. તેમ તેમ શહેર માણસોથી ભરાતું જાય છે. માનસિંહના ઉત્સવની વાત જેણે સાંભળી તે સર્વેએ તે ઉત્સવમાં ભાગ લીધો.

બપોરનો સમય થઈ ગયો; તો પણ સમ્રાટ ન આવ્યા. મહારાજ ઘણાજ નિરાશ થયા. પરંતુ દિનદેવ સૂર્ય ઈશ્વરના અલંઘ્ય નિયમના બંધનથી બંધાએલા છે; નિરૂપિત સમયમાં તલમાત્ર પણ આઘું પાછું કરી શકતા નથી.

સમ્રાટ ન આવ્યા તેથી તેને માટે સૂર્યદેવ પ્રતિક્ષા કરી શકયા નહિ. હેંણે ચારે બાજુએ ફેલાવ્યાં હતાં, હેંને ધીમે ધીમે સંકેલવા લાગ્યા અને સમ્રાટ આવ્યા કે નહિ હેંનો પણ હેંને ખ્યાલ હતો તેથી ગિરિ-શિખર પર જઇને જોવા લાગ્યા કે તેઓ આવે છે કે નહિ ? અહિં માનસિંહની પાસે ખબર આવી—સમ્રાટ સંધ્યા વિત્યા પછી આવશે. મહારાજ રાજકીય પોશાક પહેરીને ૧૦૦ દેહરક્ષક ( Body Guard ) ઘોડેસ્વારોને લઇને બાદશાહને લેવા માટે ચાલ્યા. નિશ્ચિત થઇને દિનમણિ (સૂર્ય) એ અસ્તાચલની ગોદમાં શયન કર્યું. સંધ્યાદેવી પણ હેંની પાછળ પાછળ આવીને યામિનીદેવીની માટે પુષ્પા હરણ કરવા લાગી. આકાશમાં એક બે તારા પણ ચળકવા લાગ્યા.

અહિંયાં ચારે તરફ, ગજપથમાં, ઘેર ઘેર, દીપમાલા પ્રજ્વલિત થઈ. જે આ સમયે આ શહેરમાં કોઈ અપરિચિત પુરૂપ આવ્યો હોત તો હેંને અવશ્ય એમજ લાગત કે આ દિન છે અથવા તો કોઈ ઈંદ્ર-જાલમય દેશમાં આવી ગયો છે.

રાત્રિના સાત પણ થયા નાહ હોય એટલામાં તો મોગલ કુલ તિલક સમ્રાટ અકબર, કમલાદેવી, સલીમ, આજીમખાં, મહોબ્બતખાં અબુલફજલ વગેરે પ્રધાન પ્રધાન અમાત્યો અને અસંખ્ય સૈન્ય સામંતોને લઇને અંબર નગરમાં આવી પહોંચ્યા. મહોબ્બતખાં પોતાના મિત્ર સુરંજનને પણ પોતાની સાથે લાવ્યો હતો. મહારાજના સૈનિ-

કોએ યથા નિયમ સમ્રાટની અભ્યર્થના કરી. ભીમ ગંભીર તોપ ધ્વનિથી આસ્માન ફાટવા લાગ્યું. વિવિધ પ્રકારની આલોક માલાથી આખું નગર આલોકિત થઇ ગયું. સુરભિ—સૌરભથી ચારે દિશાઓ આમોદિત હતી. અકબર માનસિંહનો વિભવ, રૂચિ અને હેની સાથેજ અતુલ પરાક્રમ જોઇને ડરી ગયો.

સેતુપર સમ્રાટનો પગ મૂકતાંની સાથેજ તોપ ધ્વનિ શ્રુતિગોચર થવા લાગ્યો. "જય ! ભારતેશ્વર સમ્રાટ અકબરની જય ! ?" જય ! મહારાજ માનસિંહની જય ? !" આ ભીષણ ધ્વનિ પર્વતોમાં પ્રતિ ધ્વનિ થવા લાગ્યો.

કમલાદેવીએ આ પ્રથમ પહેલાંજ અંબર શહેરનાં દર્શન કર્યાં હતાં ત્યાર પહેલાં કદી હેણે આ અલૌકિક અમરાવતી તુલ્ય નગરી જોઇ નહોતી. તેથી આજ હેની શોભા સંપદને જોઇને તે ઘણીજ ચમત્કૃત અને મોહિત થઇ. નાચ ગાનમાંજ તે સુખની રજની વ્યતીત થઇ ગઇ.

---

## દ્વિતીય પરિચ્છેદ.

### પ્રણયમાં સંદેહ.

---

જે વાત અથવા જે ઘટના ગુપ્ત રહેનાર નથી ત્હેને ગુપ્ત રાખવાની ચેષ્ટા કરવી એ વ્યર્થ છે. માનસિંહ કમળાદેવીને આટલો બધો પ્રિય કેમ છે ? એ સમજવામાં પ્રવીણ પાઠકોને વાર લાગશે નહિ. મહોબ્બતખાં ઘણા દિવસ થયાં આ સર્વ કાવત્રાં જાણી ગયો છે, પરંતુ માત્ર સુયોગ અભાવથીજ કાંઇ કરી શકયો નથી. અકબર વૃદ્ધ થઇ ગયો છે, ત્હેની ઇંદ્રિયો અવશ અને અવસન્ન થઇ ગઇ છે. કમલાદેવી માત્ર ઉપાસ્ય દેવતાની પેઠે ત્હેના હિરણ્ય–ભવનમાં રહે છે. બસ માત્ર એટલુંજ. અથવા જ્યારે તે રાજ્ય–ચિંતાથી નિ·વૃત્તિ મેળવે છે ત્યારે થોડી વારને માટે મહેલમાં જઇને પ્રેયસીની પાસે બેસીને ત્હેની સાથે બે ચાર રસિક વાતો કરે છે. સ્વાભાવિક રીતેજ સ્ત્રીઓમાં ઇર્ષાની માત્રા અધિક રહે છે. મહોબ્બતે સ્થિર કર્યું કે, " જો કમલાદેવીને માલુમ થાય કે માનસિંહ એક અન્ય રમણીને વશીભૂત છે તો સર્વ કામ સિદ્ધ થઇ જાય. " એમ વિચારીને ત્હેણે સુરંજનની અરજી કમલાદેવીની પાસેજ મોકલી દીધી.

તે અરજી મલતાં પહેલાંજ કમલાદેવીનુ આખું શરીર ગુસ્સાથી થરથર કંપવા લાગ્યું; પરંતુ તરતજ મનમાં એક અન્ય ભાવનો ઉદય

થયો. તે પલંગપર બેઠી હતી ત્યાંથી ઉઠીને ચિંતાકુલ ચિત્તથી ઓરડામાં આમતેમ ફરવા લાગી.

“ શું આ વાત સંભવિત છે ? શું માનસિંહના મનમાં આટલું બધું કપટ છે? જો માનસિંહ, પોતાની પ્રતિજ્ઞા ભૂલીને, આટલી મ્હોટી વિશ્વાસ ઘાતકતા કરીને, મનુષ્યત્ત્વને તિલાંજલિ દઇને અથવા કાપુરૂષની પેઠે આ ઘૃણાકર કામમાં વ્યાપ્ત થયો છે; કમલાદેવીને અપમાનિત, પ્રવંચિત, અને જનસમાજમાં ઘૃણિત કરીને પોતાને સ્વાધીન સમજ્યો છે તો અવશ્ય ત્હેનો દંભ દર્પ ચૂર્ણ થશે. અવશ્ય માનસિંહનું ઉચું શિર નીચું થશે! કમલા પ્રેમની દિવાની એ ખરૂં, પરંતુ તોપણ ત્હેને આત્મ–વિસ્મૃતિ થઇ નથી. કમલા આજથી પ્રેમ સિવાય રહેશે તે કબુલ પરંતુ માનસિંહને તો અવશ્ય પોતાની ચાલબાજીનું પરિણામ તો ભોગવવુંજ પડશે ! જો આ વાત સત્ય હોય તો માનસિંહ ! ત્હેં મ્હારા મર્મમાં ચોટ પહોંચાડી છે. ત્હેં મ્હને હતાશાની નદીમાં દિધી છે ! એનું દારૂણ પરિણામ ત્હારે ભોગવવું પડશેજ! ત્હને સૂર્યવંશનું ગૌરવ-જાણીને, ત્હારી સ્હામે મ્હારા હૃદયનું દ્વાર ખોલી દીધું હતું; મ્હારા પ્રાણ, મન, જીવન, યૌવન સર્વ ત્હને સમર્પણ કરી દીધાં હતાં; ત્હને મેળવીને સુખીથઇશ, એમ ધારીને મ્હારી આશાલતાને ઘણા યત્નથી વધારી હતી; પરન્તુ હાય! આજે જગતની સર્વ વાસનાઓ વિફલ થઇ! આ માર્માન્તિક આશાભંગની વ્યથા, આ દુસ્સહ મનસ્તાપનું પરિણામ માનસિંહ ! ત્હને અવશ્ય મલશેજ ! પ્રતિજ્ઞા કરૂ છું–ધર્મને સાક્ષી કરીને શપથ ખાઉંછું કે અવશ્ય ત્હારૂં સર્વનાશ કરીશ. આ શું? હું દિવાની તો નથી બની ગઇ? સમસ્ત પત્ર વાંચ્યા સિવાયજ પ્રાણેશ્વરને કેમ દોષિત કરી રહી છું અને આવા અપમાનકારક તુકારાના શબ્દોથી શામાટે ત્હેમને નિંદીત કરી રહીછું ? વસ્તુતઃ તે અરજીમાં

સ્થળે સ્થળે માનસિંહના ઉપર તીખાં કટાક્ષ હતાં. માનસિંહ હેમ-
લતાના પ્રેમમાં વિમુગ્ધ થઇ ગયા છે. એમ તે કાગળમાં ચોકખે ખો-
કખું લખ્યું નહોતું.

કમલાદેવી પુનઃ પલંગપર આવીને બેઠી. અત્યાર સુધી શરદના
પૂર્ણ ચંદ્રને ફીકો કરી નાંખનાર મુખ–મંડળમાંથી તથા ઇન્દીવરને
લજાવનારા નિલોજ્જવલ નયનોમાંથી આગના અંગારા ઝરી રહ્યા હતા,
તે અગ્નિ ધીમે ધીમે નિર્વાણ પામી. તે સુચારૂ ચંદ્રાનન, મનોહર
કપોલ, સુંદર લલાટ, સરસ અધર બીમ્બમાં એક તો પોતે પોતાનાજ
(સ્વભાવતઃ) અર્ધ પ્રસ્ફુટિત ગુલાબના મધુર વિકાશ અથવા પ્રફુલ્લ
પંકજના ઉપર પડેલાં પ્રભાતનાં લીન વિભાકરના નવરાગની પેઠે એક
લોહિત રશ્મિ સર્વદા વિરાજ્યા કરતી હતી તેના ઉપર સહસા દાવાનલ
પ્રજ્વલિત થઇ ઉઠયો—પાઠક? વિચારો તો ખરા કે તે સમયે કેવો
ભયંકર ભૈરવીભાવ થઇ ગયો હશે? જાણે કાલ ભુંજગીએ પોતાની
ફેણ ઉઠાવી—કેવું વિષમય સૌંદર્ય છે!

સ્હેજ સુસ્થિર થઇને તે પોતાને પોતે મનમાંજ કહેવા લાગી,
"આ વાત તદ્દન અસંભવ છે! માનસિંહ વિશ્વાસઘાતક નથી! રાજ-
પૂતાનાના રાજવીરો જીવન જવા છતાં પણ કદી જુઠું બોલતા નથી
એ હું સારી રીતે જાણુંછું. છતાં પાપીએ અરજીમાં મ્હારા વ્હાલા સ-
રદાર માનસિંહને દોષિત કરાવ્યા છે, તો તેમાં કાંઇક પણ પ્રપંચ હોવુંજ
જોઇએ. પ્રાણેશ! મ્હેં જ્ઞાન શૂન્ય થઇને તમારો તિરસ્કાર કર્યો છે.
તેથી હું આપની દોષિત ઠરી છું તો ક્ષમા આપશો. જો કે હું ક્ષમા
માગવાને લાયક તો નથી. છતાં પણ આપને વડીલ ગણી ક્ષમા યાચું
છું તો દિન અબળા જાણી ક્ષમા અર્પશોજ એવી આશા છે. કેવું
આશ્ચર્ય છે? જે ચિત્ત હિમાલયની પેઠે અટલ છે તે આજે શત્રુના

પત્રને વાંચીને આટલું બધું વિચલિત શામાટે થઇ ઉઠયું ? હૃદય ! ત્હેં મહારાજ માનસિંહના અનિષ્ટની કેમ ન કામ કરી ? માનસિંહનો વિરહ થયા પછી શું આ ભયંકર સ્મશાનમાં કદી સુખ—શતદલ ખિલશે કે? મહોબ્બત જો ત્હારી આ સર્વ વાતો મન કલ્પિત સાબિત થશે તો અવશ્ય જાણી લે જે કે કમલાની કોપાગ્નિ ત્હને ભસ્મ કર્યા સિવાય શમવાની નથી. હું આ અરજીનો સારી રીતે પત્તો મેળવીશ. હું હમણાંજ બાદશાહની પાસે જઉંછું ને મહોબ્બતને બોલાવીને સ્વયં વિચાર કરશે. ના—હુંજ તેની મીમાંસા કરીશ. પરંતુ એક વાર સમ્રાટને કહેવું જોઇએ, ત્હેમની સલાહ પણ લેવી જોઇએ. પરંતુ આવી રીતે જવાથી તેઓ શું સમજશે?

આમ શોચ વિચાર કરીને મોગલેશ્વરી વિવિધ અમૂલ્ય અલંકારોથી પોતાના કમનીય કલેવરને અલંકૃત કરવા લાગી. પોતાના હાથીજ ખૂશબોદાર તેલ લગાવીને કેશોને માર્જીત કર્યા, પછી વાળ હોળીને વેણીની કવરી બાંધી અને કેટલીકવાર સુધી પોતાની મૂર્તિ આયનામાં જોઇને હસી રહી પરંતુ મનને પસંદ પડે તેવો વેશ વિન્યાસ થઇ શકયો નહિ. સુવર્ણ—કંચુકીથી પોતાના પીનોન્નત પયોધર કેટલાક સમય સુધી કેટલીકવાર આવરિત કર્યા; કેટલીકવાર અમૂલ્ય મણિમય હાર પહેર્યા અને કોટ બહાર કાઢયા પરંતુ કોઇ રીતે ત્હેના મનને પરિતૃપ્તિ થઇ નહિ આખરે વિરકિત ઉત્પન્ન થઇ-વેશ વિન્યાસ સારો લાગ્યો નહિ. માત્ર આલુ લાયિત કેશ હોળીને નિલાંબર પહેર્યા, તાંબૂલ (પાન) ચર્વણ કરતી કરતી સહાસ્ય વદનથી તે મોગલ શ્રેષ્ઠ અકબરની પાસે આવી પહોંચી.

ખાઇ પીને સમ્રાટ વિશ્રામ-ગૃહમાં—પલંગપર આરામ ભોગવી રહ્યા હતા. તામસી યામિનીના અવસાન થયા પછી સૂર્યદેવનો ઉદય જોઇને જેવી રીતે મનુષ્યનું મન મોહિત થાય છે તેવી રીતે ભામિ-

નીની ભુવન-મોહિની મૂર્તિ જોઇને વૃદ્ધ સમ્રાટ મોહિત થયા, ત્હેના મુખપર સ્હેજ હાસ્યરેખા ઝળકી આવી પરંતુ તરતજ યૌવનાવસ્થા યાદ આવી! ઉંડો નિઃશ્વાસ નિકળી આવ્યો. પરંતુ ગયેલ યુવાની ફરી આવતી નથી. નદીનું જળ ગ્રહાદિકના આકર્ષણથી ઉલટુ વહે છે પરંતુ રૂપયૌવનનો વેગ ઉલટો વહેતો નથી. શ્રીકૃષ્ણ ભગવાનની મોહન મોરલીના વાદ્યથી ઉલટો થતો હતો, પરંતુ યૌવન પ્રવાહ તે બંશિધ્વનિની વાત સાંભળતો નહોતો એક અદ્ભુત હાસ્ય હસીને, પ્રેયસીની સુચારૂ કરલતિકા ગ્રહણ પૂર્વક, તે આદરથી બોલ્યો, " શું આજે કાંઇક નવો શૌક થયો છે? હસતાં હસતાં વિનોદિની અકબરના દેહ પર પોતાનો દેહ ઢાળીને મધુર સ્વરથી કમલાદેવી બોલીઃ—

" મ્હને પહેલાં એમ માલુમ નહોતું કે શહેનશાહ અકબરશાહના રાજ્યમાં પણ અત્યાચાર થાય છે. આમ જુઓ " એમ કહીને ત્હેણે સુરંજનની અરજી બાદશાહના હાથમાં સોંપી.

બાદશાહે તે અરજી વાંચી લીધા પછી કમલાદેવીએ કહ્યું આની બરાબર રીતે તપાસ કરવી પડશે. ત્હમારી બાદશાહતમાં હું અત્યાચાર-જુલ્મ થવા દઇશ નહિ, જુલ્મ થવાથી આપના નામની નિંદા થશે. માનસિંહે ત્હેમને કાંઇ પણ સજા ન દીધી, તોપણ હું ત્હેને કદી પણ માફ કરીશ નહિ. માનસિંહને આ કાર્ય સાથે કાંઈ સંબંધ છે કે કેમ ત્હેનો પણ પત્તો મેળવવો પડશે મહોબ્બતે જો દ્વેષથી આ વાત અરજી દ્વારા પ્રકટ કરી હશે તો તે પણ શિક્ષાને પાત્ર થશે." સતૃષ્ણ નયનોથી પોતાની પ્રેયસીના મુખ તરફ જોતાં જોતાં સમ્રાટે કહ્યું; " જરૂર! ત્હમારી ઈચ્છામાં આવે તેમ કરો ત્હેમાં મ્હને કાંઇ પણ હરકત નથી " કેટલીકવાર સુધી અહીં-તહીંની વાતો કરી કમલાદેવી પોતાના ઓરડામાં ચાલી આવી.

— —

# તૃતીય પરિચ્છેદ.

## વિચાર અને સ્નેહિયોનું અરસ્પરસ આશ્વાસન !

કમલાનું ચિત્ત આજે ઉદાસ છે, કાલે વિચારનો દિવસ છે. રાત્રિના સમયે કમલા એકલી બેઠી બેઠી કેટલીએક ચિંતાઓ કરી રહી છે. તુટેલું મન ફરી સંધાયું નહિ. જે સંદેહ એકવાર જન્મ્યો તે દૂર ન થયો. ત્હેને ત્રિયામા યામિની ( ત્રણ પ્રહર રાત્રિ ) પંચયામા ( પાંચ પ્રહર ) જણાવા લાગી; નિદ્રાએ આંખોપર એકવાર પણ કૃપા ન કરી. " હારવા છતાં પણ મર્મવેદના અને જીતવા છતાં પણ મર્મવેદનાજ હાથ આવશે. કમલા ? શું માનસિંહના દુ:ખી થવાથી તું સુખી થઈશ ? શું રમણીયો આટલી પરાધીન, આટલી બધી અબલાઓ છે ? ના માનસિંહ હું ત્હમને ક્ષમા નહિ કરૂં. કમલા પ્રણયમાં અંધી બની ગઇ નથી. " આ પ્રકારની અનેક વાતો વિચારતાં વિચારતાં આખી રાત ત્હેણે જાગૃતાવસ્થામાંજ ગુમાવી. શયનાગારની જોડેના પુષ્પોદ્યાનમાં વિહંગકુલ પ્રભાતી સંગીત ગાવા લાગ્યાં. કમલાએ બારીમાંથી જોયું કે, કુસુમ કુન્તલા ઉષાસહાસ્ય મુખથી ત્હેને બોલાવી રહી છે તેથી તે ઉઠીને હાથ મુખ ધોઇ નિત્ય નિયમમાં પ્રવૃત્ત થઇ. યથા સમયે સ્નાનાહાર સમાપ્ત કરીને તે પોતાની સહચરિઓને બોલાવીને કહેવા લાગી:—

" આજે ત્હમે લોકો મ્હને રાજેશ્વરીના સાજથી સજી દો. એવી રીતે શણગારો કે જોતાંની સાથેજ દુનિયાને અતિશય અજાયબી લાગે."

સંગિનિયોએ ત્હેને કહ્યા પ્રમાણે સજી દીધી. આમ જુઓ પાઠક ! તે મૃગનયની–ચંદ્ર વદની સૌન્દર્યાભિમાનિ દાંભિક પ્રમદા પોતાના મુખચંદ્રને મણિમય દર્પણમાં જોઇને કેવું સુમધુરૂં હાસ્ય હસી રહી છે ? પાઠક ! આ શું ભાઇ ? શું આ પ્રકારે એક નજરે કોઇ સ્ત્રી તરફ જોવું એ ગોગ્ય છે ? ખેર ભાઇ જુઓ, જોઇ લ્યો જોઇને ત્હમારી આંખોને તૃપ્ત કરો; અમારે એની વચમાં પડવાનું શું પ્રયોજન ? પરંતુ આમ લાંબો નિઃશ્વાસ કેમ ? શું ત્યાંથી ત્હમારી દૃષ્ટિને બીજી બાજુએ નહિ ફેરવો ? રૂપની, યોવનની, મૃદુતા અને ભાવની મધુર માધુરી ત્હેના વદનમાં, કણ્ઠમાં, હૃદયમાં, કટિમાં, કપોલમાં, નયનોમાં, અધરોમાં કેવી રીતે ભાસમાન થઇ રહી છે ! ! જોઇને આપનાં નેત્રો ઠંડાં કરી લ્યો.

કઠિન પીનોન્નત પયોધર યુગલ કેવી રીતે ભાવિનીના સરસ હૃદયને આલોકિત કરીને મૂર્તિમાન કામદેવની પેઠે સદંભ ભાવથી વિરાજમાન છે. જો ઇચ્છા હોય તો એકવાર જોઈ લ્યો હજુ પણ ત્હેના હૃદયપર કપડું નથી.

આ પ્રકારે તે સર્વાંગ સુન્દરી પૂર્ણ નવયૌવના રત્નાવરણથી પોતાના સુવર્ણના સમાન અંગને સુશોભિત કરીને પરમ સુન્દરી સહચરિઓને સાથે મૃણાલનન્દિની મન્દગમનથી, ગંભીર ભાવથી સભામાં આવી. અશક્તિના પ્રભાવને લીધે સમ્રાટ સભામાં આવી શક્યા નહોતા. મહોબ્બતખાં, માનસિંહ વગેરે સર્વ અમાત્ય એકત્ર હતા. કમલાદેવીના ઠાઠમાઠ અને સુંદરતાએ સર્વને ચમકાવી દીધા. સભા નીરવ, નિસ્તબ્ધ

અને ગંભીર થઇ ગઇ. બે ચાર સામાન્ય વાતો પર વિચાર કરીને મોગલેશ્વરી ગંભીર ભાવથી બોલી: " માહારાજ માનસિંહ ? ઉભા થાવ."

મહારાજ માનસિંહ ઉઠીને ઉભા થયા. કમલાદેવીએ ત્હેમને પૂછ્યું:—" ત્હમે નંદકિશોરને ઓળખો છો ? " માનસિહનું મુખ કરમાઇ ગયું. ભાંગ્યા તૂટયા સ્વરથી ત્હેણે કહ્યું:—હા ઓળખું છું ? કમલાદેવીએ પુનઃ પૂછ્યું:—" ત્હેની ચાલચલકત કેવી છે ? મહારાજનું મસ્તક ફરવા લાગ્યું. ત્હેમને ચારે બાજુએ અંધકાર જણાવા લાગ્યો કમલા એક એક પ્રશ્ન પૂછતી અને માનસિંહના તરફ જોતી હતી, જણાય છે કે તે દૃષ્ટિ હૃદય ભેદીને જતી હતી.

થોડીવાર સોચ વિચાર કરીને માનસિંહ બોલ્યા:—" મ્હારા ધારવા પ્રમાણે તો ત્હેની વર્તણુક સારી છે. "

સ્હેજ વ્યગ્રતા સહિત કમલાએ પૂછ્યું:—શું ત્હમે નથી જાણતા કે નંદકિશોર કોઇક ઉંચા વર્ગના અમીરની પુત્રીને ઉપાડી લાવ્યો છે ? મહારાજ ! નરાધમ નંદકિશોરે અજયસિંહની કન્યાનું સતીત્વ નષ્ટ કર્યું છે તેથી તેને કાંઇ પણ શિક્ષા થવી જોઇએ કે કેમ ? મહારાજ ! આપને આ વાતથી કાંઈ દુઃખ થાય છે કે શું ? વારૂ બેસો. "

માનસિંહ ઘણા કષ્ટથી બોલ્યો:—" નહિ, નહિ દુઃખ શામાટે થાય ? જે હતું તે કહી દીધું ને. " પરંતુ તેઓ ઝાઝીવાર ઉભા રહી શક્યા નહિ તેથી આખરે નીચે બેસી ગયા. આખું શરીર કંપવા લાગ્યું. પ્રસ્વેદથી લલાટ તરબોળ થઈ ગયું. કમલાદેવીએ કહ્યું: ' સુરંજન અને નંદકિશોરને લઇ આવો. હુકમ થતાંની સાથેજ બન્ને જણને બોલાવી મંગાવ્યા.

ગૃહની અંદર પ્રવેશ કરતાં પહેલાંજ નંદકિશોરે માનસિંહના તરફ જોઇને કમલાદેવી તરફ જોયું, નંદકિશોર સર્વ કાર્યોમાં ચતુર અને પ્રવીણ હતો. ત્હેના મુખ અને નયનમાં હંમેશાં એક જ્યોતિ ચળકતી હતી. તે સમયે ત્હેના મુખ મંડળપર ભય અથવા સંદેહનું એક પણ ચિન્હ જણાયું નહિ. ત્હેણે ધાર્યું કે મહારાજ ધણીજ વિપત્તિમાં ફસાઇ ગયા છે. એમ ધારીને મનમાં મ્હેજ હસ્યો. ખલ પુરૂષોની આવીજ પ્રકૃતિ હોય છે.

કમલાદેવીએ તીખી નજરથી નંદકિશોરના તરફ જોઇને કહ્યું. "નરાધમ! ત્હને અજયસિંહની કન્યાને ભ્રષ્ટ કરતી વખતે જરા પણ ભય થયો નહોતો? શું ત્હને જરા પણ ઘૃણા ઉત્પન્ન થઈ નહોતી?"

નંદકિશોર અનુતાપિત ચિત્તથી તત્ક્ષણાત કમલાદેવીની સ્હામે ઘુંટણોના બલપર બેસીને મલિન મુખ, સજલનયન, કૃતાંજલિપુટ થઇને બોલ્યો:—મોગલેશ્વરી! આપ મ્હારાં માતુશ્રી બરાબર છો. ગુન્હેગાર હોવા છતાં પણ માતા પુત્રને માફીજ બક્ષે છે. પરન્તુ મા હું તો નિરઅપરાધી છું."

ક્રોધ કંપિત સ્વરથી કમલાએ કહ્યું:—"હરામખોર! તું તો જુઠ્ઠો છે? શું ત્હેં અજયસિંહની કન્યાનું હરણ નથી કર્યું?"

વિનિત ભાવથી નંદકિશોરે કહ્યું:—"મા? હું આપની આગળ જુઠ્ઠી વાત નહિ કહું. હું અજયસિંહની સલાહ લીધા સિવાય હેમલતાને હરી લાવ્યો છું એ ખરૂં, પરંતુ તો પણ હેમલતા મ્હારૂં જીવન સર્વસ્વ છે—મ્હેં ત્હેના સતીત્વનો નાશ કર્યો નથી અમારો પ્રણય અતિશય પવિત્ર છે. તે જેનાપર પ્રેમ રાખતી હતી તે ત્હેને મળી ગયું છે. એથી એના જેવું સૌભાગ્ય બીજું કોનું છે?"

ભર્યા દરબારમાં—માનસિંહની સ્હામેજ માનસિંહની મહિષીને એક નોકરે સોચ સંકોચ કર્યા સિવાયજ અમ્લાન વદનથી પોતાની પ્રેયસી કહી. આના જેવી લજ્જાસ્પદ વાત માનસિંહને માટે બીજી કઇ હોઈ શકે? ત્હેનું મસ્તક શરમને લીધે નીચું થઇ ગયું. ત્હેને તે સમયે મૃત્યુ સારૂં લાગ્યું. હવે શું તે કદી પણ હેમલતાનું મુખ જોઇ શકશે?

ત્હેણે ધાર્યું કે આના કરતાં વનવાસી થવું એ સારૂં છે. પરંતુ હવે ગુપ્ત પ્રણયની વાત સ્વીકારીશ તો દુસ્મનો મ્હારી મશ્કરી કરશે અને હસશે તે સહેવાશે નહિ."

કમલા:—"પાપિષ્ઠ! પવિત્ર પ્રેમ કહેતાં શરમ ન આવી? જો ત્હેની સાથે પ્રેમજ હતો તો પછી ત્હેના પિતાની સલાહ લીધા સિવાય કેમ હરણ કર્યું?"

નંદકિશોરઃ—" ભારતેશ્વરી! દીન જનનિ? મ્હારાથી તો એવું સાહસ ન થયું? અજયસિંહ તો સુરંજનની સાથે ત્હેના વિવાહ કરવા ચાહતા હતા."

કમલા:—"તો પછી તે અણુસમજુ બાળાને ભૂલથાપ ખવાડીને ઉપાડી લાવવાનો ત્હને શું હક્ક હતો?"

નંદકિશોરઃ-"મા? આપની સમક્ષ એ વાત કહેતાં મ્હને શરમ આવે છે કિન્તુ શું કરૂં? મ્હેં હેમલતાને ભૂલાવી નથી, હેમલતાજ અમને ભૂલાવી લાવી! જે દિવસે મ્હેં ત્હેનો અકલંક મુખચંદ્ર, નીલનલિનીભ નયન, સરસ બિમ્બાધર તથા અપરૂપ રૂપરાશિ જોઈ, તે વખતે ત્હેની કોકિલ ગંજીત તાલ માન લય સંયુક્ત ભારતીની વીણાધ્વનિ વિનિન્દિત કોમલ કણ્ઠ નિઃસૃત અમૃતમયી સુલલિત વાણી સાંભળી, હાય! તે વખતે હું આખી દુનિયાનો ખ્યાલ ભૂલી ગયો!

હૃદય હેમલતામય થઇ ગયું. હેમલતાએ પણ મ્હને પ્યાર કર્યો. અદષ્ટ સુપ્રસન્ન થયું—અભાગિ નંદકિશોરને હેમલતા મળી."

જેમ જેમ ત્હેની આંખોમાં માનસિંહ નિરઅપરાધી જણાવા લાગ્યો તેમ તેમ કમલાદેવીના હૃદયમાં આશા વિકસિત થવા લાગી. ત્હેણે સ્હેજ હસીને કહ્યું:—માનસિંહ ! જણાય છે કે આપનો નંદ-કિશોર પણ એક સારો કવિ છે. (નંદકિશોરને) શું ત્હમે હિન્દૂ રીતિની અનુસાર ત્હેની સાથે વિવાહ કર્યો છે?"

માનસિંહનું મુખ પુનઃ મ્લાન થઇ ગયું. નંદકિશોરે નિર્ભય થઇને ઉત્તર આપ્યોઃ—"હા માતઃ ! અમે શાસ્ત્રની અનુસાર લગ્ન કર્યાં છે ? "

હવે માનસિંહ સહન કરી શકયા નહિ. અપમાન અને ઘૃણાથી ત્હેના હૃદયમાં અગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. મેઘની પેઠે ગર્જના કરીને કહ્યુંઃ "જુઠું કેમ બોલે છે ? નરાધમ લુચ્ચા."

કમલા:—"મહારાજ ! શાંત થાઓ. મ્હારે હજુ ત્હેને ઘણી વાતો પૂછવાની છે. ( નંદકિશોરને ) મહારાજ આ સંબંધી કાંઇ જાણે છે કે નહિ. સાચું કહેજે."

નંદકિશોરઃ—"મા ! જુઠું શા માટે બોલું ? મહારાજ પોતેજ આ બધા અનર્થોનું મૂળ છે."

માનસિંહની આંખો લાલ થઇ ગઇ. તે બોલ્યોઃ—"હરામખોર, લુચ્ચા મ્હારૂં નામ દે છે ! મ્હને પણ ફસાવા ચાહે છે." કમલાના મનમાંથી જે સંદેહ દૂર થઇ ગયા હતા તે પુનઃ દઢ થવા લાગ્યા. તે બોલીઃ—કહો જોઇએ."

ચારે તરફ જોઇને નંદકિશોરે કહ્યું:—"આ ભરી સભામાં હું મ્હારા માલિકના સંબંધમાં કાંઈ કહી શકતો નથી."

કમલાદેવીની આજ્ઞાનુસાર સભ્યગણ ઉઠીને ચાલ્યા ગયા નંદકિશોર કહેવા લાગ્યો:—"મોગલેશ્વરી! જો ખૂબ વિચાર કરીને જોઇએ તો સર્વ દોષ મહારાજનાજ છે. કેટલાક માસ થયાં મહારાજને કોણ જાણે કઇ આનંદ ચિંતાએ ઉદાસ કરી દીધા છે; પહેલાંની પેઠે અમારા તરફ દૃષ્ટિ પણ રાખતા નથી, જો રાખે તો અમને સમય પ્રાપ્ત થતો નથી."

જાણે કોઇએ હૃદયપરથી એક પત્થરનો ટુકડો હટાવી દીધો. કમલાદેવીના દેહમાં પ્રાણ આવ્યા. તે હસીને બોલી. "બસ, મહારાજની આટલીજ કસૂર છે?" નંદકિશોર! ત્હમે ઘણા હોંશિયાર પુરૂષ છો. હું ત્હમને મ્હારા સલાહકાર બનાવીશ. ત્હમારા આ મામલાની સાથે મહારાજને કાંઈ સંબંધ છે કે નહિં?

નંદકિશોર નિર્ભય થઇને ઉત્તર આપ્યો:—બીજો શું સંબંધ હોય? હાય! કેવી અશુભ ક્ષણમાં મહારાજના હાથમાં તે અંગૂઠી અને કેશ ગુચ્છ પડયાં હતાં. અધીર થઇને કમલાએ પૂછ્યું:—"કોની અંગૂઠી, કેવો કેશ ગુચ્છ?"

નંદકિશોર બોલ્યો:—"કોની અંગૂઠી અને કોનો કેશગુચ્છ હતો તે તો હું કહી શકતો નથી. હું સર્વદા મહારાજની સમીપમાંજ રહુંછું જેથી તે સર્વ દેખ્યું હતું. અંગૂઠી અને એક બીજું રત્ન-તે રત્નનું બંધારણ બરાબર હૃદયના જેવુંજ હતું. બન્ને તે કૃષ્ણ કેશ-ગુચ્છથી બંધાએલાં હતાં. ત્હેને પોતાના કલેજાપર રાખીને મહારાજ કેટલીક વાતો કરે છે અને પૂછે છે. સૂતી વખતે પણ તે રત્ન ત્હેના હૃદય સાથેજ

વળગ્યું રહે છે. માતા? હિન્દૂ લોકો પોતાના ઇષ્ટ દેવની આટલા યત્નથી પૂજા કરે છે યા નહિ, એમાં પણ સંદેહ છે. કમલાદેવી હસી-પ્રફુલ્લ પંકજપર જાણે કોઇએ રવિનાં નવાં કિરણ નાંખ્યાં ! મધુર સ્વરથી તે બોલીઃ—નંદ? તું તો પાકો નંદજ છો હો? ત્હારા નામ જેવાજ ત્હારામાં ગુણ છે. ત્હારો માલિક કયારે શું કરે છે–તે સર્વ ત્હારા જાણવામાં છે. વારૂ? તે કેશ-ગુચ્છનો રંગ કેવો હતો? કાંઇક વિચાર કરીને નંદકિશોરે કહ્યું:—"જો કવિને પૂછવામાં આવે તો તે કહેશે કે સજલ જલદ અથવા દલિતાંજનના જેવો વર્ણ છે. પરંતુ મ્હને જણાય છે કે ત્હેના કરતાં પણ ત્હેનો વર્ણ બહુજ સુંદર હતો.

હસીને કમલાદેવીએ કહ્યું:--"નંદકિશોર ! તું પણ કવિયોથી કયાં ઉતરે તેમ છે? શું તું મ્હને તે કેશ-ગુચ્છ, તે અંગૂઠી અને તે રત્ન બતાવી શકે તેમ છે? '

નંદકિશોરઃ—" જો મ્હને અભય આપો, એક અપરાધ ક્ષમા કરો તો બતાવું."

કમલાઃ—"તું ભય ન રાખ મ્હને હમણાં બતાવ તો ખરો."

નંદકિશોર કહેવા લાગ્યોઃ—"તે રત્ન અને અંગૂઠીને જોઇને મ્હારા મનમાં એમ થયું કે તે ચીજો હું મ્હારી પ્રાણમયી હેમલતાને આપું; હું સદા એમ ધારતો હતો કે હેમલતને એ મળશે તો તે કેટલી બધી સુખી થશે. કાલ રાત્રે જ્યારે મહારાજ સૂઇ રહ્યા હતા તે વખતે મ્હેં તે ચીજો ચોરી લીધી અને અત્યારસુધી મ્હારી પાસે રાખી રહ્યો છું; હેમને આપવાનો સમય ન મળ્યો. આમ જુઓ."

એમ કહીને નંદકિશોરે કેશ-ગુચ્છ રત્ન અને અંગૂઠી કમલાદેવીના હાથ-
માં આપી દીધાં.

તે આનંદમયીની આનંદમય મૂર્તિ જાણે સ્વર્ગીય લાવણ્યથી ચમકી
ઉઠી. ત્હેના બદન કમલની ઉપર જલ-ધનુનિ મધુર વિભા હાસ્ય કરવા
લાગી. પ્રણયને લીધે હૃદય ભરાઇ આવ્યું. આ અંગૂઠી, કેશ-ગુચ્છ
અને રત્નને કમલાએજ પોતાના હૃદય-કમલરવિ રવિવંશાવતંસ માન-
સિંહને આપ્યાં હતાં, મહારાજના અકૃત્રિમ પ્રેમને જોઇને કામિની
લોથ પોથ થઇ ગઇ. શત્રુ લોકો માનસિંહનો પતન નિશ્ચય કરી આ
સ્માનમાં દુર્ગ-રચના કરી રહ્યા હતા. કમલાદેવીએ કહ્યું:—" મહારાજ
માનસિંહ ! નંદકિશોર કાંઈ જેવા તેવા પુરૂષ નથી માટે આજથી
ત્હેને કાંઇ ગુપ્ત વાત મત હોય તે કહેવી—એનું અંતઃકરણ બહુજ
પવિત્ર છે. એના પેટમાં વાત પચતી નથી. પરંતુ હું એની સરળતાપર
બહુજ પ્રસન્ન થઈ છું.

મહારાજ માનસિંહ તે વખતે ઘુંટણ ભર બેસીને બોલ્યાઃ—
મોગલેશ્વરી ! નંદકિશોર આપના ન્યાયથી નિર્દોષ સાબિત થયો, તેથી
હું બહુજ ખુશી થયો છું. જો તે એક પણ જુઠી વાત બોલ્યો હોત
તો હું તરતજ ત્હેને કારાગૃહનો સંગી કરત."

માનસિંહ હત બુદ્ધિ થઇ રહ્યો હતો. આ સમયે ત્હેના સ્વા-
ભાવિક ગાંભીર્ય ચાતુર્ય તથા પ્રત્યુત્પન્ન-મતિત્વે ત્હેને ઉત્સાહિત કર્યો.
આજે ત્હેની પરિક્ષાનો દિવસ હતોઃ—કમલાની આંખોમાં ધૂળ નાંખ-
વાથીજ ત્હેનું કાર્ય ફતેહમંદ નિવડ્યું.

માનસિંહે ફરી કહ્યું:—હું નિર્દોષ ઠર્યો, એ મ્હારા અતિ સૌભા-
ગ્યની વાત છે."

કમલાએ આજે ત્હેને જે આંખોથી જોયો હતો તે અમે કેવી રીતે લખી શકીયે ? માનસિંહનો હાથ પકડીને બોલી:—" ઉઠો, માનસિંહની વિમલ યશોરાશિને કોઈ શત્રુ કલંકિત કરી શકે તેમ નથી.

એમ કહીને કમલાદેવીએ દરબારના એકાંત ભાગમાં માનસિંહને બોલાવીને તેની સાથે નીચે પ્રમાણે વાતો કરી.

"ત્હમે ત્હમારા કર્તવ્ય પાલનમાં સત્વર તત્પર થાઓ, અને શિર ઉપર જે કલંકનાં વાદળાં ચ્હડી આવ્યાં છે ત્હેને વિખેરવા માટે સત્વર ઉપાય યોજો. ભારતવર્ષમાં અત્યારે ત્હમે યોદ્ધાઓની શ્રેણીમાં પ્રથમ નંબરે પ્રખ્યાત થયેલા છો, યુદ્ધ વિગ્રહ, વીરતા, ચાતુર્ય એ સર્વથી ત્હમે વિભૂષિત થએલા ગણાવ છો તો પછી આમ નિરાશ શા માટે બનો છો. આ જગતમાં મનુષ્ય ધારે તે મેળવવાને શક્તિમાન છે ત્હેનું શા માટે વિસ્મરણ કરો છો. કોઇક કવિનાં કહેલાં આ વાક્યો શા માટે વિસરી જાઓ છો ? કહ્યું છે કેઃ—

" અહા આ જગમાં પુરૂષ પ્રયત્ન,
શું શું ન કરી શકે ?
આ મૃત્યુ લોકનો માનવી,
અમર નગર જઇ અટકે ! "

મહારાજ ! માટે આપ પણ સતત્ પરિશ્રમ વેઠો એટલે મ્હને તથા મોગલ શહેનશાહતને સત્વર મેળવી શકશો ! જગતમાં પરિશ્રમ સિવાય ધન અને વૈભવ કોઇને પ્રાપ્ત થતાંજ નથી ! માટે પ્રયત્ન કરી ત્હમારૂં કાર્ય શ્રેય કરો.

જ્યાં સુધી આ કમલાના શરીરમાં રક્તનું એક પણ બિંદુ

વ્યાપેલું હશે ત્યાં સુધી તે મહારાજ માનસિંહને કોઇ પણ રીતે વિસરી શકશે નહિ. મહારાજ! એટલું તો ચોક્કસ યાદ રાખજો કે જો તમે મહારાજ થશો, તો હું ત્હમારી છું જ!

આ સૃષ્ટિમાં મહારાજ માનસિંહના નામને કલંકિત કરવામાં કોઇ પણ શક્તિમાન છે જ નહિ! સમ્રાટ અકબરશાહના અમીર ઉમરાવો આપના તરફ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે, તથા આપના ખુશી માટે તેઓ નિરંતર નવીન નવીન યોજનાઓ યોજ્યા કરે છે, અને મ્હને પણ ત્હમારે માટે સંદેહ ઉત્પન્ન કરાવવા માટે અનેક ઉપાયો યોજી ચૂક્યા છે, પરંતુ તેથી ત્હમારો વાંકો વાળ પણ થનાર નથી. મોગલેશ્વરી કમલાદેવી તે સર્વને જડમૂળથી ઉખેડી નાંખવાને શક્તિમાન છે! તેઓના સર્વ પ્રપંચો અને કાવત્રાંઓને ધૂળ મેળવી ઉલટા ત્હેમને માટીમાં મેળવવા માટે કમલા નિરંતર ઉત્સુક રહે છે.'

માનસિંહ:—"ધન્ય! મોગલેશ્વરી! ત્હમને ધન્ય છે, ત્હમારૂં ડહાપણ અને વાક્ચાતુર્ય સાંભળીને મ્હારૂં હૃદય ઘેલું બની ગયું છે, ત્હમારો મ્હારા પ્રત્યેનો સ્નેહ અપાર છે. ત્હમારાં મધુર વાક્યો સાંભળવાની મ્હને બહુજ ઉત્કંઠા રહ્યા કરે છે! વીણાના ઝંકાર કરતાં પણ વધારે મૃદુ અને મીઠો સ્વર સાંભળવા માટે કોનું મન ઉત્સુક ન થાય? પરંતુ ત્હમને મ્હારે માટે તે લોકોએ શું સંદેહ દર્શાવ્યો હતો વારૂ?

કમલા:—કાંઇજ નહિ. તે આપને જણાવવાની આવશ્યકતા હોય એમ મ્હને યોગ્ય લાગતું નથી! કદાપિ તે સાંભળીને આપના અંતઃકરણને કોઇ પણ જાતનો આઘાત થાય, ત્હેના કરતાં તે વાતને દબાવી રાખવી એજ વધારે શ્રેયસ્કર છે!

માનસિંહ:—સત્ય વાત છુપાવવામાં શું લાભ છે? જે વાત

સત્ય બનેલી છે તે કાળાન્તરે પણ ગુપ્ત રહેતી નથી તો પછી ત્હમે આવો ભ્રમ શા માટે લાવો છો? જગતમાં સત્ય અને અસત્ય બન્ને વાતો સૃષ્ટિના ચળકતા આરસા ઉપર આવ્યા સિવાય રહેતીજ નથી. માટે જે વાત સત્ય બની હોય તે સત્વર જણાવો! ત્હેમાં મ્હને કોઈ પણ પ્રકારની અડચણ નથી. સત્ય વાતમાં વળી શરમ શાની?

કમલા:—"હૃદયેશ્વર! તે સર્વ વૃતાંત આપને આપની મેળેજ જણાઇ જશે માટે હું તે કહેવું યોગ્ય ધારતી નથી!

માનસિંહ:—"પ્યારી! મ્હારા જીજ્ઞાસાતુર ચિત્તને જલદી તે વાત જણાવ કે જેથી મ્હને તે કઇ વાત છે! સત્ય છે કે જુઠ્ઠી તે સર્વનો ખ્યાલ થાય."

કમલા:—"સાંભળો ત્યારે! મ્હેં આપના સંબંધમાં અનેક મનુષ્યોના મુખેથી સાંભળ્યું છે કે આપ મ્હને શુદ્ધ હૃદયથી ચ્હાતા નથી પરંતુ માત્ર કાર્ય સાધનને માટેજ ચાહો છો. વળી આપે એક અન્ય રમણીને પણ હૃદયમાં સ્થાન આપ્યું છે. અને ત્હેને સુખી કરવા માટે બનતા પ્રયાસો કરો છો! ત્હેને આપ મ્હારા કરતાં વિશેષ પ્રિય ગણો છો! પરંતુ ત્હેનું પરિણામ વિકટ આવશે! વિશ્વાસઘાતનું પરિણામ વિપરિતજ આવે છે એ સૃષ્ટિનો અચલ નિયમ છે માટે મહારાજ! જો કોઈ પણ પ્રકારનું કપટ હોય તો પ્રથમથીજ જણાવી દેજો કે જેથી આપને પાછળથી પસ્તાવું ન પડે! અને ત્હમારે આ ત્હમારા પવિત્ર વીર દેહને કલુષિત ન કરવો પડે! હું ત્હમને હૃદયથી ચ્હાઉં છું. આપને સર્વ અર્પણ કરવા માટે—રાજ્ય-મન-ધન-તન સર્વ આપવા માટે પ્રસ્તુત છું. માટે આપે પણ તેવા વિચારો રાખવા જોઇએ.'

માનસિંહ: "કમલા! ત્હને આવા વિચારો ઠસાવનાર કોઇક મૂર્ખ

હોવો જોઇએ. શું દુનિયામાં મનુષ્યને પોતાનું જીવન પ્રિય નહિ હોય! વીર પુરૂષ કદી પણ પોતાના વચનથી ડગતો નથી. જે મનુષ્ય વીરતાનું માન ધરાવતો હોય અને આવાં અયોગ્ય કાર્ય કરે તો તે વીર નહિ પણ એક કાપુરૂષ છે! શું મહાન વિકટ અરણ્યનો ક્ષુધાર્ત કેસરી પોતાનો પ્રાણ જતાં સુધી પણ પોતાનો મૂળ ભક્ષ ત્યજીને કદી પણ ઘાસનું સેવન કરતો હશે કે? તેવીજ રીતે સમસ્ત ભારતવર્ષને કંપાવનાર અંબરપતિ મહારાજ માનસિંહ પણ પોતાના વચનથી ભ્રષ્ટ થઇને મોગલેશ્વરી જેવી સૌંદર્યની પ્રતિમા—લાવણ્યની લલિતા-મૃદુતાની મોહિનીને ત્યજીને અન્ય કોઇ પણ લાવણ્યહીન સ્ત્રીમાં મોહાંધ બનતો હશે કે? મોગલેશ્વરી! ત્હારા કરતાં તે રમણી તરફથી મ્હને શું વધારે પ્રાપ્ત થઇ શકે ત્હેમ છે? પ્રેમના સુત્રમાં બંધાયા પછી તે બેડીને તોડવા કોણ શક્તિમાન છે! ત્હારા વિશુદ્ધ પ્રેમબંધનમાં હું એવો તો બંધાઇ ગયો છું કે તે બેડીને તોડવાને આ જગતમાં કોઈ પણ મનુષ્ય શક્તિમાન નથી. લોખંડની લાખો મણની બેડી તોડી શકાય પરંતુ પ્રેમની બેડી કાળાન્તે પણ તૂટી શકે તેમ નથી.

કમલા:—મહારાજ! આપનું આ મનોહર ભાષણ સાંભળીને મ્હારૂં મન આનંદ સાગરમાં ગોથાં ખાવા લાગે છે. પ્યારા! મ્હને આપના સંબંધી સર્વ સંદેહ નંદકિશોરની જુબાની લીધા પછી દૂર થયો છે. આપ સત્યવાદી છો. ખરેખર ત્હમે જગતમાં પુજનીય ગણાશો. આપને મ્હેં જે કઠણ શબ્દો કહ્યા છે તે માત્ર પરિક્ષાને માટેજ પણ ત્હેમાં આપ પાસ થયા છો અને તેથી નિર્દોષ ઠર્યા છો.

આ પ્રમાણે બન્ને પ્રેમીયો વાતચીત કર્યા બાદ ત્યાંથી પુનઃ દરબારમાં આવી બેઠાં.

## ચતુર્થ પરિચ્છેદ.

### જ્યોતિષ.

" જ્યોતિષ નાહિં જગતમાં, જીવિત જીવ કરતું;
જ્યોતિષ નાહિં માનવ તણું દુઃખ હરતું;
તો પછી તે પરે વિશ્વાસ રાખી,
જીવનને શા કાજ નષ્ટ ભ્રષ્ટ કરવું. "



મહોબ્બત અને હેના બંધુ બાંધવોના હૃદયમાં માનસિંહના પ્રતિ કમલાદેવીનો આટલો બધો અનુગ્રહ જોઇને મહાક્ષોભનો ઉદય થયો. મહોબ્બત મસ્તક નીચું કરી રહ્યો. કમલાદેવીએ મહોબ્બતના તરફ વ્યંગપૂર્ણ નેત્રોથી જોઇને કહ્યું કે, " નંદકિશોરે હેમલતાની સાથે, હેના પિતાની અનુમતિ લીધા સિવાય, વિવાહ કર્યા છે હેને માટે હેને કાંઇ પણ શિક્ષા ફરમાવવામાં આવશે નહિ. તો પણ એટલું જાણવું ઘણું અગત્યનું છે કે આ વિવાહમાં તે યુવતીની સમ્મતિ હતી કે નહિ. ( મહોબ્બતના તરફ જોઇને ) હમે શી અરજી મ્હારી પાસે મોકલી છે તે સંબંધી કાંઇ પૂછવું હોય તો પુછો. સુરંજન ક્યાં છે? "

તરતજ સુરંજન હાથ જોડીને કમલાદેવીની સમક્ષ આવીને ઉભો રહ્યો.

કમલા:—"હું આ યુવકનું દુ:ખ જોઇને બહુજ દુ:ખી થાઉંછું. પરંતુ સુરંજન ! હવે ઉપાય પણ શું છે ? હેમલતા વિશ્વાસઘાતિની છે. ત્હમે ત્હેને ભૂલી જાઓ. આ યુવતીના પિતાના સંતોષને માટે હું ત્હેમના વારસોને કોઇ સારી જગ્યાએ ગોઠવી આપીશ. ત્હમે પણ અહિં રહો. ત્હમારૂં પણ ભલુંજ થશે."

સુરંજનના મુખમાંથી એક શબ્દ પણ નિકળી શક્યો નહિ. દીનભાવથી ઉદાસ મુખ કરીને, આંખોમાં આંસુ ખાળી ત્હેની સ્હામે ઉભો રહ્યો.

ત્હેનો આવો કરૂણાજનક દેખાવ જોઇને કમલાદેવી બોલી "હવે શું કરવા માંગો છો? તે સ્ત્રી એકી વખતે બે પુરૂષ સાથે કેવી રીતે લગ્ન કરી શકશે? ત્હેની સાથે તો નંદકિશોરના વિવાહ થઇ ચૂક્યા. હવે ત્હેના ઉપર કોઇનો અધિકાર નથી."

સુરંજન:—"મોગલેશ્વરી ! હું ત્હેને માટે અફસોસ કરતો નથી; પરંતુ નંદકિશોરની વાતો કેટલે અંશે સત્ય છે ત્હેનો કાંઇ વિચાર કર્યો કે એમાં મ્હને કાંઇક સંદેહ છે."

લાલચોળ આંખો કરીને નંદકિશોરે કહ્યુ. "બીજી કોઇ જગાએ મ્હારૂં નામ લીધું હોત તો મ્હારી ખૂલ્લી તલવાર........"

સુરંજને ગંભીર ભાવથી ત્હેની વાતની વચ્ચેજ કહ્યું: "ત્હારી ખૂલ્લી તલવાર; ના મારી ખૂલ્લી તલવાર ત્હારા—" વચ્ચમાંજ કમલાદેવીએ કહ્યું: 'ચુપ રહો; ત્હમે અત્યારે ક્યાં ઊભા છો ત્હેનું ત્હમને કાંઇ ભાન છે કે? હું જેને જે કાંઇ પૂછું તે સિવાય બીજી વાત છેડવાથી હું ત્હમોને દંડ આપીશ. મહારાજ! શું આપ ધર્મની સાક્ષી આપીને કહી શકશો કે નંદકિશોરે તે કામિનીની સાથે વિવાહ કર્યો છે કે?

માનસિંહ ઘણી વિપદમાં આવી પડયો. તે કેવી રીતે કહે. કારણકે પોતાની સ્ત્રીને એક નોકરની સ્ત્રી કાંઇ કહી શકાય કે ? નંદકિશોરે ત્હેમની સ્હામે જોયું-તે દષ્ટિનો ભાવજ સ્વતંત્ર હતો. 'ના' કહેવાથી તો સર્વ નાશ થઇ જશે. માનસિંહે ઉત્તર આપ્યો: "હું જ્યાં સુધી જાણું છું અને મ્હારો જ્યાં સુધી દઢ વિશ્વાસ છે ત્યાં સુધી કહું છું કે હેમલતા હિન્દુ શાસ્ત્રની અનુસાર પરણીચૂકી છે."

સુરંજન બોલી ઉઠયો: "મહારાણી! શું હું પૂછી જોઉં કે એ વિવાહ કઇ સાલમાં થયા છે?

ક્રોધ કંપિત સ્વરથી કમલાદેવીએ કહ્યું "તું ચુપ રહે! શું તું મહારાજ માનસિંહની વાતપર વિશ્વાસ નથી કરતો? અથવા તો ત્હને દુઃખે દિવાનો બનાવી દીધો છે? સારૂં! અવસર મળ્યે હું ત્હેનો બરાબર પતો મેળવીશ. મહારાજ માનસિંહ! **હું આપની મ્હેમાન હવે બહુજ વહેલી થઈ શકીશ** તે આપને યાદ હશે. તે સમયે આ સંબંધી મીમાંસા થશે. નંદકિશોર! ત્હમે ત્હમારી સ્ત્રીને તે સમયે અવસ્ય લઇ આવજો."

સભા ભંગ થઇ. સર્વ પોતપોતાના ઘર તરફ વિદાય થયા. માનસિંહ સર્વની આંખમાં સૌભાગ્યવાન દેખાવા લાગ્યો પરંતુ તોપણ ત્હેની આંખોની આગળ જગત્ અંધકારમય હતું. ત્હેણે સભામાં સ્વીકાર કર્યો કે ત્હેની મહિષી હેમલતા નંદકિશોરની વનિતા છે. કેવી લજ્જા, કેવી ઘૃણાની વાત છે!! જો કે સાચી વાત પ્રકાશ થાય તો પણ છુટકારો થયો નહિ.

* * * * *

ચિંતાકુલ ચિત્તથી મહારાજ માનસિંહ ઉદાસ મુખ કરીને પોતાના ઓરડામાં બેઠા છે. એવામાં નંદકિશોર ત્યાં આવી પહોંચ્યો. ત્યાર પછી થોડી વારે માનસિંહે કહ્યું:-ત્હેંજ મ્હારો સર્વ નાશ કર્યો."

વિસ્મિત થઇને નંદકિશોરે જવાબ આપ્યોઃ ' એમ શું બોલો છો મહારાજ ? શું આ તિરસ્કાર ઉચિત છે ? માનસિંહના હિતને માટે નંદકિશોરે પોતાનું જીવન વેચેલું છે. પોતાના ખભા ઉપર સર્વ દોષ લઇને ત્હેણે માનસિંહની રક્ષા કરી છે. આપ શું કહો છો. વિશ્વાસઘાત કરી ગુપ્ત પ્રણયની વાત કહીને મહારાજ માનસિંહને વિસ્મૃત જલમાં ફેંકત તે ઠીક થાત કે ? કેમ, આપ પણ ત્યાંજ હતાને. અનાયાસજ મ્હારી વાતને જુઠી કહીને ત્હમારા હાથથીજ ત્હમારા પગપર કુહાડો મારી શકતા હતા ! "

ગંભીર ભાવથી માનસિંહે નંદકિશોરની વાતો સાંભળી થોડીવાર ચુપ રહીને નંદકિશોરનો હાથ પકડીને બોલ્યાઃ " ભાઇ ! તું ખરેખર મ્હારો પરમ હિતૈષી છો. મ્હારા અપરાધ ક્ષમા કર. જો તે દિવસે તેં બરાબર યુક્તિસર વાત ન કરી હોત તો મ્હારૂં આવીજ બન્યું હોત. નંદકિશોર ! હું કહું છું કે મ્હારી ઉચ્ચાભિલાષાનું મૂળજ તું છે !

નંદકિશોરઃ !—બસ કરો મહારાજ ! મ્હને બહુ યશનું પોટલું બંધાવવું રહેવા દો ! પ્રેમજ આપનો કાળ થયો. ત્હેણે આપની પ્રતિજ્ઞા પાલનનો માર્ગ રોક્યો. આપ જો રમણી–પ્રેમથી વિમુગ્ધ ન હોતતો પદે પદે વિપદની આશંકા રહેત, આપ મોગલ વંશનો ધ્વંશ કરીને અનાયાસજ ભારતેશ્વર થઈ શકત એટલા માટે કહું છું કે આજથી હેમલતાને ભૂલી જાઓ. આપ દિલ્લીશ્વર થાઓ. હું હેમલતાની માને પણ લાવી આપીશ. "

માનસિંહઃ " નંદકિશોર ! આ મશ્કરી કરવાનો સમય નથી. ત્યારે શું હું ભારતેશ્વર નહિ થાઉં ? "

નંદકિશોરઃ—એ વાત આપને કોણે કહી ? હેમલતાને રસ્તા-

માંથી દૂર કરવાથી સર્વ વિઘ્ન ટળી જશે અને આપ થોડાજ સમ-
યમાં દિલ્હીનું સિંહાસન મેળવી શકશો.

માનસિંહઃ—જો ઉત્સવને સમયે હેમલતા મ્હારે ઘેર આવશે તો
એ વાત કેવી રીતે ગુપ્ત રહી શકશે ?

નંદકિશોરઃ—ત્હેનો ઉપાય મ્હેં પહેલેથીજ શોધી રાખ્યો છે.
ત્હેનો ભાર મ્હારા ઉપર રહેશે. આપ ત્હેની ચિંતા ન કરો.

માનસિંહઃ—ત્યારે અત્યારેતો ત્હમે જાઓ. હું બોલાવું ત્યારે
આવજો. નંદકિશોર ચાલ્યો ગયો. માનસિંહે બુમ પાડી. " સદાશિવ !
સદાશિવ બાબા !!

સંદેહ હોવાને લીધે માનસિંહે સદાશિવને પોતાની કોઠીની છ-
તના ઉપર કેદ કરી રાખ્યો હતો.

" હરિ ! હરિ !! આવું છું. " કહીને સદાશિવ મહારાજાની
સન્મુખ આવ્યો.

આંખ ફેરવીને માનસિંહે કહ્યું:—" ત્હેં જે જે વાત કહી ત્હે-
માંની એક પણ વાત સત્ય ન નીકળી. "

સદાશિવઃ—" એમ કેમ ? એ અસંભવ છે. " એમ કહીને
ત્હેણે એક શ્લોક કર્યો ત્હેની મતલબ એ હતી કે મહારાજના ગ્રહા-
દિકોની જેવી દશા હતી ત્હેની અનુરૂપ ત્હેનો સર્વત્ર જય થવો જોઇએ
અને ત્યાર પછી કહ્યું " મહારાજ આપ મશ્કરી કરો છો. "

માનસિંહઃ વૈશાખ સુદ ૧ થી મારે ઘેર મહોત્સવનો આરંભ
થશે તે અવસર પર ત્રણ દિવસની અંદર શું શું ઘટના બનશે ?
તે કહો.

સદાશિવઃ—જરૂર, જો હુકમ હોય તો કહું. પરંતુ આ ગણનાને માટે થોડાક સમયની જરૂર છે. હરિ! હરિ!! તો પણ કાંઇક કહું તે સાંભળો.

માનસિંહઃ—"જે કાંઇ કહી શકો તે કહો."

"ગભરાઓ નહિ." કહીને સદાશિવે પોતાના દફતરમાંથી કેટલીક પોથીઓ બહાર કાઢી. એકે એકે પોથીઓ ઉથલાવીને જોયું. એક કલાક બે કલાક એમ કેટલોક વખત વહી ગયો પણ સદાશિવ કાંઇ બોલ્યો નહિ. હવે મહારાજનું મન શાંત રહી શક્યું નહિ; ત્હેણે કહ્યું કે, "હવે કેટલીક વાર લાગશે જે કહેવું હોય તે કહી નાંખો." પરંતુ સાંભળે કોણ? સદાશિવે ઉત્તર પણ આપ્યો નહિ. અનેક ક્ષણ પર્યંત ગાઢ ચિંતામાં રહીને સ્હેજ હસ્યોઃ તેથી માનસિંહે ફરીવાર પૂછ્યું. "શું વિચાર કરો છો?"

કાંઇક વિચાર્યા પછી સદાશિવે કહ્યું:—મ્હારી ગણત્રી પ્રમાણે ત્હમને કાંઇ હાનિ થનાર નથી માટે નિશ્ચિંત રહો. બ્હીવાનું કાંઇ પ્રયોજન નથી. આપ આપના બાહુ બળથી સામંતસિંહના કૌશલથી, નંદકિશોરની ચાતુર્યથી, અને કમલાદેવીના પ્રેમથી વિજયી થશો. અને સુખેથી નિર્વિઘ્ને ઉત્સવનું કાર્ય પુરૂં થશે.

માનસિંહઃ—"ત્હમે શું કહ્યું તે કાંઇ સમજાયું નહિ માટે સ્પષ્ટ કહો."

સદાશિવઃ—"કાંઇ ભય જેવું તો નથી છતાં, આપની ગુપ્ત વાત પ્રકાશિત થશે"

મહારાજ ચમકી ઉઠયા. ત્હેણે પૂછ્યું "બીજું કાંઇ કહી શકો તેમ છો?

સદાશિવઃ ના મહારાજ!

માનસિંહ:-જો ત્હારી ગણના જુઠ્ઠી પડશે તો ત્હને મૃત્યુની સજા ફરમાવીશ.

સદાશિવ:-મહારાજ ? મ્હારૂં કોઇના હાથથી મૃત્યુ થઇ શકે તેમ નથી ! જો જ્યોતિષ મિથ્યા થશે તો મ્હારી ગણના પણ મિથ્યા થશે."

ખુશી થઇને મામસિંહે ત્હેને ખૂબ બક્ષિસ આપીને નંદકિશોરને બોલાવીને કહ્યું " આજે સાવધાનીથી સદાશિવને રાખો, જો જો તે ન્હાસી જાય નહિ."

---

# પંચમ પરિચ્છેદ.

## દીવ્ય પ્રેમની પ્રતિમા.



અંબર નગરમાં ભારે ધામધુમ મચી રહી છે. ચારે તરફ આનંદ-પ્રવાહ ઉચ્છલિત થઈ રહ્યો છે. જણાય છે કે આ ઉત્સવના દિન હાલ જલદી વ્યતીત થાય તેમ નથી.

ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં કમલાદેવી સુશીલ સમીરણ(હવા) સેવન કરવાને માટે મંદ મંદ ગતિથી માનસિંહના દુર્ગ મધ્યસ્થિત સુરમ્ય નંદનકાનન સદૃશ કુસુમ કાનનમાં અકેલી પરિભ્રમણકરી રહી છે. ચારે બાજુએ નાનાં પ્રકારમાં પુષ્પો ખિલેલાં છે. સુમંદ મૃદુ પવન મકરંદથી પોતાના અંગને માર્જીત કરીને તે વિકસિત કુસુમાવલીને નચા-વતા દિગ્મંડળને આનંદિત કરી રહ્યો છે. વન-વિહંગ તે મંજૂરિત નિકુંજમાં સુલલિત સ્વરથી ગાન કરી રહ્યા છે. મોર મયુરીઓ કૃષ્ણ પ્રસ્તર ( પત્થર ) થી બનેલી વિશાળ દુર્ગ પ્રાચીર ( દિવાલ ) ની ઘોર ગંભીર મૂર્તિ જોઇને સજલ જલદના ભ્રમથી આનંદોન્મત થઇને પુચ્છ ગુચ્છ ફેલાવીને નાચે છે. વિશાદનો લેશ માત્ર પણ નથી—સર્વ વસ્તુ-ઓ વિમલ આનંદથી આનંદમય થઇ રહી છે.

કમલાદેવી પ્રકૃતિના નાના પ્રકારનાં વિચિત્ર ચિત્રોને જોતી જોતી એક નહેરની પાસે આવી. હેને જણાયું કે તે નિર્ઝરની દક્ષિણ પા-

ર્શ્વ ( બાજુ )માં માધવી કુંજના અંતરાલમાં એક ઉજ્જવલ પત્થરની ઉપર એક ષોડષી કામિની બેઠેલી છે. પ્રથમ તો તેણે ધાર્યું કે શિલ્પિગણોએ વનદેવીની મધુમય મૂર્તિ બનાવીને ત્યાં રાખવામાં આવેલી છે. પરંતુ જરા આગળ જઇને જોયું તો તે રક્તમાંસની બનેલી અનુપમ રમણી-મૂર્તિ છે. કૌતુકાક્રાંત થઇને ધીમે ધીમે અગ્રસર થઇને ત્હેને મધુર સ્વરથી પૂછ્યું: "ત્હમે કોણ છો?" ત્હમે આ સ્થળે એકલાં ઉદાસ મુખ કરીને શા માટે બેઠાં છો?"

તે કામિનીએ જાણ્યું કે આ પ્રશ્ન પૂછનાર સ્ત્રી કાંઇ સાધારણ હોય તેમ જણાતું નથી, તેથી સહસા ત્હેના મુખમાંથી કાંઇ પણ વાત નીકળી શકી નહિ. પરંતુ થોડીવાર પછી ઉભી થઇને, મલિન વદન-કરૂણ ભાવથી આંખો ડબડબાવા લાગી. તે આ પ્રકારે કમલાના પૂર્ણ ચંદ્રાનનની તરફ જોતી રહી. આ કરૂણ દૃશ્ય આ જોતાંની સાથેજ કમલાનું ચિત્ત દયાથી ઉભરાઇ આવ્યું.

"ઉઠ બાઈ ઉઠ; ત્હને શું થયું? કહીને કમલાએ ત્હેનો હાથ પકડીને ઉભી કરી.

રમણીએ કંપતાં કંપતાં ભાંગ્યા તૂટયા સ્વરથી કહ્યું "હું આપનું શરણ માગું છું."

કમલા:—" ત્હારે ડરવાનું જરા પણ કારણ નથી. ત્હારા મનને કોણે દુ:ખિત કર્યું છે; તે કહે."

કમલાએ શું કહ્યું તે, તે દુ:ખિની અબળા કાંઇ પણ સ્હમજી શકી નહિ. થોડી વાર સુધી ચિંતા કરીને ભય કંપિત સ્વરથી બોલી:-" હાય! મ્હને હજુ સુધી માલુમ નથી કે મ્હારા મનને કોણે ચોટ લગાવી છે!"

કમલાઃ-તું તો એક દિવાનીની માફક વાતો કરે છે. કોણે ત્હારા સતીત્વનો નાશ કર્યો છે, અથવા તો તારે શું દુઃખ છે? કહે જોઇએ ત્હેને યોગ્ય સજા દઇશ. જલદી કહે હું હવે ત્હને વધારે કાંઇ પૂછવા માગતી નથી.

રમણીઃ-હું આપને પગે પડું છું. હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે, આપ મ્હારી રક્ષા કરો. પાપી નંદકિશોરના હાથથી બચાવો.

કમલાઃ—નંદકિશોર!!! ત્હારે શું સંબંધી થાય છે.

રમણીઃ—હું-હું-મ્હનેત્હેણે બંદિ કરી રાખી હતી; મ્હારો પ્રાણ લેવાની કોશિશ કરતો હતો, હું ન્હાસીને આવતી રહી છું—આપ મ્હારી રક્ષા કરો.

કમલાઃ-રક્ષા તો હું કરીશજ. હું આ સંબધી શોધ કરીશ. કમલાદેવીની હયાતીમાં મોગલ બાદશાહતની અંદર કોઇ જુલ્મ ગુજારી શકશે નહિ. શું તુંજ અજયસિંહની પુત્રી હેમલતા છે?

કમલાદેવીનું નામ મશહૂર હતું. તે નામને સાંભળતાંની સાથેજ તે સ્ત્રીનું હૃદય સાહસ અને આશાથી નાચી ઉઠયું. ફરી તે હાથ જોડીને કહેવા લાગી. "ભારતેશ્વરી; હવે મ્હને બીજી કાંઇ પણ વાત પૂછીને લજ્જિત ન કરતાં-હું અભાગિની હેમલતા છું"

કમલાદેવીએ ગંભીર સ્વરથી કહ્યું "તું ખરેખર કર્મહીન છે, ત્હેં ત્હારા વૃદ્ધ પિતાને કપટ આપ્યું, સુરંજનને અંગૂઠો બતાવીને નંદકિશોરની સાથે લગ્ન કર્યાં. કહે જોઇએ, નંદકિશોર ત્હારો માલિક થાય કે નહિ વારૂ? મ્હેં ત્હારા દિવાનાપણાની વાત પહેલેથીજ સાંભળી છે.

હેમલતાના આખા શરીરમાં વીજળી પ્રસરી ગઇ. કાલ-ભુજંગીની પેઠે શિર ઉંચું કરીને કંપતી કંપતી કહેવા લાગીઃ—'શું? મ્હેં અજયસિંહની કન્યા થઇને નીચ નંદકિશોરની સાથે લગ્ન કરી લીધાં છે?

એથી તો મૃત્યુ સો દરજ્જે ઉત્તમ છે. હું એવી નીચ નથી કે એવા ગુલામ સાથે વગર વિચાર્યાં લગ્ન કરી દઉં.

ઘણીવાર સુધી કમળા હેમલતાનું દુખ નિહાળી રહી અને પછી બોલી:—"કહે જોઇએ ત્હેં કોની સાથે વિવાહ કર્યાં છે? અથવા તો ત્હેં કયા મુખ્ય અમલદારને ત્હારો આશક બનાવ્યો છે વારૂ?

"આશક" શબ્દે કાલા સર્પની પેઠે ત્હેના હૃદયમાં ડંસ કર્યો. માત્ર એટલું જ કહી ચુપ થઇ ગઇ કે "મહારાજ માનસિંહ સર્વ વાત જાણે છે."

કમલાદેવીનું હૃદય કંપિત થયું—સહસા ત્હેને સંસાર શૂન્ય જણાયો. તે વખતે પોતાના ચિત્તના વેગને રોકીને બોલી:—"તું મ્હારી સાથે ચાલી આવ. હું હમણાં તે સંબંધી વિચાર કરૂં છું."

---

# ષષ્ઠ પરિચ્છેદ.

## પુનઃ વિચાર અને સ્નેહિયોમાં વિરોધ.



હારાજ માનસિંહ સભામાં બેઠા હતા તે વખતે ગુસ્સાથી લાલચોળ આંખો કરીને, કમલાદેવી ચંચલપાદ કરતી કરતી આવી પહોંચી અને મેઘની પેઠે ગંભીર સ્વરથી બોલી ઉઠી: "મહારાજ માનસિંહ! આ રમણીને આપ ઓળખો છો?"

માનસિંહના મસ્તક પર જાણે વિજળી તૂટી પડી. પ્રખર સૂર્ય મંડળમાં જાણે કોઇએ ભસ્મ-રાશી મેળવી દીધી. સાક્ષાત્ હતાશાની મૂર્તિને પેઠે ઉભા રહ્યા. મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ-

કમલાદેવીએ કહ્યું: "ત્હમારા મુખનો ભાવ જોવાથી માલમ પડી આવે છે કે ત્હમે મ્હને જુઠ્ઠી વાત કહીને ઠગી છે. માનસિંહ! અત્યારે ત્હમારી રક્ષા કોણ કરશે?"

આ ભર્ત્સનાથી સૂર્યનું પ્રદીપ્ત શૌર્ય માનસિંહના હૃદયમાં ઉદિત થયું. ત્હેના મુખ, લલાટ, અને નયનોપર અકસ્માત્ અતિ અપૂર્વ પ્રભા હાસ્ય કરવા લાગી. કમલાદેવીના તરફ જોતાં જોતાં બોલ્યો: "કમલાદેવી! તું મ્હને ડરાવે છે? રમણી! જે પોતાના મહાન પ્રતાપથી વિશ્વવિજયી થઇ રહ્યા છે તે એક ક્ષુદ્ર રમણીના ભયથી ડરી જશે?" સૂર્યવંશોદ્ભવની કેવી રમણીય ભીષણ મૂર્તિ જણાઇ પડી! સર્વ ચમત્કૃત થયાં અને કમલા પણ વિસ્મિત થઇ ગઇ

લાલચોળ નેત્રોથી ત્હેમના તરફ જોતાં જોતાં કમલાએ કહ્યું:—
" માનસિંહ! ત્હમને હું કેદ કરૂં છું. "

માનસિંહે ગર્વ સહિત ઉત્તર આપ્યો: " કરો જોઇએ કેદ. જોઉં મ્હારા શરીરને કોણ હાથ અડકાવી શકે તેમ છે? હજુ સુધી ક્ષત્રિય વીરોનું પરાક્રમ નહિ જોયું હોય." હજુ તું વીર રાજપૂતોના શૌર્યથી અજ્ઞાત છે. ત્હને હજુ ગર્વ છે તે ગર્વ ઉતારવાને આ વીર માનસિંહ તૈયાર છે. છટ દુષ્ટ નારી! તું મ્હને કેદ પકડાવવાનો હુકમ કરે છે, તે હુકમ કરવાનો તને શું હક્ક છે? તું કોણ? ત્હારે આમ દરબારો ભરીને મ્હારૂં અપમાન કરવાનું શું પ્રયોજન? તું જાણતી નથી કે મહારાજ માનસિંહ ધારે તો એક પળ માત્રમાં સમસ્ત ભારતવર્ષના રાજ્યાસનોને ડોલાવવાને શક્તિમાન છે? તો પછી ત્હારા જેવી એક ક્ષુદ્ર નારી તે શી વિસાતમાં! જેના ભયથી મહાન મહાન વીર લડવૈયાઓ-યોદ્ધાઓ અને સ્વયં શહેનશાહ પણ કંપિ ઉઠે છે તો પછી તું મ્હને શું કરનાર છે! ત્હારા જેવી હતબુદ્ધિ નારી જો માનસિંહ જેવા વીર પુરૂષને કેદ કરે તો પછી આ દુનિયામાં મહાન પરિવર્તનજ થાય! સૂર્ય પોતાનું સ્થળ બદલી પૂર્વાચળમાંથી પશ્ચિમમાં ઉદય પામે, સમુદ્ર પોતાની મર્યાદા મૂકીને સૃષ્ટિને પ્લાવિત કરે-પવન પોતાનું કાર્ય ત્યજીને સ્થિર થઇ જાય અને જગતની ઘટમાળ જુદાજ સ્વરૂપમાં મૂકાઇ જાય—કુદરતની કૃતિમાં મહાન ફેરફાર થઇ જાય તો પણ આ માનસિંહ ત્હારાથી જરા પણ ભય પામનાર નથી—ત્હારે આધિન થનાર નથી, તું તો શું પરંતુ દુનિયાને કંપાવનાર કોઇ મહાન યોદ્ધો આવી મ્હને કાર્ય ભ્રષ્ટ કરવા ધારે તો પણ હું મ્હારા કાર્યથી પતિત થાઉં ત્હેમ નથી? વારંવાર દરબારો ભરી ભરીને જન પૂર્ણ દરબારમાં મ્હારૂં અપમાન કરે છે, ત્હેનો બદલો

હું તને પૂરેપૂરો આપીશ જ. હને ત્હારાં કાર્યોની શિક્ષા આપીનેજ શાંત થઈશ. અરે ઓ નાદાન નારી! તું મ્હને શું કરી શકનાર છે? જા ત્હારાથી બને તે કર હું તેથી જરા પણ ડરૂં તેમ નથી.

કમલાઃ “ મહારાજ! મર્યાદામાં રહીને બોલો! ત્હમે આ સર્વ કોની સમક્ષ બોલી રહ્યા છો ત્હેનો ખ્યાલ કરો! ત્હમારાં આ વાકય ભવિષ્યમાં તમારી ખરાબી કરાવે ત્હેમ છે! ત્હમારે માટે આ વાકયો અત્યંત કષ્ટજનક છે! ત્હમે જાણુતા નથી કે મોગલેશ્વરી કમલાદેવી ત્હમારા જેવા અનેક યોદ્ધાઓ–લડવૈયાઓ–અમીર ઉમરાવોને કંપાવી શકી છે અને અદ્યાપિપર્યંત કંપાવવાને શક્તિમાન છે! મહારાજ ગર્વનું પરિણામ વિપરિતજ આવે છે! જગતમાં કોઇ ગર્વથી વિજયી થયું નથી. ત્હમે ત્હમારૂં કાર્ય કરી શકયા નથી ને વાતો તો મ્હોટી મ્હોટી કરો છો, પણ કહી બતાવ્યા કરતાં તે કાર્ય કરી બતાવીને અમલમાં મૂકવું એ વધારે યોગ્ય છે. ત્હમે ચોક્કસ યાદ રાખજો કે હંમેશાં ન્હાની વસ્તુઓજ મ્હોટી વસ્તુઓનો સંહાર કરવાને શક્તિમાન છે. ન્હાનો એવો સાપ સમય આવ્યે પ્રાણીનો સંહાર કરે છે. ન્હાનો એવો વીંછી મનુષ્યને ત્રાહ્ય ત્રાહ્ય પોકારાવે છે! માટે ત્હમારો એ સર્વ ગર્વ નકામો છે. ચન્દ્રમા ને સૂર્ય ન્હાના ભાસે છે પણ પોતાના પ્રકાશથી સમસ્ત વસુંધરાને આલોકિત કરી દે છે. તેઓનો આભાસ માત્ર ન્હાનો છે પણ ત્હેના જેવડું વડું આ અખિલ વિશ્વમાં કોઇ નથી. મહારાજ તેવીજ રીતે આ કમલાદેવીના સમાન અત્યારે ભારતવર્ષમાં કોઇ શક્તિમાન નથી! ત્હમારા જેવા લાખો યોદ્ધાઓ તો મ્હારી મુઠ્ઠીમાં રમી રહ્યા છે સ્હમજ્યા મહારાજ! માટે અહિંથી સીધે સીધા ચાલ્યા જાઓ નહિતો અપમાન થશે! ત્હમારી અમૂલ્ય આબરૂ ક્ષણુ માત્રમાં નષ્ટ થશે! અને સર્વ ગર્વ માટીમાં મળી જશે.

માનસિંહઃ કમલા ! હવે ત્હારાં દુષ્ટ વાક્યોનો વરસાદ સત્વર બંધ કર નહિતો જીવથી મારી જશે ! જા ત્હારાથી થાય તે કરજે. શું તું ત્હારી તુલના સૂર્યના સમાન કરે છે ! પણ જાણતી નથી કે સૂર્યવંશી તો આ મહારાજ માનસિંહ પોતેજ છે ! તે સૂર્યત્વના પ્રભાવથી હું ત્હને એક ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી નાંખીશ ! હજુ ત્હને કોઈ ખરા વીરે પોતાનું શૌર્ય બતાવ્યું હોય ત્હેમ જણાતું નથી પણ ખૂબ યાદ રાખજે કે માનસિંહ ત્હારો ધ્વંશ અલ્પ સમયમાં કરવાને શક્તિમાન છે. જો ત્હને મારવી હોય તો આટલીજ વાર છે.

એમ કહીને મહારાજે કમ્મર પરથી કટાર કહાડી અને પુનઃ કાંઇક વિચાર કરીને પાછી મ્યાનમાં મૂકી દીધી ત્યાર બાદ તેઓ પુનઃ બોલવા લાગ્યા: " તું નારી છે ! એટલા માટે ત્હને જીવિતદાન આપું છું. અમે ક્ષત્રિયો-વીરો કદી પણ નારી તરફ શસ્ત્ર ઉઠાવી શકતા નથી માટેજ ત્હને આજે મુક્ત કરૂં છું. મ્હારે લાચાર થવું પડે છે ! નહિતો ત્હને એક ક્ષણવારમાં નર્કના દ્વારમાં પહોંચાડી દઉં એમાં જરાપણ સંદેહ નથી. દુષ્ટ ! લુચ્ચી ! ! ભારતના સર્વ માન્ય માનસિંહનું તું અપમાન કરવા ધારે છે ! કાળાંતે પણ બનનાર નથી. ત્હારા સભાસદો પણ પ્રપંચનાં પૂતળાંઓજ છે ! ત્હારાં સર્વ કાર્યો હવ મ્હને જણાઇ આવ્યાં છે. તું મ્હને ત્હારી કૃત્રિમ પ્રેમ જાળમાં ફસાવીને પીડિત કરવા ધારતી હશે ! પરન્તુ ત્હેમ થવું એ અત્યંત અસંભવિત છે ! સિંહને સાધારણ શિયાળવું કદી પણ બંધનયુક્ત કરી શકતુંજ નથી ! ત્હારા જેવી લાખો મોગલેશ્વરીને પહોંચી વળવાને વીર માનસિંહ તત્પર છે. અરે ! ત્હારા સમ્રાટને પણ હું નર્કના દ્વારમાં રજુ કરવાને આતુર છું તે પણ સમય આવ્યે થઇ રહેશે માનસિંહને તું કાપુરૂષ-રણ કાયર અને નાદાન ધારતી હઇશ પણ જો ત્હેના

સપાટામાં આવીશ તો ત્હને સર્વ બાબતો માન્યજ કરવી પડશે કે માનસિંહ એ ધારે તે કરવાને શક્તિમાન છે.

શું તું મ્હારો ગર્વ માટીમાં મેળવનાર છે! અરે પામર રમણી જરા વિચાર કરીને ત્હારા મુખમાંથી વાક્ય ઉચ્ચાર! ગમાર! ત્હને એટલો પણ ખ્યાલ નથી કે ભારતના વિખ્યાત વિખ્યાત રાજાઓ અને મહાન પુરૂષો ત્હેનો ગર્વ ઉતારવાને અસમર્થ થયા છે તો પછી તું ત્હેને શું કરી શકવાની હતી! જા ત્હારાથી બને તો અત્યારેજ ત્હેના ગર્વનો નાશ કરાવ જોઇએ! હું જોઇ લઉં કે આ દરબારમાં મ્હારો ગર્વ ઉતારવાને કોણ શક્તિમાન છે."

મહારાજ માનસિંહનાં વીરતા પૂર્ણ વચનો સાંભળીને દરબારનાં સર્વ મનુષ્યો નિસ્તબ્ધ થઇ ગયાં અને માનસિંહની વીરતા તથા ક્રોધ સંબંધી વિચારો કરવા લાગ્યાં. માનસિંહ પોતાના આસનપર બેઠો અને દરબારીયોના મુખ તરફ જોવા લાગ્યો.

ત્યાર બાદ કમલાદેવી બોલીઃ "માનસિંહ! એ સર્વે સમય આવ્યે થઇ રહેશે. હવે વધારે વાર નથી! ત્હમને સર્વ રીતે થોડા સમય પછી હું જવાબ આપી મ્હારા અંતરની જવાલાઓ શાંત કરીશ! અત્યારે તો શાંત થાઓ.

એમ કહીને તે પુનઃ પોતાના આસનપર બેસી ગઇ ત્યાર પછી થોડી વારે સર્વ દરબારીયોને વિદાયગિરિ આપી પોતે ચિંતાયુકત વદને ત્યાંથી ચાલી ગઇ! મહારાજ માનસિંહ પણ પાછળથી ઉદાસ થઇને પોતાના ઘર તરફ ચાલ્યા ગયા. દરબાર ગૃહ શૂન્યકાર થઇ ગયું.

———

## સપ્તમ પરિચ્છેદ.

### સુરજન અને અંબર નરેશ !




મલાદેવીની સાથે વિતંડાવાદ કરીને રાજમહેલમાં આવ્યા પછી, મહારાજ માનસિંહનું ચિત્ત ચિંતાના ઉંડા પયોધિમાં ગોથાં ખાવા લાગ્યું. મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ ઉદ્‌ભવવા લાગ્યા. અને હેમના મુખ મંડળ ઉપર વિષાદની છાયા છવાઇ ગયેલી હોય એમ જણાવા લાગ્યું.

પોતાના ચિત્તને શાંત કરવા માટે મહારાજ માનસિંહે અનેક પ્રયત્નો કર્યા. પરંતુ હેમાં તેઓ નિષ્ફળ નિવડયા. આખરે હેમણે વિચાર કર્યો કે મ્હારૂં ચિંતાથી તરંગિત થએલું ચિત્ત પુષ્પોદ્યાનમાં જવાથી કાંઇક શાંત થશે. આમ ધારીને તેઓ પોતાના મનોહર ઉદ્યાનમાં ગયા.

ઉદ્યાન વિવિધ પ્રકારના વૃક્ષો, છોડવાઓ, લતાઓ, વગેરેથી પરિપૂર્ણ હતું. હેમાં અનેક પ્રકારનાં સુંદર પુષ્પો વિકસિત થએલાં જણાતાં હતાં. ગુલાબ, ચંપો, ચમેલી, વગેરેના છોડવાઓ ઉપર પુષ્પો અત્યંત શોભા વિસ્તારી રહેલાં જણાતાં હતાં, વળી ઉદ્યાનના મધ્ય સ્થળમાં એક સુંદર સંગેમરમરનો ફુવારો બાંધવામાં આવેલો હતો. હેમાંથી મંદ મંદ પ્રવાહે જળ ઉંચું નીચું ઉછળતું હતું.

સન્ધ્યા સમય થએલો હોવાથી અસ્ત પામતા ભગવાન સવિતા નારાયણનાં અતિ મનોહર સોનેરી કિરણો પણ વૃક્ષોના શૃંગ ઉપર કાંઇક જૂદાજ પ્રકારનો દશ્ય દર્શાવતાં હતાં, પક્ષિયોનું કૂજન પણ બંધ થયું હતું તેથી સર્વ ઉદ્યાન શાંત હતું.

આ સર્વ આનંદમય મનોહર દ્રશ્ય જોઇને મહારાજ માનસિંહનું ચિત્ત કાંઇક ચિંતાના ભારથી મુક્ત થયું. તેઓ કમલાદેવીને વિસરી ગયા અને જગત્ નિયંતાના બનાવેલા મનોહર દશ્યો જોવા તરફ આકર્ષાયા. ત્હેમણે ત્યાં એક એવો તો અનુપમ દશ્ય જોયો કે તેથી ત્હેનું મન પુનઃવિચલિત થઇ ગયું! તે દશ્ય એવો હતો કે એક અતિ વિશાળ આમ્રવૃક્ષને એક મનોહર લતિકા ગાઢ બંધનથી ત્હેની સાથે વિંટાએલી હતી. આમ્રવૃક્ષ તેથી જાણે અલગ રહેવા ઇચ્છતું હોય તેમ જણાતું હતું છતાં પણ લતિકા ત્હેની પાછળજ લંબાઇ લંબાઇને વૃદ્ધિગત થએલી જણાતી હતી.

આ દશ્ય ઉપરથી મહારાજને તરતજ હેમલતાએ લખેલો પત્ર તથા કહેવરાવેલા સંદેશાઓ યાદ આવી ગયા. અને તેથી ત્હેમનું હૃદય હેમલતાને મેળવવા માટે ઘેલું થઇ ગએલું હોય એમ જણાવા લાગ્યું. તેઓ વિચારવા લાગ્યા કે હાય! હવે હું તે પ્રેમ પ્રતિમાને શી રીતે મેળવી શકીશ! કમલા સાથે વિતંડાવાદ કર્યો છે એ ખરેખર અનર્થનુંજ મૂળ છે. અલ્પ સમયમાં મહાન વિગ્રહ જાગશે. ત્હેમાં મ્હારે રોકાવું પડશે. કદાચ ત્હેમાં જો મ્હારો પરાજય થશે તો પછી હેમલતાને કદી પણ મેળવી શકીશ નહિ. તે પ્રેમી બાળા મ્હારે માટે આકુલ વ્યાકુલ થઇ થઇ રહી છે. તે મ્હને કેવી રીતે પ્રાપ્ત કરી શકશે! અહા! પ્રભુ હવે મ્હારે શું કરવું અમે ધારીએ છીએ કાંઇ અને તું કરે છે કાંઇ! પ્રભુ ત્હારી ગતિ અતિશય ગહન છે! હવે

મ્હારે આ આપદમાંથી શી રીતે મુક્ત થવું એ મ્હને કૃપા કરીને દર્શાવ! હવે તાત આ કષ્ટ સહન થતુ નથી. એમ કહેતાં કહેતાં ત્હેમની દૃષ્ટિ પાછળ પડી.—

ત્યાં ત્હેમણે જોયું કે સાથે અન્ય એક પુરૂષ ઉભેલો છે. ત્હેણે તેને વિનિત ભાવથી પૂછ્યું:—"ભાઇ! આજે કાંઇ ગુપ્ત વાત છે? સુરંજને અતિ નમ્ર ભાવથી કહ્યું: "મહારાજ આપ મ્હને આપનો શત્રુ જાણો છો પરંતુ હું ભ્રમથી પણ આપના અનિષ્ટની કામના કરતો નથી."

માનસિંહ:—"ત્હેં મ્હારી સાથે શત્રુતા તો કરી નથી ને?"

સુરંજન:—ના, હું મહોબ્બતખાંનો પરિચિત છું ખરો, પરંતુ તોપણ ત્હેનો નોકર અથવા ઉપાસક નથી અને હું ત્હેની પાસે રહેતો પણ નથી. આપ વિજ્ઞ છો, વિચાર કરી જુઓ કે જે નરાધમ પશુએ એક સરલા બાલિકાને કલંકિત કરી છે ત્હેને દણ્ડ આપવો જોઇએ કે નહિ? તેથી આપની વડાઇમાં પણ બટ્ટો લાગશે."

માનસિંહે કર્કશ સ્વરથી કહ્યું:—"તું કોની સાથે વાત કરી રહ્યો છે, ત્હેનો ત્હને ખ્યાલ છે કે?

તે વાતને અણુસાંભળી કરીને સુરજંને કહ્યું:—"જ્યાં સુધી પિશાચનું ઉંચુ મસતક મ્હારા પગ નીચે નહિ છુંદું ત્યાં સુધી મ્હારા મનનો ક્ષોભ દૂર થશે નહિ."

માનસિંહનું મુખમંડળ રક્તવર્ણ થયું. અધરને દશનથી દંશન કરતા કરતા બોલ્યા:—હરામખોર! ન્હાને પડે ન્હાનો અને મ્હોટાની સાથે લવલવાટ કરે છે! જા ત્હારાથી થાય તે કર. નરાધમ! થઇ જા તૈયાર, કમર કસીને થઇ જા યુદ્ધ માટે તૈયાર."

એમ કહીને માનસિંહે મ્યાનમાંથી તલવાર બહાર કાઢી.

— —



# અષ્ટમ પરિચ્છેદ.

## સમશીર યુદ્ધ



વિસ્મિત થઇને સુરંજને કહ્યું: " આ શું, મહારાજ ! દુષ્કર્મીને દણ્ડ ક્યાં સુધી આપ્યા કરશો અને વળી એક નિરપરાધીનો જાન લેવા શા માટે તત્પર થાવછો ? "

વજ્રનાદ કરીને માનસિંહે કહ્યું: " ચુપ રહે ! ! "

હું મ્હારા પ્રાણને માટે ભય કરતો નથી–પરંતુ આમાં અપરાધ આપનોજ છે " એમ કહીને સુરંજને પણ આત્મરક્ષાને માટે તલવાર બહાર ક્હાડી.

પરંતુ માનસિંહના બાહુ બળને કોણ સહન કરી શકે તેમ છે ? ત્હેણે સુરંજનની તલવાર ઝુંટવી લઇને ત્હેને ભૂતળશાયી કર્યો. ત્હેની છાતીપર ધુંટણ રાખીને બેસીને પોતાની તલવાર ત્હેની ગરદન પર રાખીને કહ્યું: " નરાધમ ! આત્મદોષ સ્વીકાર કર નહિ તો મરણને શરણ થવું પડશે. "

સુરંજનઃ–આપ વિના કારણ મ્હારો પ્રાણ વધ કરવા માટે તત્પ-ર થયા છો. તો પછી હું મ્હારો ગુન્હો કેવી રીતે કબુલી શકું.? ઇશ્વર આપને ક્ષમા કરશે. "

માનસિંહે જાણ્યું કે મ્હેં હેમલતાની સાથે વિવાહ કર્યો છે તે સુરં-

જન જાણે છે અને તેથીજ "નરાધમ" આદિ કટૂક્તિયોનો વ્યવહાર કરે છે. સુરંજન જો વિવાહ–કથા પ્રકાશ કરી દેશે તો સંકટ આવી પડશે; એથી મહારાજને ત્હેના પર વિષમ ક્રોધ ઉત્પન્ન થયો.

"બસ, વિનાકારણજ ત્હારૂં મૃત્યું કરવું એવો મ્હારો દૃઢ સંકલ્પ છે. જા તું મરણને શરણ થા."

એમ કહીને મહારાજે ત્હેની ગરદન પર તલવાર ફેરવવા ધાર્યું કે પાછળથી કોઇએ ત્હેનો હાથ ગ્રહી લીધો. મહારાજે પાછું ફરીને જોયું કે હાથ ગ્રહનાર એક કુરૂપ બાળક છે. એકદમ ત્હેનો હાથ છોડવી શકયા નહિ. આ અવસરમાં સુરંજને ઉઠીને પોતાની તલવાર ઉઠાવી લીધી. માનસિંહ પણ અતિશય ક્રોધના આવેશમાં આવીને ગર્જના કરી ઉઠયો; પરંતુ તેમના બન્ને પગ ગ્રહીને કેવલરામે કહ્યું: "મહારાજ! પ્રથમ મારી એક બે વાત સાંભળી લ્યો." એમ કહીને ત્હેના હાથમાં એક પત્ર આપ્યો.

પત્ર વાંચી રહ્યા પછી માનસિંહે કહ્યું: "સુરજંન! આજ સંધ્યાની વાત ભૂલી જાઓ."

એક તો સુરંજનના ઉપર પ્રથમથીજ ક્રોધ હતો, બીજું હેમલતાને અંબરમાં આવેલી જોઇને માનસિંહે સ્થિર કર્યું હતું કે સુરંજનજ કૌશલથી ત્હેને લાવ્યો હશે. પરંતુ વાસ્તવમાં, સુરંજન આ વિષયમાં કાંઇ પણ જાણતો નહોતો બાજીગર જ્યારે વિષ્ણુપુર ગયો ત્યારે ત્હેને સર્વ વાતો માલુમ થઇ ગઇ હતી. ત્હેણે કૌશલથી હેમલતાની પાસે જઇને કહ્યું કે સદાશિવ અને નંદકિશોર ત્હને વિષ દઇને મારી નાંખનાર છે. હેમલતા બરાબર એજ ઉપાયમાં લાગી રહી હતી કે માનસિંહને ત્યાં કેવી રીતે પહોંચી શકું. તપસ્વીની આંખોમાં ધુળ નાંખીને બાજીગરે હેમલતાને માનસિંહના કિલ્લામાં પહોંચાડી દીધી, પરંતુ તે કોની

પાસે જઈ શકે ? મહારાજને ખબર આપ્યા સિવાય ત્હેની પાસે જ-વાનું સાહસ થઇ શક્યું નહિ. કાંઇ ઉપાય ન મળવાથી તે સુરંજનને ઘેર ગઇ. સુરંજન તે વખતે ત્યાં નહોતો. હેમલતાએ બાજીગરની દ્વારા માનસિંહના નામ પર એક ચીઠી લખી મોકલી. ત્હેણે તે પત્રને ફેંકી દીધો. કેવલરામ ઉત્સવમાં આવ્યો હતો; ત્હેને તે પત્ર મળ્યો તે ત્હેણે જોઇને મહારાજ માનસિંહને આપ્યો.

આ પત્રમાં હેમલતાએ પોતાને આવવાનું કારણ સ્પષ્ટ લખી આપ્યું હતું. માનસિંહે જાણ્યું કે સુરંજનનો કાંઇ પણ દોષ નથી. ધીમા સ્વરથી પૂછ્યું, " કેમ છોકરા ? પત્ર આવવામાં આટલી બધી વાર કેમ લાગી ? હા હેમલતે ! હા પ્રાણમયિ ! ! "

વિસ્મિત થઇને સુરંજન બોલી ઉઠયો: " એ શું, મહારાજ ! કરૂણ સ્વરથી મહારાજે કહ્યું; "અવશ્ય હજુ સુધી મ્હારી હેમલતા જીવતી હશે ! હા, નંદકિશોર ! ! તું........

સુરંજન :—આશા છે કે આપ નંદકિશોરને...........

માનસિંહ:—નહિ નહિ ! !—હું ઉન્મત્ત થઇ રહ્યો છું. જ્ઞાનશૂન્ય છું-શું કહ્યું તે હું જાણતો નથી—"

સુરંજન:—" મહારાજ ! મ્હારે આપની સાથે કાંઇ તકરાર નથી. જે પાપાત્માએ તે પ્રેમ પ્રતિમા હેમલતાને કલંકિત કરી છે તેને સમુ-ચિત દંડ આપ્યા સિવાય મ્હારી અન્તર્જ્વાલા શાંત થશે નહિ. મેઘ-વત્ ગર્જના કરીને માનસિંહ બોલ્યો:—શું કહે છે ? જે પાપાત્માએ હેમલતાને કલંકિત કરી છે ? હેમલતાના સ્વામીને દણ્ડ આપવાનો ત્હને શું અધિકાર છે ? જો મહારાજ માનસિંહે પોતાની મહિષી પ્રતિ કાંઇ અન્યાયાચરણ પણ કર્યું હોય તો કોનું સામર્થ્ય છે કે તે ત્હેનું નામ લઇ શકે ?

હતબુદ્ધિની પેઠે ક્ષણવાર સુધી ઉભો રહીને માનસિંહના મુખની તરફ જોતાં જોતાં સુરંજને કહ્યું: "મહારાજ! મ્હારો અપરાધ ક્ષમા કરો. હું શપથ પૂર્વક કહું છું કે મ્હને અત્યાર સુધી માલૂમ નહોતું કે તેણી શ્રીમાન્ મહારાજ માનસિંહની મહિષી છે. મહારાજ! આજ મને પરમાનંદ પ્રાપ્ત થયો. હેમલતા રાજમહિષી થઇ. એથી વધારે આનંદની વાત બીજી કઇ હોઈ શકે ? પ્રભુ ! હવે વિદાયગીરી માગું છું.

માનસિંહે ઉત્તર આપ્યો:-" ત્હારે એક કામ કરવું પડશે. હેમલતા નંદકિશોરના હાથમાં પડી છે-ત્હેનાપર વિપદ આવવાની સંભાવના છે. આ સમયે અહિં આવીને હેમલતાએ મ્હારો સર્વ નાશ કરી દીધો. એમાંથી પરિત્રાણ મેળવવાને માટે મ્હેં ત્હેને વિષ્ણુપુર મોકલી દીધી છે. ત્હમે જઇને જો બચાવી શકો તો તે હતભાગિનીને બચાવજો." એમ કહીને માનસિંહ ચાલ્યા ગયા.

વિષ્ણુપુર જઇને જોયું કે તે પ્રણય-પ્રતિમા મૃત્યુશય્યાપર પતિ વિરહથીશાયિત છે. વિષથી ત્હેનું શરીર જર્જરીભૂત થઇ રહ્યું છે. સુરંજનને જોઇને હેમલતાએ અતિ મૃદુજડિત સ્વરથી કહ્યું: "સુરંજન ! હું ઘણી અપરાધિની છું. હું અતિ પાપીયસી છું-મ્હને ક્ષમા કરો. હું ચાલી. ઓ; હૃદય ફાટી જાય છે.! કેવું ભયાનક ? સુરંજન ! પિતાને કહેજો કે અભિમાનિ હેમલતાને ત્હેના પાપનું ફળ મળ્યું. હાય હાય ! પ્રાણ ગયારે ! હેમલતાની આંખોમાં આંસૂ ભરાઇ આવ્યાં-સુરંજન રોઇ શક્યો નહિ હૃદય સુકાઇ ગયું-કણ્ઠ બંધ થઇ ગયો. આંખો ભીંજાઇ ગઇ. તે બોલ્યો; " હેમલતા ! હેમલતા ! વધારે શું કહું. કંઇજ કહી શક્યો નહિ ! તે માત્ર ઉપર્યુક્ત શબ્દ કહીને તરતજ આ ફાની દુનિયાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો ત્હેનો આત્મા ઉડી ગયો. દેહ પડી રહ્યો. પણ ચૈતન્ય જતાં દેહ શું કામનો ? " ત્યાર બાદ થોડીવારે હેમલતા પણ આ દુનિયાનો ત્યાગ કરીને પરલોકવાસી થઈ. બન્ને જણાં પ્રભુના ચરણમાં હમેશને માટે વિરમ્યાં.



# નવમ પરિચ્છેદ.

## ભગ્ન મનથી.



રાત્રે માનસિંહને નિદ્રા ન આવી. દુશ્ચિંતાએ હૃદયને વ્યાકુલ કરી દીધું. દેવસિંહ બહેરામખાંની સાથે ન આવ્યો. કમલાદેવીએ ત્હેનું અપમાન કર્યું-હવે આ વિપદમાંથી રક્ષા કરવાનો કાંઇપણ ઉપાય રહ્યો નહિ.

ત્હેણે જાગ્રતાવસ્થામાંજ રાત્રિ વ્યતીત કરી. મ્હોટે મળસકે ઉઠીને સ્નાનાદિ પ્રાતઃકૃત્ય સંપાદનપૂર્વક શિવજીની પૂજા કરવા બેઠા. મહા-કાલીનું મંદિર નીરવ ગંભીર હતું. માનસિંહ ધ્યાનમાં મગ્ન હતા. એ વખતે ત્હેને માલૂમ થયું કે જાણે સ્હામે દનુજ-દલની કાત્યાયિની વિશ્વ-વિમોહિની મૂર્તિ ઉભી છે. તે સમયે ધૂપ ધૂમ્રની ધૂપ રાશિએ ગંભીરતાને અધિકતર વધારી દીધી. તે મૂર્તિને જોઇને માનસિંહને અતિ આનંદ થયો. દેવી બોલી; "માનસિંહ! દેવતા ત્હમારા પર પ્રસન્ન છે! જાઓ-પ્રતિજ્ઞા પાલન કરો.

વીર-હૃદયમાં વીર-રસની નદી વહી. નયનોમાં ઉત્સાહ નૃત્ય કરવા લાગ્યો. ઘેર આવીને નંદકિશોરની પ્રતિક્ષા કરી રહ્યા હતા ( રાહ જોઈ રહ્યા હતા ) એટલામાં એક નોકરે આવીને ત્હેમના હાથમાં એક પત્ર આપ્યો. ત્હેણે ત્હેને વિદાય કરીને તે પત્ર વાંચવો શરૂ કર્યો. ત્હેમાં લખ્યું હતું કે:—

" મહારાજ ! ત્હમારા ગુપ્ત પ્રેમે-ત્હમારૂં ષડયંત્ર પ્રકાશ થયું. મ્હને અને અકબરને ત્હમે દગો આપી શકયા નહિ. ત્હમે અતિ નીચ અને વિશ્વાસઘાતી પુરૂષ છો ત્હમારી સાથે મ્હેં પ્યાર કર્યો હતો-પ્રાણ મન સર્વસ્ત્ર અર્પણ કર્યું હતું-દિલ્હીનું સિંહાસન પણ આપવાને તૈયાર હતી. તે સર્વ ત્હમે ગુમાવ્યું. મન આપવા છતાં જ્યારે મન નથી મળતું ત્યારે કેટલું દિલ દુઃખાય છે ત્હેનો તો ત્હમને અનુભવ હશેજ ? તેથી તે મ્હારાથી પ્રકાશિત થઇ શકતું નથી. ત્હમારા ઉપર સંકટનું વાદળ તૂટી પડશે. હું વિશ્વાસ-ઘાતિની નથી; તેથી કહું છું કે જો ન્હાસવાનો ઉપાય હોય તો બહુજ જલદી છદ્મવેશે અહિંથી ન્હાસી જજો."

પત્રમાં કોઇનું નામ નહોતું; પરંતુ માનસિંહ સમજી ગયો કે કમલાદેવીના પ્રેમનુંજ આ અંતિમ ચિન્હ છે. ત્હેના મુખમાંથી એક ઉંડો નિઃશ્વાસ નીકળી પડયો. પરંતુ ઉપાય શોધવાનો સમય ક્યાં છે ? મોગલ સેનાના ભીમસિંહનાદથી પર્વત-માલા પ્રતિધ્વનિત થવા લાગી. માનસિંહને ચારે બાજુએ ભયંકર અંધકારને અંધકારજ જણાવા લાગ્યો. ત્હેણે ધાર્યું કે માનસિંહ નામર્દોની પેઠે મુખ છુપાવીને ન્હાસી શકશે નહિ. એવા જીવનથી શો ફાયદો. શું સાર ?

આ પ્રકારે ચિંતા કરીને તે સમર-સજ્જાથી સજ્જિત થઇને બહાર આવ્યો. આ સમયે નંદકિશોર એકદમ દોડતો આવી મળ્યો અને કહેવા લાગ્યોઃ—" મહારાજ ! જલદી ન્હાસી જઇએ નહિતર બચવાનો ઉપાય નથી.

મોગલોના "દીન દીન"ના શબ્દ નિકટવર્તી થવા લાગ્યા. માનસિંહે પૂછ્યું. "દેવસિંહ ક્યાં છે ? બહેરામખાંનો પત્તો છે કે નહિ. આજીમની ખબર સંભળાવ."

નંદકિશોરે કહ્યું.—આજીમે આપનો પક્ષ તજી દીધો છે. બહેરામખાં ગુજરાતમાં પોતાના શત્રુદ્વારા માર્યો ગયો છે! દેવસિંહની કાંઈ પણ ખબર મ્હને મળી નથી. મહારાજ! શીઘ્ર ન્હાસી જવું યોગ્ય છે."

"નંદકિશોર! હું ન્હાસી શકીશ નહિ—હેમલતાને ક્યાં રાખી આવ્યો છે?"

માનસિંહ ત્હેના ઉત્તરની રાહ ન જોતાં રણોન્મત્ત બનીને એક ઘોડાપર બેઠો અને નિમેષ માત્રમાં અદૃશ્ય થઈ ગયો.

ઘણે દૂર ગયા પછી ઘોર ગંભીર પ્રલય કાલીન જલદ નિર્ઘોષના જેવો અવાજ સંભળાયો. "જય અકબરની!" "માનસિંહનું આવી બન્યું." ત્હેણે પોતાને હાથેજ પોતાના પગ પર કુહાડો માર્યો. ઘણા દિવસ મ્હને દુઃખ આપ્યા કર્યું છે. ત્હેનું આ ફળ. મન! બસ આજેજ જે કરવું હોય તે કર. જે લેવું હોય તે લે!"

આ પ્રમાણે વિચાર કરીને નંદકિશોર માનસિંહના મહેલમાં મણિમુક્તા આદિ અમૂલ્ય રત્નો ચોરવાને ચાલ્યો. માનસિંહે જોયું કે શત્રુની સેનાએ કિલ્લો ઘેરી લીધો છે. દુર્ગ—રક્ષક લોકો માર્યા ગયા અને પરાસ્ત થયા. દુર્ગ એક પ્રકારે શત્રુને આધિન થઇ ગયો છે. પરંતુ તે જરા પણ ડર્યો નહિ. ગંભીર સ્વરથી પોતાના સેનાપતિઓને સંબોધીને કહ્યું; "હથિયાર મૂકીદો, કોના કહેવાથી ત્હમે લડાઇ શરૂ કરી?"

માનસિંહની વાતથી સર્વ શાંત થયા. ઘોડાની પીઠપર માનસિંહનું સુંદર શરીર અને મસ્તકનો મણિમય મુકુટ ઘણી શોભા આપવા લાગ્યો. સૂર્યોદયની પેઠે તે સૂર્યકુલોદ્ભવ વીર પુરૂષના મુખમંડળનું દર્શન કરી

સર્વ નિસ્તબ્ધ થઇ ગયા. મહારાજ નીર્ભય થઇને અકબરની સ્હામે આવીને બોલ્યા—" માનસિંહ સ્હામે ઉભો છે, સજા આપો. મોગલ સમ્રાટ મ્હને ઘણું આશ્ચર્ય થયું છે. આપની ઉપસ્થિતિમાંજ સૈનિક લોકો વિવાદ કરે છે. હું ગુન્હેગાર છું એ જાણ્યું. પરંતુ કયા ગુન્હાને લીધે ગુન્હેગાર છું ? તે જણાવો. અકબરે કાંઇ ઉત્તર આપ્યો નહિ. માનસિંહની સમક્ષ એક ષોડશી રમણીને લાવીને મહોબ્બતખાંએ પૂછ્યું. મહારાજ આપ આને ઓળખો છો ?" બાલિકાના ઉપર દષ્ટિ પડતાંજ ત્હેના ચ્હેરાનો રંગ ઉડી ગયો પરંતુ પોતાના ચકિત ચિત્તનો વેગ રોકીને ત્હેણે કહ્યું: " અમીના શું ત્હેંજ મ્હારો સર્વ નાશ કર્યો ?" એમ કહીને પોતાની તલવારથી ત્હેનું મસ્તક કાપીને ગર્દનથી અલગ કરી દીધું. કોઇને ત્હેને રોકવાનો પ્રસંગ ન મળ્યો.

" આ શું ? માનસિંહ ! સ્ત્રીહત્યા !!! " અકબરે આશ્ચર્યાન્વિત થઇને પૂછ્યું.

અવિચલિત ભાવથી માનસિંહે ઉત્તર આપ્યો " આવી સ્ત્રીનો વધ કરવામાં કશું પાપ નથી. "

પરંતુ અકબરનું મુખમંડળ પ્રાતઃ સૂર્યની પેઠે લાલ થઇ ગયું. ત્હેણે વારિગર્જનના જેવા સ્વરથી કહ્યું. " આ કેવો નિર્દય પુરૂષ છે ? "

ક્ષુધાર્ત્ત કેશરીની પેઠે ગર્જના કરીને મહોબ્બતખાંએ કહ્યું: " કેમ, માનસિંહ ? મહોબ્બતની સ્હામેજ ત્હેની પાલન કરેલી પુત્રીનું તમે ખૂન કરી જશો ? તે કોઇ ગરીબ, અથવા ફકીરની પુત્રી નથી પરંતુ મ્હારી પોષ્ય પુત્રી છે. મ્હેંજ ત્હેને ત્હમારો ભેદ જાણવાને માટે મુકરર કરી હતી. તે મૂંગી કે બહેરી નહોતી. " એમ કહીને તેણે માનસિંહના પર તલવાર ઉગામી તેનું મસ્તક કાપવા ધાર્યું. પરંતુ

અકબરે હેને અટકાવીને કહ્યું; " નહિ, મહોબ્બત ! હુંજ હેને સજા આપીશ. કેમ માનસિંહ ! હમે આટલા ચાલાક હોવા છતાં એક નિર્દોષ બાળાને શામાટે મારી ? આથી વધારે હમારે માટે બીજી કઇ શરમ યુક્ત વાત છે ? હમે એમ સમજતા હતા કે હું સલ્તનતનો કાંઇ પણ ખ્યાલ રાખતો નથી; પરંતુ મ્હને પ્રથમથી હમારા બધા પ્રપંચ ધ્યાનમાં હતા. મ્હેં મહોબ્બતના મુખેથી સર્વ વાત સાંભળી લીધી છે. હમારે જે કહેવું હોય તે કહો.

ઘોર વિપદ આવી પડી. ચારે બાજુએ દષ્ટિ ફેરવીને મહારાજ જોવા લાગ્યા કે દેવસીંહ આવ્યો છે કે નહિ. દષ્ટિ દેવસિંહના ઉપર પતિત થઇ. બસ તત્ ક્ષણાત્ સાહસ અને ઉત્સાહથી શુષ્ક આશાલતિકા પ્રાયઃ લીલી થઇ ગઇ.

હેને ચિંતિત જોઇને અકબરે પુછ્યું; " ત્યારે શું હમારે કાંઇ કહેવું છે ? "

માનસિંહે નિર્ભય, ગંભીર અને સ્વાધિન વાકયથી કહ્યું. " કહેવાની વાત તો અનેક છે. આપે જે કાંઇ સાંભળ્યું છે, સમજ્યા છો, તે સર્વ ઠાક છે. માનસિંહે હિન્દૂ થઇને પોતાની બ્હેન કેમ મુસલમાનની સાથે પરણાવી ? સૂર્યવંશોદ્ભવ મહારાજ માનસિંહે શામાટે યવનોની ગુલામી સ્વીકારી, દશ વર્ષ થયાં શામાટે અધમ યવનોની પૂજા સ્વીકારી ? અકબર ! શું હમે એક વાર પણ આ સંબંધી કાંઇ ખ્યાલ કર્યો હતો. હજી સુધી હિન્દૂ લોકો કાંઇ જીવન શૂન્ય થયા નથી. હજુ સુધી હેના શરીરમાં આર્ય શોણિત પ્રવાહિત થઇ રહ્યું છે. હમારે શું એમ નહોતું વિચારવું જોઇતું કે આ પ્રશાંત આકાશ ઘનઘટાની ગંભીર ગર્જનાથી વિદીર્ણ થશે ? હા. નિર્બોધ ! શું

એટલો વિચાર કરવો ઉચિત નહોતો કે માનસિંહ મહાપ્રલયની આ યોજના કરી રહ્યો છે? અથવા મહાબલ પરાક્રાન્ત સામંતસિંહ કોણ છે? તે સિંહપરાક્રમ સામંતસિંહ માનસિંહના કનિષ્ટ ભ્રાતા દેવસિંહના સિવાય અન્ય કોઇ નથી! આમ જુઓ એનો મણિમય કિરીટ સર્વોપરિ શોભા આપી રહ્યો છે. જો કે એક કુલટા કામિનીના કપટથી અમારો ભેદ ખુલ્લો થઇ ગયો તથાપિ અકબર! આજ અમારા આ ભૃત્યના વિલક્ષણ બાહુબલનો કિંચિત પરિચય તને મળશેજ!"

એમ કહીને મહારાજે અતિ ગંભીર સ્વરથી એકવાર સ્વયં રણુસિંગું બજાવ્યું. હિન્દૂ રાજાઓ માનસિંહની વકૃત્તાને સાંભળીને વીર દર્પથી ગાજી ઉઠયા.

"અકબર! ત્હેં અમારો મોટા ઉપકાર કર્યો. જલદી ન્હાસો. આમ જુઓ. દેવસિંહે સેતુ–છેદન કરી દીધું. કહીને માનસિંહ કાલાન્ત કાલાન્ત પેઠે શત્રુઓને મારવા લાગ્યો. ત્હેની તે વિકટ વિરાટ મૂર્તિને જોઇને મોગલો ડરી ગયા.

પાછું ફરીને અકબરે જોયું કે ખરેખર દેવસિંહે સેતુ—છેદન કરીજ દીધું છે.

"મહોબ્બત! માનસિંહને પકડો! એમ કહીને અકબરે કિલ્લો તોડવાની આજ્ઞા કરી પરંતુ કોનામાં એવું સામર્થ્ય હોય કે માનસિંહને પકડી શકે? દાંતથી ઘોડાની લગામ પકડી બન્ને હાથથી શત્રુઓના શિર કાપવા લાગ્યો. પ્રલય કાલીન સિન્ધુ અને કાદમ્બિનીના યુગવત્ નાદની પેઠે દુર્ગમાં અનેક ભયંકર શબ્દ થવા લાગ્યા.



# દશમ પરિચ્છેદ.

## દુષ્ટની દુષ્ટતા ને માનસિંહનો પરાજય.



દેવસિંહ બહેરામખાંને આવવાની રાહ જોઇને અંબરથી પાંચ કોષ પશ્ચિમે એક વનમાં પોતાની ફોજની સાથે છુપાયો હતો. તે હેના ( બહેરામના ) મૃત્યુની ખબર સાંભળીને દુઃખિત અને ભગ્નોત્સાહ થયો આખરે હેણે રાજધાની તરફ પ્રયાણ કર્યું.

અહિંયાં આ વિગ્રહ મચ્યો હતો. ચતુર મહોબ્બતના ઇશારાથી મોગલ-સેનાએ દુર્ગને ઘેરી લીધો હતો. તેથી તે પોતાની ફોજ લઇને શહેરમાં પ્રવેશ કરી શક્યો નહિ. પરંતુ સર્વ નાશ ઉપસ્થિત જોવાથી કૌશલ્ય પૂર્વક થોડી સેના લઇ કિલ્લામાં જઇને માનસિંહની વિપદ જોઇ ગભરાયો, વિચાર કરવાનો સમય ન મળવાથી, ઝટપટ સેતુ છેદન કરીને હેણે અકબરને ઘેરી લીધો.

આ આકસ્મિક વિપદને જોઇને મોગલ-સેના ભગ્નોદ્યમ થઇને ન્હાસવાનો ઉપક્રમ કરવા લાગી. પ્રાચીર ( દિવાલ ) ના ઓથથી દુર્ગ-રક્ષકગણ ગોળા વરસાવવા લાગ્યા. કોનું સામર્થ્ય છે કે તે ગોળાનો માર સહન કરી દુર્ગ તરફ કુચ કરી શકે ? મડદાંઓના ઢગલાથી જળ અને સ્થળ ભરાઇ ગયાં. રૂધિરની નદીઓ વહેવા લાગી.

દેવસિંહે અકબર અને હિન્દુ નરપતિ ગણને સંબોધીને કહ્યું-

"જે સામંતસિંહના ભુજબળથી મોગલ રાજ્ય કંપતુ હતું, જેનું અપરિસીમ સાહસ, બુદ્ધિ કૌશલ્ય અને ચાતુર્યથી સર્વ પરાસ્ત થયા હતા, તે દસ્યુપતિ સામન્તસિંહ ક્ષત્રિય-વીર દેવસિંહના વેશમાં આજે રણ-પ્રાંગણમાં ઉપસ્થિત છે ! હે હિન્દુરાજ ગણ ! સૂર્યવંશીય વીરગણ ! આવો શુભદિન ફરી આવશે નહિ. અસાર સંસાર વાસના, નશ્વર દેહની માયા છોડીને શત્રુઓના રૂધિરથી ભારતનું કલંક ધોઓઃ- ત્હમારા પિતૃ પુરૂષોનું તર્પણ કરો. આપણે ક્ષત્રિય છીએ-આપણું કામ યુદ્ધ કરવાનુંજ છે-રણભૂમિજ આપણા લોકોની શય્યા છે—જાઓ એકવાર લોહીની નદીમાં તરીને મનની કાલિમા ધોઓ. આ મહત્ સંકલ્પને સાધિત કરવાને માટેજ રાજ, ધન, બંધુ, બાંધવ સર્વને છોડીને દશ વર્ષ સુધી હું વને વને ભ્રમણ કરી રહ્યો છું. મોગલોના શોણિતથી સ્નાન કરવા અનાર્ય શોણિતનું પાન કરવા અને અનાર્યના શોણિતથી આર્યકુલ કલંક પ્રક્ષાલન કરવાને માટેજ આપ અત્રે નિમંત્રિત થયા છો. આ અનંત ધરણી-મંડળમાં કોઇ ચીરંજીવી નથી. જે લોકોનાં સ્વનામ ધન્ય છે ત્હેમનેજ ધન્ય છે ! એકવાર મુસલમાન જાતિના અત્યાચારનું સ્મરણ કરો. સ્મરણ કરો-સુલતાન મહમદ, મહમદ ગોરી આદિએ ભારતનું કેવું સત્યાનાશ વાળ્યું. હજુ સુધી શું તમોને ચૈતન્યતા નથી થઇ. હજુ પણ સુષુપ્ત હૃદયમાં જીવન સંચાર થયો છે કે નહિ ? ત્હમે કયા કુળમાં જન્મ લીધો છે ત્હેનું સ્મરણ કરો. આ જગતમાં જન્મીને દરેકે પોતાના ઉચ્ચ જીવનનો પરિચય આપવોજ જોઇએ. વ્હાલા રાજપૂત યોદ્ધાઓ ફરી ફરીને મનુષ્ય દેહ મળવો મુશ્કેલ છે ! વળી તે સાથે આવો સુયોગ મેળવવો એ પણ અતિ મુશ્કેલ છે. માટે આ સ્થળે આપણે સઘળાએ વીરતાનો પરિચય આપવો એ વધારે યોગ્ય છે.

આ નાશવંત સૃષ્ટિમાં ગમારની માફક જીવન વ્યતીત કરવા કરતાં આ મહાન સ્વદેશ હિતૈષી કાર્યમાં પોતાના આત્માનું, ધનનું, રાજ્યનું અને સર્વનું બળિદાન આપવું એ વધારે યશોચિત છે. ભાઇઓ ત્હમે ત્હમારી ચળકતી તલવારોથી આ સમયે સાર ભૂમિમાં શત્રુઓનાં શિર છેદી ત્હેમના રૂધિરની ધારાઓ વહેવરાઓ, તેમના રક્તાથી, માંસથી આર્યભુમિના લાંબી મુદ્દતનાં ક્ષુધાર્ત કોહલાં વિગેરે પ્રાણીયોની ક્ષુધાને શાંત કરાવો. હજારો આર્ય અબળાઓની લાજ લૂંટનારા અનાર્યોનાં મસ્તકો કાપી ત્હેમના આત્માઓને શાંતિ આપો. ભાઇઓ યુદ્ધમાં લડીને મરણ પામશો તો જગતમાં અવિચળ કીર્તિને પામશો અને કદાચ મૃત્યુવશ થશો તો પણ ત્હમારા આત્માને જગતના જન્મ મરણના બંધનથી પાપથી-પરિતાપથી કોલાહલથી, પ્રપંચથી કપટથી મુકત કરી શકશો માટે ત્હમે રણ કાયર ન થતાં શત્રુઓના શિરોની આહુતિયો સમર દેવીને આપવા માટે સત્વર તત્પર થાઓ. ત્હમારા-આર્ય વંશના ક્ષત્રિય રાજાના-સૂર્યવંશીય રાજ્યના વાવટાઓ યવનોના રાજ્ય ઉપર ફરકાવવા માટે કદાચ આપણા પ્રાણનું બળિદાન આપવું પડે તોપણ ચિન્તા નહિ.

જે માતૃભૂમિ ઉપર આપણે પોષાઇને મ્હોટાં થયાં. જે ભૂમિનું આપણે અદ્યાપી પર્યંત લૂણ ખાધું, જેનાં પરિધાને આજ દિવસ સુધી આપણાં નગ્ન શરીરને આશ્રય આપી ઠંડી ગરમી વગેરે ઋતુઓના અસહ્ય ત્રાસથી બચાવ્યાં ત્હેને માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછું છે! જેના પ્રભાવથી આજે આપણે આ સ્થળે ઉપસ્થિત થયા એને માટે યુદ્ધમાંથી પાછી પાની કરવી એ કાયર પુરૂષનું કામ છે. ફરી ફરીને આવો અવસર મળતો નથી. માટે આ અમુલ્ય સમયમાં આપણો વિજય થાય એવા પ્રયત્ન કરો.

જ્યાંસુધી શત્રુઓના શિરોની આહુતિયો નહિ અપાય, જ્યાંસુધી તે અનાર્યોનાં માથાનાં રખડતાં તુંબડાંઓ આપણા ઘોડાઓના પગ તળે નહિ છુંદાય, જ્યાંસુધી તે દુષ્ટોનો સંહાર નહિ થાય, જ્યાંસુધી ત્હેમનો વિનાશ નહિ થાય ત્યાં સુધી આપણો કોઇપણ રીતે ઉદ્ધાર થાય તેમ નથી.

ભાઇઓ ! જો યુદ્ધમાં આત્મ સમર્પણ કરશો તો જગતના ઇતિહાસના પૃષ્ટપર ત્હમારાં કાર્યો " યાવત્ ચંદ્ર દિવા કરૌ " રહેશે. તમારા તરફ સર્વ જગત સન્માનની દૃષ્ટિથી જોશે. જગતમાં ત્હમારાં જીવનો પૂજાશે–માનનીય ગણાશે.

યાદ કરો આપણા પૂર્વજોનાં પરાક્રમો. રાણા પ્રતાપના પિતામહ રાણા સંગ્રામસિંહનું પરાક્રમ ! વીરવર પૃથ્વીરાજની બહાદુરી ! ! મહાબળી કર્ણનું શૌર્ય ! યુદ્ધ વિશારદ અર્જુનની વીરતા ! રાણા પ્રતાપની અવિચળ ટેક ! આ સર્વ આપણને શું બતાવી આપે છે !

જુઓ ! તેઓ અત્યારે પોતાનાં કર્તવ્યને લીધે સર્વ માન્ય ગણાય છે. ભારતનાં દરેકે દરેક મનુષ્ય ત્હેમની શતમુખથી પ્રશંસા કરે છે. તે સર્વનું કારણ તેઓની વીરતાજ છે.

વ્હાલા સરદારો, સામંતો અને યોધ્ધાઓ હું આપને વારંવાર એમજ કહું છું કે સમય આવ્યે ચુકશોમાં, પ્રાણની દરકાર કરશો નહિ પણ કર્તવ્યની દરકાર કરજો કર્તવ્યથી ભ્રષ્ટ થશો નહિ. અને આપણા પૂજનીય મહાત્મા શ્રીકૃષ્ણના ગીતામાં અર્જુનને કહેલાં આ વાકયો વિસ્મરણ કરશો નહિ. કાં મરવું અને કાં મારવું પરંતુ અંતે વિજયીજ થવું એવી ભાવનાઓ રાખજો.

**हतो वा प्राप्स्यासि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

**અર્થ:**—જો તું યુદ્ધમાં માર્યો જઈશ, તો સ્વર્ગ પામીશ. અને જય મેળવીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. એ માટે હે કૌન્તેય ? (કુન્તિના પુત્ર) યુદ્ધ કરવાને માટે દૃઢ પ્રતિજ્ઞા કરીને ઉઠ.

(શ્રીમદ્ ભગવદ્‌ગીતા. ૨. ૩૭.)

જ્યારે દુષ્ટ અનાર્યોના શરીરના ટુકડેટુકડા કરી હેમના રક્તથી ભારતભૂમિ ઉપર વર્તાએલા કાળા કેરનું પ્રક્ષાલન કરીશું, જ્યારે હેમના રાજ્યના વાવટાને બાળીને ભસ્મીભૂત કરીશું, જ્યારે તેઓના ગર્વને માટીમાં મેળવીશું ત્યારે આપણ સર્વને કાંઈક અલૌકિક પ્રકારનો જ આનંદ પ્રાપ્ત થશે જ્યારે પરતંત્રતા નાબુદ થશે અને મોગલોના હાથમાં ગયેલી સ્વતંત્રતાનો વિજયી વાવટો હાથ આવશે ત્યારે આ માનવ દેહનું સાર્થક થશે.

આપણે આપણા પૂર્વજોને કલંકિત ન કરતાં હેમની નામને વધારે ઉજ્જવલ બનાવવી—હેમની યશોરાશિને નિંદીત ન થવા દેતાં ઉલટી સર્વ સ્થળે સન્માન પામે તેવી કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે. તે કર્તવ્ય તરફ લક્ષ્ય રાખી વીરો હમે હમારૂં સાર્થક કરો !

આજનો દિવસ અતિશય અમુલ્ય છે ! આજે પૂર્વાચળમાં ક્ષત્રિઓના વિજયનો સોનેરી સૂર્ય ઉદય પામ્યો છે. સૂર્યવંશીયોનો ઉદ્ધાર થવાના ચિન્હો આપણી સર્વની સમક્ષ ઉપસ્થિત થએલાં જણાય છે. આજે ભારતમાં રાજપૂતોને પોતાનું પરાક્રમ દર્શાવવાનો બરાબર અવસર મળ્યો છે માટે જેમ બને તેમ હમે હમારા કાર્ય તરફ લક્ષ્ય રાખજો.

જે મનુષ્ય પોતાના કાર્યથી પતિત થાય છે તેનો ઉધ્ધાર કદી પણ થતો નથી. હિન્દૂ શાસ્ત્ર–સ્મૃતિકારોનું જ તેમજ મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને આ સ્મૃતિ વાક્ય યુદ્ધ સમયે કહ્યાં હતાં. આ વચન છે માટે પ્રાણાંતે પણ ત્હેને હૃદયમાંથી વિસારવું જોઇએ નહિ. ક્ષત્રિયોનો ધર્મ કર્તવ્ય યુદ્ધ કરી અન્ય પ્રજાનો બચાવ કરવાનો–દુશ્મનોના ત્રાસથી મુક્ત કરવાનો છે ત્હેનું પાલન કરવાનો સમય અત્યારેજ આવ્યો છે.

માટે વ્હાલા વીરો ! ત્હમે ત્હમારા પ્રાણની પણ સ્પૃહા ન કરતાં શત્રુઓનું છેદન કરવા તરફ વિશેષ લક્ષ્ય આપજો કે જેથી ત્હમારી નામના અમર થશે, તમારી પ્રતિભા ભવિષ્યનાં સંતાનો પોતાના હૃદય પટ પર નિત્યને માટે ચિતરી રાખશે. ”

**द्वाविमौ पुरुषो लोके सूर्यमंडलभेदिनौ ।**
**परिव्राड्योगयुक्तस्तुरणे चाभिमुखे हतः ॥**

**અર્થાતઃ**—“ આ મૃત્યુ લોકમાં એક તો યોગાભ્યાસી તથા બીજો રણભૂમિમાં સામે પગલે મરણ પામેલો, એ બેય પુરૂષ સૂર્ય મંડળને ભેદી ઉપરના લોકમાં જાય છે. માટે ક્ષત્રિય ધર્મ પ્રમાણે યુદ્ધ કર. ( **महात्मा श्रीकृष्ण.** )

આ પ્રકારે હિન્દૂ રાજાઓને ઉત્સાહિત કરીને દેવસિંહ અશ્વારોહણ પૂર્વક શત્રુ-વંશનો ધ્વંસ કરતો કરતો જીવન્ત કૃતાન્ત–દૂતની પેઠે, ભીમ ભૈરવ વેશ કરીને, ઘોર સિંહ નાદથી ગગન મંડળ વિદીર્ણ કરતો અકબરની તરફ દોડયો આવ્યો. તે અનિવાર્ય ગતિને કોઇ રોકી શક્યું નહિ. મેઘમંડળથી સ્ખલિત થઇને પ્રમત્ત વજ્રાગ્નિ જાણે વિશ્વ-સંહાર કરવા જઇ રહી છે !

જેવી રીતે વિકટ વદન કરીને રાહુ સૂર્યનો ગ્રાસ કરવા જાય છે. તેવી રીતે દેવસિંહને ઉન્મત્ત ભાવથી સમ્રાટની તરફ જતો જોઇને મોગલ સેના હાહાકાર કરવા લાગી. વજ્રાગ્નિ, જે સમયે મેઘ–ચ્યુત થઇને પૃથ્વીના તરફ દ્રુત–વેગથી, દોડે છે તે સમયે વિશાલ શૈલશૃંગ, અભ્ર ભેદી વૃક્ષ અથવા તો જેના ઉપર તે પડે છે તે બળીને ભસ્મ જ થઇ જાય છે. તે પ્રકારે મોગલ સેના દેવસિંહની સ્હામે પડીને ભૂતળ શાયિની થવા લાગી. વસુમતી રૂધિર–પ્રવાહથી પ્લાવીત થઇ ગઇ !

એક સમાહ વીતી ગયું. બન્ને પક્ષ યુદ્ધ કરવા લાગ્યા. બન્ને તરફથી બરાબર ગોળા વર્ષ ચાલુજ રહ્યા.

હજુ સુધી કિલ્લાનો એક પત્થર પણ ન ખસ્યો. અથવા અકબરની સેના વીર શૂન્ય થવા લાગી. આહાર સામગ્રીના અભાવથી ત્હેની સેના ભૂખે મરવા લાગી તથા ત્હેનો દેખાવ કરૂણાજનક જણાવા લાગ્યો. ત્હેને દ્વિતીય પ્રાચીરમાં બંધ કરીને માનસિંહે બન્ને બાજુનાં દ્વાર બંધ કર્યાં. દેવસિંહ ખાઇ* માંહેના ગુપ્ત માર્ગોથી બહાર નિકળીને સેના સજ્જવા લાગ્યો. અકબરે જોયું કે કોઇ પણ રીતે પરિત્રાણ મેળવવાનો ઉપાય નથી; પરંતુ ભગ્નોત્સાહ ન થતાં ધીરતાની સાથે કૌશલથી કાર્યસિદ્ધિની ચેષ્ટા કરવા લાગ્યો. જોધપુરના મહારાજા અંબર નરેશ માનસિંહના પરમ ( કપટ ? ) મિત્ર હતા. ત્હેને હસ્તગત કરીને અકબરે આઠમે દહાડે રાત્રે પોતાની સેનાને દુર્ગપર આક્રમણ કરવાની આજ્ઞા આપી.

પોતાના સેનાપતિ તથા સૈનિકોને સંબોધીને સમ્રાટે કહ્યું " આ શેષ ચેષ્ટા છે. આજ અથવા તો ચિરકાલને માટે મોગલ સૂર્ય અસ્ત

* સપ્તમ ખણ્ડના પ્રથમ પરિચ્છેદમાં જુઓ. લેખક.

થઇ જશે અથવા ઉજ્જવળ કિરણોથી વિમણ્ડિત થઇને અનંત ગગનમાં વિરાજ કરશે. મ્હેં ત્હમારી સહાયતાથી ઘણાં રાજ્યોનો જય કર્યો! ત્હમારી મદદથી મ્હેં સેંકડો દુર્ગ ધૂળમાં મેળવ્યાં છે. ત્હમારા પ્રચણ્ડ પ્રતાપથી કેટલાએ રાજાઓનાં શિર નીચાં અને કેટલાએ વીર પુરૂષોનાં શિર તોડી નાંખ્યાં છે. આજે એકવાર ઉઠો–સિંહનાદ કરી વીર–દર્પથી પૃથ્વીને કંપિત કરી શત્રુધ્વંસ કરો."

અકબરની ઉત્તેજનાથી મોગલ સૈનિકોએ ઉત્સાહિત થઇને ઉન્મત્ત ભાવથી, અતુલ સાહસથી, અનિવાર્ય વેગથી, ઉચ્છલિત સિન્ધુ પ્રવાહની પેઠે, હિન્દુઓપર આક્રમણ કર્યું. દેવસિંહને માલુમ થયું કે સુલતાન સલીમ અસંખ્ય સેના લઇને આવ્યો છે. મોગલોના રણ–વાદ્યથી સમસ્ત સ્તબ્ધ થઇ ગયા, મહારાજ માનસિંહ શત્રુઓનો ફરીવાર રજનિ સમયે આવો પ્રબલ વેગ જોઇને, ક્ષણવાર સુધી સ્તબ્ધ થઇ ગયા.

વીરેન્દ્રસિંહ* ખાઇના ગુપ્ત માર્ગને જાણતો હતો ત્હેણે એકદમ તે માર્ગની બહાર જઇને દેવસિંહને કહ્યું "કુમાર ! આપ શું કરો છો ? જલદી ન્હાસો, મહારાજ માર્યા ગયા, ત્હેના પક્ષનો એક પણ માણસ જીવતો નથી દુર્ગ પણ શત્રુઓએ તાબે કરી લીધો છે મ્હેં પણ ઘણી ચાલાકીથી મ્હારી પ્રાણ રક્ષા કરી છે જુઓ સાંભળો આ મોગલોના આનંદ ધ્વનિથી ગગન મણ્ડળ વિદીર્ણ થઇ રહ્યું છે."

દેવસિંહને માલુમ હતું કે વીરેન્દ્રસિંહ ઘણોજ વિશ્વાસઘાતક, નીચ અને જન્મ ભૂમિ દ્રોહી છે, વિશેષતઃ તે સમયે દુર્ગની અંદર આ પ્રકારે સિન્ધુ–કલ્લોલની પેઠે કોલાહલ મચી રહ્યો હતો અને મો-

---

* જુઓ પ્રથમ ખણ્ડનો પ્રથમ પરિચ્છેદ. લેખક.

ગણ જય જયની ધ્વની કરી રહ્યા હતા. આથી ત્હેને ચોધપુરાધિ પતિની વાતપર પ્રતીત થઇ ગઇ.

અહિંયાં ઇશારાની અનુસાર અકબરે મોગલ પતાકા ફરકાવી, મોગલો જય ધ્વનિ કરી ઉઠયા. દેવસિંહ પ્રપંચમાં સપડાઇ ગયો. એકલા શું કરવું ? માનસિંહ માર્યો ગયો. હવે વિશ્વાસ કેવો ? એમ ધારીને સર્વ સૈન્ય ન્હાસી ગયું.

દેવસિંહના ગયા પછી વીરેન્દ્રસિંહે તુરતજ તે ગુપ્ત માર્ગમાંથી પ્રવેશ કરીને જોયું કે દુર્ગ હજુપણ અજય, અભેદ્ય છે. તે અકબરની પાસે જઇને બોલ્યો. " આપ ડરો નહિ આજે અવશ્ય કિલ્લો જીતી શકાશે, આપ આપની ફોજને ઉત્સાહિત કરો હવે ડરવાનું કારણ નથી"

આવી રીતે અકબરને સાહસ દઇને તે વિશ્વાસઘાતક શઠ વીરેન્દ્રસિંહ કૃત્રિમ શોણિત સિક્ત કલેવરથી હાલમાં માનસિંહ સ્હામે ગયો અને બોલ્યો " મહારાજા ન્હાસો, ન્હાસો. દુર્ગ શત્રુઓને હાથ લાગી ગયો. દેવસિંહ માર્યો ગયો, અને ત્હેની સેના છિન્ન ભિન્ન થઇને છૂટી છવાઈ વેરાઇ ગઇ. ન્હાસો, ન્હાસો ! ! ! "

માનસિંહ તે પોતાના પરમ ( કપટ ? ) મિત્રની વાતપર અવિશ્વાસ કરી શકયા નહિ. દેવસિંહના મૃત્યુના સંવાદે ત્હેને હૃદયમાં બાણુના જેવી અસર કરી. મુખથી શબ્દ પણ ન નિકળી શકયો. ત્હેણે ભારતોદ્ધારની આશા તજી દીધી. તે ઉદાસી ભરેલી આંખથી વીરેન્દ્રસિંહના તરફ જોઇ રહ્યો.

વીરેન્દ્રસિંહે પણ કહ્યું:—" શોચ કરવાનો વખત નથી. જલદી ન્હાસો. "

માનસિંહઃ—હવે આ પ્રાણ રાખીને શું કરવું છે ? સખે! ન્હાસવાની વાત કેમ મુખમાંથી નિકળી શકે છે ?

પરન્તુ વીરેન્દ્રસિંહે ત્હેને યુદ્ધમાં જવા દીધા નહિ. વિશ્વાસઘાતક હોવા છતાં પણ માનસિંહને અકબરના હાથમાં અર્પણ કરી દેવાની ત્હેની ઇચ્છા નહોતી. તે પુનઃ બોલ્યોઃ—" વાર ન કરો. હું એકલો શું કરી શકીશ ?

ચિંતા કરીને મનમાંને મનમાં માનસિંહ બોલ્યોઃ—" ન્હાસીશ ખરો. પરંતુ મુસલમાન મ્હારા કિલ્લામાં બેસીને મજા ઉડાવશે તે તો મ્હારાથી મરવા છતાં પણ સહન થઇ શકશે નહિં."

આ પ્રકારે સોચ વિચાર કરીને તે વીરેન્દ્રની સાથે દ્રુત–વેગથી ચાલવા લાગ્યો. જોયું કે સર્વ સ્થળે મડદાંઓના ઢગલે ઢગલા પડેલા પડેલા છે. દિગંતભેદી ગંભીર નિનાદથી દિગમંડળ વિદીર્ણ થઇ રહ્યું છે.

માનસિંહ અંતઃપુરમાં ગયા, ત્યાં જોયું કે નંદકિશોરની લાશ પડેલી છે. ત્હેની પીઠપર એક મ્હોટી ગાંસડી છે. જણાય છે કે જે સમયે રત્નરાજી સંગ્રહ કરીને ન્હાસવાનો વિચાર કરતો હશે ત્યારે દુશ્મનોના બાણથી ત્હેનું મૃત્યુ થયું હશે. એક ઉંડો નિઃશ્વાસ નાંખીને માનસિંહ બોલ્યાઃ-નંદકિશોર ! લોભ એજ અનિષ્ટનું મૂળ છે. લોભથીજ ત્હારૂં અકાલ મૃત્યુ થયું. ત્યાંથી તેઓ જવાની તૈયારીમાં હતા તે સમયે સદાશિવ ત્હેમને જોઇને છુપાવાની જગ્યા શોધી રહ્યો હતો ત્હેને પકડીને માનસિંહે કહ્યું, " તું ડર નહિ, મ્હારી સાથે ચાલ "

પોતાના ઓરડામાં જઇને એક દીપક લાવીને માનસિંહે ત્હેના હાથમાં આપ્યો અને કહ્યું " ત્હને ક્ષમા કરૂં છું દુર્ગ શત્રુઓના અ-

ધિકારમાં આવી ગયો. ત્હારી ઇચ્છા પ્રમાણે મોતી, હીરા રત્ન વગેરે લઇ લે. હું જઉં છું તે દુર્ગની અંદર જે મંદીર જેવું એક મકાન છે તેમાં મારૂં રત્નાગાર છે, ત્હેની ચાવી ત્હને આપું છું જે કાંઇ લેવું હોય તે લઇને જલદી પાછો આવ હું અહિંઆં બેસીને સ્હેજ વિશ્રામ લઉ છું."

અર્થ એક ચમત્કારિણી વસ્તુ છે સદાશિવનું મન પ્રફુલ્લ થયું. તે એકદમ ચાવી અને દીપક લઇને રત્નાગરમાં પ્રવેશ કરવા ચાહતો હતો તે સમયે પ્રલયકાલીન અનંત સમ્પ્રાતની પેઠે ઘોર ગંભિર નાદ કરીને તે ગૃહની સંચિત પર્વત–પ્રમાણ વારૂદ–રાશીએ તે વિશાલ દુર્ગને ભૂમિસાત્ કરીને ગગન મંડળનો સ્પર્શ કર્યો. વિશાલ સ્તંભ, પ્રકાણ્ડ કોષ્ઠ, (કોઠાર) પ્રકાણ્ડ દુર્ગ પ્રાચીર અત્તર ખણ્ડ અને દુર્ગ–ચૂડા સર્વ વિમાન માર્ગથી ઉડીને બહુજ દુર જઇને પડવા લાગ્યાં પ્રલયકાલિક ભૂમિકંપની પેઠે સમસ્ત પ્રદેશ અચલ પર્વત–માલા સુદ્ધાંત કંપિત થઇ ઉઠી સદાશિવ કયાં ગયો ત્હેનું કાંઇપણ ચિન્હ ન મળ્યું.

માનસિંહને માત્ર "વિશ્વાસ–ઘાતક" કહેવાવાનો અવસર મળ્યો મોગલોમાંથી માત્ર અકબર, આજીમ અને મહોબ્બત તથા સલીમ-નાજ જીવ બચ્યા.



ઇતિ સપ્તમ ખણ્ડ સમાપ્ત.




**All's well that ends well.**

*Shakespeare.*

પ્રિય પાઠક વર્ગ ! આ પ્રમાણે માનસિંહ કમળાદેવીના કૃત્રિમ-પ્રેમબંધનમાં બંધાઇને અંતે મોગલોના હસ્તે પરાજિત થયો. ત્હેણે કરેલી સઘળી ચેષ્ટાઓ વ્યર્થ ગઇ. સ્વતંત્રતા મેળવવા માટે કરેલા સઘળા યત્નો નિષ્ફળ નિવડયા. અને હંમેશને માટે અનાર્યોના દાબથી દબાઇને ત્હેમના આધિપત્યમાંજ દબાઇ રહેવું પડયું. સ્વતંત્રતાને બદલે ઉલટી વિશેષ પરતંત્રતા વેઠવી પડી. ત્હેણે કીર્તિ મેળવવા માટે જે જે ઉપાયો યોજ્યા, તે સઘળા વ્યર્થ ગયા ને કીર્તિને બદલે ઉલટા વિ-શેષ કલંકિત બનવાનો સમય આવ્યો, ઇતિહાસના પૃષ્ટપર ત્હેનું જીવન નિત્યને માટે કલંકમયજ રહ્યું.

પરંતુ વાસ્તવિક રીતે ત્હેણે પોતાના પ્રાણની પણ આહુતિ આ-પીને રાજ્ય, ધન, બંધુ બાંધવ સહિત જે આત્મસમર્પણ તથા આત્મ બળિદાન આપ્યું છે, તે ત્હેના કલંકમય જીવનને પ્રકાશમાં લાવીને ત્હેને કાંઇક અંશે નિર્દોષ ઠરાવી શકે છે.

ત્હેણે પોતાની ઉચ્ચ લાગણીથી આર્યાવર્તને મોગલોના ત્રાસમાંથી છોડાવવા માટે જે જે કષ્ટો સહન કર્યાં છે. તે ખરેખર ત્હેના નામને ઉજ્જવલતા આપે ત્હેમ છે. પરંતુ મનુષ્યના ભાગ્યમાં કયે સમયે

શું લખ્યું છે તે કોણ જાણી શકે ત્હેમ છે ? જો માનસિંહે પ્રથમ-થીજ આવા ઉચ્ચ ભાવોને પોતાના હૃદયમાં સ્થાન આપીને જેટલી અકબરશાહની ગુલામી સ્વીકારી, ત્હેને અનેક રાજ્યો પ્રાપ્ત કરાવરાવ્યાં, તથા પોતાની ભગિની, તથા પુત્રિ ત્હેને ત્યાં આપી, તે સઘળાં નિંદવા યોગ્ય કાર્યો ન કરતાં આર્યાવર્તના દેવ સમાન મનુષ્યોનાં કલ્યાણાર્થે આત્મ ત્યાગ કર્યો હોત,—પોતાના વંશજો, બંધુ બાંધવો તેમજ ક્ષત્રિયકુલ ભૂષણ સ્વરૂપ મહારાણા પ્રતાપસિંહ વિગેરે સાથે સંપ સલાહથી વર્ત્યો હોત તો, આજનો ભારતનો ઇતિહાસ કાંઇક જૂદાજ સ્વરૂપમાં હોત.

વળી ત્હેણે પ્રથમથીજ સત્ય આચરણ અને માતૃભૂમિનું કલ્યાણ કરવાની ઉચ્ચ ભાવનાઓ રાખી હોત, તથા ત્હેને અમલમાં મુકવાનો પ્રયત્ન કર્યો હોત તો તે માનસિંહ ખરેખર એક આદર્શ નર રત્ન તરિકે મહારાણા પ્રતાપની પેઠે ભારત ભૂમિમાં પૂજાતી તથા ત્હેના જીવન ચરિત્રનું પઠન થાત.

પરંતુ ત્હેમાં એક ક્ષુદ્ર મનુષ્યનું શું ગજું ? મનુષ્ય તો માત્ર પુરૂષાર્થજ કરી શકે છે, પણ ત્હેનું પરિણામ તો પ્રભુનાજ હાથમાં છે. મનુષ્યના પુરૂષાર્થનું પરિણામ સારૂં મળવું યા નરસું મળવું એ કર્મને આધિન છે એટલે ત્હેના મૂજબ માનસિંહ પોતાનું કાર્ય છેવટે બજાવીજ ચુકયો છે, પરંતુ જે કાળે જે થવાનું છે તે કોણ મિથ્યા કરી શકે ત્હેમ છે. માનસિંહે પ્રથમથીજ મોગલ સલ્તનને ઉખેડીને સંપ કરવાની જરૂર હતી એ ખરૂં. પરંતુ વિધાતાના વિધાનને કોણ ફેરવી શકે ત્હેમ છે. ?

ભાવિના પ્રબળ વેગ આગળ મનુષ્ય શા હિસાબમાં છે. અલ-

બત પુરૂષાર્થ કરવાથી મનુષ્ય ધારે તે કરી શકે છે, એ વાત સત્ય છે પરંતુ કેટલીક વખત પુરૂષાર્થ કરતાં ભાવિજ વ્હડી જાય છે. એનું ન્હાનું એવું ઉદાહરણ અમારી કલ્પના પ્રમાણે માનસિંહ પોતેજ છે.

કેમકે તે એકવાર તો યવનોનો દાસ બન્યો પરંતુ પુનઃ ત્હેના ચંચલ ચિત્તમાં સ્વદેશ ભક્તિ, સ્વતંત્રતા અને પોતાના જાતિય દ્રોહી-પણાના પ્રાયશ્ચિત એ સર્વેની ઉંડી અસર થવા લાગી. તથા તે પ્રાય-શ્ચિતનો ભડભડતો અગ્નિ ત્હેનાં વીર હૃદયને બાળીને ભસ્મીભૂત કરવા લાગ્યો અને ત્હેનાજ પરિણામે ત્હેના હૃદયમાં પુનઃ અનાર્યોના દાસત્વ માંથી મુક્ત થવાની તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ આવી અને ત્હેને પરિ ણામેજ ત્હેણે સતત્ પ્રયત્નો પણ યોજ્યા. પરંતુ ત્હેની એક સ્હેજ ભૂલને લીધેજ ભારતનું વિશાળ સામ્રાજ્ય ગુમાવ્યું. તે રાજ્ય પ્રાપ્ત કર્યા પહેલાંજ માનસિંહ હેમલતા નામની એક સ્ત્રી ઉપર મોહાંધ બન્યો અને એ વાત મોગલેશ્વરી કમલાદેવીના જાણવામાં આવવાથી ત્હેની મહાન્ આશારૂપી ઇમારતનો પાયો જડમૂળથી નાશ પામ્યો, જો ત્હેણે પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર કમલા સાથે કૃત્રિમ પ્રેમ ન કરતાં જ્યાં સુધી કાર્ય સિદ્ધિ થાય ત્યાં સુધી હેમલતા તરફ દૃષ્ટિ ન કરી હોત અને પ્રથમની પેઠેજ કમલા સાથે આડંબર કરીને ઉપ-રથી શુદ્ધ ભાવ પ્રદર્શિત કર્યો હોત તો અવશ્ય માનસિંહને વિષમય પરિણામ બહુજ ઓછું શોધવું પડત. કારણ કે બાદશાહ અકબર પોતાની વૃદ્ધાવસ્થામાં સલીમના આચરણોથી ત્હેનાપર ક્રોધિત હતો. અને ત્હેના ઉપર પોતાના તિરસ્કાર છે એમ કમલા પાસે અનેકવાર પ્રકટ કરી ચૂકયા હતા. વળી તે સમયે સલીમની વર્તણુંક બહુજ ખ-રાબ હતી અને સમસ્ત રાજ્ય દરબાર ત્હેના તરફ ઘૃણાની દૃષ્ટિથી

જોતો હતો. અને અકબરશાહ પણ તેથી ખેદ યુક્ત બન્યા હતા, વળી કમલાએ પણ ત્હેને પોતાના પ્રેમ પિંજરમાં પુરાઇને ત્હેના દાસ બની ગયા હતા. તથા માનસિંહ પોતે પણ બાદશાહના જમણો હાથ સમાન તથા રાજ્યના કર્તા કારવતા અને લગભગ અર્ધો બાદશાહ જેવોજ હતો. તેથી આવા અનેક સુયોગોથી માનસિંહને રાજ્ય મેળવવાનો ખરો અવસર હતો તથા રાજપૂત જાતિને બલ્કે સમસ્ત ભારત વર્ષને તે સ્વતંત્ર કરવાને શકિતમાન્ હતો. પરંતુ ત્હેના નામપર કલંક લાગવાનુંજ હોવાથી બીજીવાર પણ નિષ્ફળ થયો.

આ ઉપરથી પ્રભુની મહાન શક્તિનું સંપૂર્ણ રીતે દિગ્દર્શન થાય છે. કેમકે માનસિંહે પ્રથમથીજ અત્યંત અન્યાય આદર્યો હતો. હજારો પવિત્ર હૃદયના માતૃભક્ત વીર યોદ્ધાઓનું તેણે અકબરને રાજ્ય અપાવવા માટે સમર ભૂમિને બળિદાન આપ્યું હતું. હજારો સાધ્વી ને પતિવ્રતા બાળાઓને નિરાધાર કરી હતી. પોતાનાજ દેશબંધુ, જાતિય બાંધવ વગેરેને અકબરશાહના વિજયાર્થે પીડયા હતા. શૂરવીર કુળભૂષણ, સ્વદેશભક્ત, માતૃભક્ત, મહારાણા પ્રતાપસિંહ જેવા ધર્મવીરને પણ સંતાપ્યા હતા, આ સઘળાં પાપિષ્ઠ પરિણામોને લીધે માનસિંહે કરેલી ચેષ્ટાઓ વ્યર્થ ગઇ અને ત્હેનું જીવન કીર્તિમય થવાને લીધે ઉલટું હતું તેથી, પણ વિશેષ કલંકમય નિવડયું.

મનુષ્યો હજારો પ્રયત્ન કરી અન્યને મારી અથવા વિશ્વાસઘાત કરી પોતે મહાન થવા ધારે છે. પરંતુ પ્રભુ તેથી ઉલટુંજ કરે છે; પ્રભુ તો હંમેશાં સત્ કર્મ, ઉચ્ચ વિચાર, સમાજનું કલ્યાણ કરનાર તથા સમસ્ત સંસારનાં મનુષ્યોને પોતાનાજ કુટુંબીયો સમાન ગણનારને મદદ આપે છે.

તેવીજ રીતે જો માનસિંહે પ્રથમથીજ પોતાના દેશનું કલ્યાણ કરવા માટે ચેષ્ટાઓ કરી હોત તો તે મોગલોના દાસને બદલે હિંદનો એક મહાન સમ્રાટ ગણાત

પરંતુ તોપણ તેની અને તે વખતના ક્ષાત્ર યોદ્ધાઓની ચેષ્ટાઓ અને વીરતાપૂર્ણ કાર્યોથી તે સમયના ક્ષત્રિયો કેવા સાહસિક અને સ્વદેશભક્ત હતા ત્હેનો અને ત્હેના સ્વામીભક્તપણાનો પરિચય સ્પષ્ટ-રૂપે જણાય છે,

માનસિંહના છેલ્લાં કાર્યોપરથી ત્હેનું કલંક દૂર થાય છે, અને દેશદ્રોહીને બદલે સ્વદેશહિતૈષી ગણાવાને કાંઇક યોગ્ય ગણાય છે. અસ્તુ.

હેમલતા અજયસિંહ નામે એક જાગીરદારની કન્યા હતી અને તે પવિત્ર તેમજ દિવ્ય પ્રેમની પ્રતિમા હતી. માનસિંહના રૂપ, ગુણ, ઐશ્વર્ય અને રાજ્ય વૈભવ આદિનું વર્ણન નંદકિશોરદ્વારા સાંભળીને તે ત્હેની સાથે સ્નેહથી આંતરિક રીતે વરી ચૂકી હતી. માનસિંહને તે હૃદયથી ચ્હાતી હતી. ત્હેને પોતાના ભાવિ ભરથાર ગણતી હતી અને ત્હેની સાગેજ લગ્ન ગ્રંથીથી જોડાઇને અંબર રાજ્યની પટરાણી થવા ઇચ્છતી હતી, અને માનસિંહ પણ ત્હેને હૃદયથી ચ્હાતો હતો. ત્હેને પોતાના હૃદય રાજ્યની મુખ્ય અધિવાસીની બનાવવા માટે પૂર્ણ આ-તુર હતો, પરંતુ તે ઉભય પ્રેમિ જોડાંના પ્રેમમાં વિઘ્ન નાંખનાર અજયસિંહનો પોષ્યપુત્ર સુરંજનજ હતો. ત્હેણે કમલાદેવીને અરજીદ્વારા માનસિંહ અને હેમલતાના સ્નેહ સંબંધી સઘળું વૃતાંત ત્હેની આગળ પ્રકટ કરી દીધું. પરંતુ માનસિંહ અને ત્હેના મિત્ર નંદકિશોરના ચા-તુર્યથી માનસિંહ ત્હેમાંથી મુકત થઇ શકયો અને સુરંજનને શરમિંદો થવું પડયું. પરંતુ પાછળથી હેમલતા દ્વારાજ કમલાદેવી આગળ માન-

સિંહનો પ્રેમ પ્રપંચ ખુલ્લો થયો અને તેથીજ માનસિંહને વિકટ વિપદ્ આવી પડી. છેવટે માનસિંહના મિત્ર નંદકિશોરની દ્વારા વિષથી બિચારી નિર્દોષ અને સરલ સ્નેહી બાળા હેમલતાનું મૃત્યુ થયું અને તેનો એવી દુર્દશા જોઇને ત્હેનો બાળ સહચર જે હેમલતાને હૃદયથી ચ્હાતો હતો તે સુરંજન પણ આ ક્ષણિક જગતની આભાસ બતાવનારી મોહ માયામાંથી મુકત થઇને અંતે પ્રભુના શાન્તિમય ચરણમાં વિરામ્યો.

મહેરૂન્નિસા ( નૂરજહાં ) સલીમને અંતરથી પતિતરિકે ચ્હાતી હતી કે કેમ ? એ સંબંધમાં ભિન્ન ભિન્ન મત છે. કેટલાક ઇતિહાસકારો એમ કહે છે કે સલીમે બળાત્કારેજ મહેરની સાથે લગ્ન કર્યા છે પણ તેની ઇચ્છા સલીમની સાથે લગ્ન કરવાની નહોતી. અને કેટલાક ઇતિહાસ વેત્તાઓ એમ કહે છે કે બન્નેને પ્રથમથીજ પ્રેમ હતો, સલીમ મહેરને હૃદયથી ચ્હાતો હતી. આ પ્રમાણે ઇતિહાસ વેત્તાઓના એ અભિપ્રાય છે, પરંતુ અમે તો અમને મળેલા સાધન પ્રમાણે બંનેને અરસ્પરસ પૂર્ણ પ્રેમ હતો એમજ દર્શાવ્યું છે. અને એમ માનવાનાં કેટલાંક કારણો પણ પ્રસ્તુત પુસ્તકમાં દર્શાવવામાં આવ્યાં છે. સલીમ અને મહેરનો પવિત્ર પ્રેમ હતો એમ દર્શાવ્યું છે, અને તે મુજબ છેવટે બન્ને પ્રેમ લગ્નથી જોડાયાં પણ ખરાં મહેરને સલીમ સાથે લગ્ન ન કરવા માટે અકબરશાહે ઘણીએ સમજાવી અને ત્હેનું અવલંબન કરીને-ત્હેમનું માન રાખીને છેવટે અકબરશાહના આગ્રહ મુજબ શેરખાંને પતિ તરીકે સ્વીકાર પણ કર્યો, પરંતુ ખરા હૃદયથી તો તે સલીમનેજ ચ્હાતી હતી. છેવટે ત્હેના હૃદયની ધારણા પાર પડી સલીમના હૃદય મંદિરની માલિક બનીને છેવટે ભારતેશ્વરી પણ થઇ.

પરંતુ મહેરને મેળવવાથી વખતે સલીમે જે નિંદવા યોગ્ય કાર્ય કર્યું છે, એ કાર્ય ઇતિહાસમાં પાનાપર હંમેશને માટે ત્હેને કલંકિતજ

કરી રહ્યુ છે. હ્હેણે શેરખાંનો ઘાત કરીને મહેરને પોતાની બેગમ બનાવી એ માટેજ ઇતિહાસકારો હ્હેને નિંદે છે. પરંતુ તેમ છતાં સલીમ એક રીતે તે નિંદામાંથી કાંઇક અંશે મુક્ત થઇ શકે છે. કારણ કે તે ભૂલ હ્હેણે કબુલ કરીને અત્યંત પશ્ચાતાપ કર્યો હતો તથા મહેરને પોતાની અર્ધાંગના બનાવવાનું જે વચન આપ્યું હતું હ્હેનો સ્વીકાર પણ કર્યો છે, છેવટે તેઓ બન્નેએ જીંદગી પર્યંત સુખેથી પોતાનું જીવન વ્યતીત કર્યું છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેવી જેની ભાવના તેવુંજ હ્હેનું પરિણામ મળે છે.

દેવસિંહ એ માનસિંહનો ન્હાનો ભાઇ હતો તે ખરેખરો સ્વદેશ ભક્ત અને સ્વાભિમ.ની હતો તે પોતાની માતૃભૂમિને મોગલોના તાબામાંથી મુક્ત કરવા માટે બહુજ આતુર હતો અને તેટલા માટે હ્હેણે અત્યંત કષ્ટ સહન કરીને અનાર્યોના પ્રચંડ સૈન્ય સ્હામે વેશ બદલી બદલીને કળા કૌશલ્ય અને ચાતુર્યથી જે જે ચાલાકીયો ખેલી છે એ ઘણીજ પ્રશંસાયુક્ત છે.

સામતસિંહ, લૂંટારા, રાજસિંહ વગેરે નામ ધારણ કરીને મોગલ સામ્રાજ્યનો ખજાનો લટવામાં હ્હેણે જે જે યુક્તિ પ્રયુક્તિઓ કરી છે તે ખરેખર અતિશય અદ્દ્ભુતતા પ્રકટ કરાવે હ્હેમ છે.

બહેરામ અકબરશાહના કોપથી દોષિત ઠરીને છેવટે પોતાનું જીવન સાત્વિક રીતે ગાળવાનો સંકલ્પ કરીને મક્કા તરફ જતો હતો. એવામાં હ્હેના કોઇક પઠાણ દુશ્મન દ્વારા માંર્ગમાંજ માર્યો ગયો.

અમિના એ મહોબ્બતખાંની પોષ્ય પુત્રિ હતી. અને મહોબ્બતે હ્હેને માનસિંહ તથા દેવસિંહના સઘળા પ્રપંચો તથા કાવત્રાં જાણવા માટે નિયુક્ત કરી હતી. હ્હેણે તે કામમાં પૂર્ણ વિજ્ય મેળવ્યો હતો.

રાજપુતોના સઘળા પ્રપંચો મહોબ્બતની આગળ પ્રકટ કર્યાં હતા. અને ત્હેને પરિણામે મહોબ્બતે ઉસ્કેરાઇને મોગલ સલ્તનનતા બચાવાર્થે પૂર્ણ ઉપાયો યોજ્યા હતા અને ત્હેના પ્રતાપેજ અકબરશાહે વિજય મેળવ્યો હતો.

મહોબ્બતખાં ચતુર નિપુણ અને યુદ્ધ વિશારદ પુરૂષ હતો ત્હેના પરાક્રમથી તે સમયે મ્હોટા મ્હોટા વીર પુરૂષો પણ કંપતા હતા ત્હેના બળથીજ અકબરશાહે અનેક સામોજ્યો પ્રાપ્ત કર્યાં હતાં આ ઉપરથી જણાય છે કે મહોબ્બતખાં પણ એક શરવીર સરદાર અને મહાન લડવૈયો હતો.

માનસિંહ અને મહોબ્બતખાં ઉભય પ્રતિપક્ષી હતા ઉભયમાં વૈરના બીજ રોપાયાં હતાં મહોબ્બતનો અને માનસિંહનો એવા બે પક્ષ પડી ગયા હતા. રાજ્યના કેટલાક ઉમરાવો મહોબ્બતના પક્ષમાં રહીને ત્હેની સાથે મદદમાં ઉભા રહેતા હતા અને તેવીજ રીતે માનસિંહના પક્ષનાં માણસો પણ મહોબ્બતથી વિરૂદ્ધ થઇને ત્હેની સ્હામે પ્રપંચ યુદ્ધમાં ઉતરતાં હતાં. આવી રીતે અકબરશાહની વૃદ્ધાવસ્થામાં રાજ્યના ઉમરાવ મંડળમાં પણ બે પક્ષ પડીને પોતપોતાની ઇચ્છાનુસાર કામકાજ કરતા હતા તથા બન્નેમાં હમેશને માટે વિગ્રહ મચ્યો રહેતો હતો, પ્રથમ તો માનસિંહના પક્ષનો પ્રભાવ પૂર્ણ અંશે પ્રસરી રહ્યો હતો અને તેથી મહોબ્બતને એમ ખાત્રિ પણ થઇ ચુકી હતી કે હવે મોગલ સલ્તન નષ્ટ થશે પૂર્ણ ઉદયાચલમાં પ્રકાશ પામેલો પ્રભાકર અસ્ત પામી જશે અને માનસિંહનોજ વિજય થશે. પરંતુ જ્યારે અકબરશાહની માંદગી દૂર થઇ અને મહોબ્બતે અનેક ચેષ્ટાઓ, યત્નો કર્યાં ત્યારે માનસિંહના પ્રભાવની આગળ ત્હેનો પ્રભાવ પણ પ્રકાશમાં

આવ્યો અને અંતે માનસિંહની ભૂલના પરિણામે મહોબ્બતનોજ વિજય થયો. તથા માનસિંહને શરમયુક્ત થવું પડયું. માનસિંહનો પરાજય થયો ને મોગલ સમ્રાટ અકબરનો તેમજ મહોબ્બતનો વિજય થયો.

સુદાશિવ. નંદકિશોર ઉભય દ્રવ્ય લાલચુ અને વિશ્વાસઘાતક હતા બન્નેએ અનેક પ્રપંચો કરી માનસિંહનો જયોતિષના જુઠા વિશ્વાસ- ભરમાવ્યો અને એનેજ લીધે ત્હેનો પરાજય થયો. આ વિશ્વાસઘાતક ના પરિણામે છેવટે ઉભયને કમોતે માર્યા જવું પડયું.

શાસ્ત્રમાં કહ્યા મુજબ **या दृशी भावना तादृशं फलं ॥** ( જેવી ભાવના તેવું પરિણામ ) તેમજ થયું વિશુદ્ધ અને પવિત્ર ભાવનાઓ ન રાખતાં દુષ્ટ ભાવનાઓ રાખીને તેવાંજ કાર્ય તે બન્ને એ કર્યા તો ત્હેમને પરિણામ પણ તેવુંજ મળ્યું આ ઉપરથી સ્પષ્ટ જણાય છે, અયોગ્ય નીતિ વિરૂદ્ધ અને પાપી કાર્યો કરે છે ત્હેમને ઘણાંજ માઠાં પરિણામો શોષવાં પડે છે અને અંતે વણમોતે બહુજ દુઃખ ભોગવી અપજશનો પોટલો બાંધી જગતમાંથી નરકના ભયાનક અંધકારમાં જવું પડે છે.

હવે જોધપૂરના રાજા વીરેન્દ્રસિંહની દુષ્ટતા તરફ દૃષ્ટિ કરીએ. તે શઠ શિરોમણિ પાપાત્માએજ માનસિંહને વિશ્વાસઘાત કરી છેતર્યો અને સમસ્ત રાજપૂતો, રાજાઓ તેમજ ક્ષત્રિય યોદ્ધાઓની અતુલ, અમૂલ્ય મહેનતને ધુળમાં મેળવી દીધિ. દેવસિંહ તેમજ માનસિંહને દગો આપીને તેજ દુષ્ટાત્માએ ત્હેમને સખ્ત પરાજય અપાવરાવ્યો તથા ત્હેમને હંમેશને માટે પરતંત્રતાની બેડીજ પહેરાવરાવી.

ખરેખર આર્યભૂમિનું નિકંદન કહાડનાર આવા નીચ નરાધમોજ છે. જે ભૂમિ ઉપર જન્મ ધરીને, પાપાત્મને પોતાનું જીવન નિભાવ્યું.

જે દેવી સમાન માતૃભૂમિ ઉપર રહીને અનેક સુખો પ્રાપ્ત કર્યાં, તેજ ભૂમિને પરહસ્ત સોંપનાર આવા કુલાંગારોજ છે. તેઓ પોતાને તથા પોતાના પૂર્વજોને કલંકિત કરીને અંતે આ દુનિયામાંથી ધિક્કાર અને ફિટકારના શબ્દો સહન કરીને નાશ પામે છે. ધિક્કાર છે તેવા નીચ દેશદ્રોહીયોને કે જેણે પોતાના દેશબંધુઓનું સ્વતંત્રતા વિદેશી-વિધર્મી લોકોને ત્યાં વેચીને પરતંત્રતા-ગુલામી સ્વીકાવરાવી. તેઓજ જગતમાં કલંકના કાળા કોયલાઓ છે. પાપના પૃષ્ટ પોષકો અને નરકના કિડાઓ છે. તેવા પાપાત્માઓથી હે પરમાત્મા આ હિંદ દેવીને બચાવ!

છેવટે તે વીરેન્દ્રસિંહનું કપટ તેજ માનસિંહનો પરાજય અને પરતંત્રતા, ત્હેના કપટથીજ માનસિંહને હંમેશને માટે કલકિત રહેવું પડયું. નહિ તો ત્હેને વિજય મેળવી વિશુદ્ધ થવાનો અતિ અમુલ્ય સમય હતો, પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ ને પ્રભુ કરે છે કાંઇ.

પ્રસ્તુત નવલકથામાં આવેલું સઘળું વૃતાંત સંક્ષેપમાં આ પ્રમાણે છે.

